# બ્રહ્મવાદ અને માયાવાદ.

(રા. મનુભાઈ પંડ્યાના 'તત્ત્વજ્ઞાનના નિબંધો'નું અવલોકન.)




લેખક અને પ્રકાશકઃ—

ધીરલાલ મગનલાલ શાહ.

શાહપોર–સુરત.





સુરત બરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી અનાવિલ બન્ધુ પ્રીન્ટીંગ પ્રેસમાં ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યું.

શ્રીવલ્લભાબ્દ ૪૫૧ ]  મૂ. ૦–૬–૦  [ સંવત ૧૯૮૫.

# ઉદ્દેશ.

આ લઘુ ગ્રન્થ પ્રસિદ્ધ કરવામાં અમારો ઉદ્દેશ કોઈ પણ મત કે સમ્પ્રદાય ૫ર પ્રહાર કરવાનો કે નિંદા કરવાનો નથી, પણ રા. મનુભાઇ પંડયાએ તત્ત્વજ્ઞાનનું જે લઘુ પુસ્તક પ્રકટ કર્યું છે તેમાં તેમણે શુદ્ધાદ્વૈત મત પર કરેલાં આક્ષેપોનો, 'યક્ષબલિ' ન્યાયે પરિહાર કરી તે દ્વારા ગુજરાતની વેદાંત જનતાને તત્ત્વજ્ઞાન સંબંધે 'બ્રહ્મવાદ અને માયાવાદ' એ બે મુખ્ય તત્ત્વજ્ઞાનની શાખાઓનો નિષ્પક્ષપાત અભ્યાસ અને સમીક્ષા પ્રાપ્ત થાય તદર્થેંજ આ ગ્રન્થનું પ્રાકટય છે. આપણા ગુજરાતમાં માયાવાદ વિરુદ્ધ તત્ત્વજ્ઞાનના પુસ્તકો જેટલા જોઈએ તેટલા છેજ નહિ. વસ્તુતઃ પ્રમાણમાં બિલકુલ નથી એમ કહીએ તો પણ અવાસ્તવિક નથી. આનું મુખ્ય કારણ ઇતર સાંપ્રદાયિકોએ સ્વ સ્વ મતાનુસાર ગુજરાતીમાં સ્વકીય વેદાંત ગ્રન્થોનો અનુવાદ કે સ્વતંત્ર નિબંધો પ્રકટ કરવાનો શ્રમ લીધો નથી તેમજ કોઈ પણ પ્રકારની વ્યવસ્થા કીધી નથી. શુદ્ધાદ્વૈત સિદ્ધાંતના કેટલાક પુસ્તકો અધુના ઉપલબ્ધ થાય છે, પણ ઘણા વર્ષો વીતી જવા પછી તેમની પ્રસિદ્ધિએ ગુજરાતની વેદાંત પ્રજાનું જેવું જોઈએ તેટલું ધ્યાન આકર્ષ્યું નથી. તેમજ તે પુસ્તકો ઘણે ભાગે 'શુદ્ધાદ્વૈત માર્ત્તણ્ડ' કે 'વિદ્વન્મંડન' જેવા કઠિન ગ્રંથોના અનુવાદરૂપ હોવાથી, એવા આકાર ગ્રન્થોના અભ્યાસકો ઘણાજ થોડા હોય છે. માટે સ્વતંત્ર નિબંધાત્મક શૈલીએ તુલનાત્મક ગ્રન્થોની પ્રસિદ્ધિની અતિ આવશ્યકતા છે. તેવું એક પુસ્તક પ્રો. જેઠાલાલ શાહે હાલમાં 'શુદ્ધાદ્વૈત સિદ્ધાંત' નામનું પ્રસિદ્ધ કરી ઘણા લાંબા સમયની ખોટ પુરી પાડી છે. ગુજરાતની માયાવાદી સાક્ષર જનતા તે વાંચવાની તસ્દી લેશે તો તેઓ શુદ્ધાદ્વૈતની અવહેલના કરતા અટકશે.

આમ પૂર્વે જણાવેલી અંધાધુંધીનો લાભ માયાવાદી સાક્ષરોએ લીધો અને ગુજરાતમાં સાધારણ માણસો વાંચી શકે એવી નિબંધાત્મક શૈલીએ 'વિચાર સાગર' 'તત્ત્વ ચિંતન,' 'યોગવશિષ્ઠ,' 'ચન્દ્રકાન્ત' ઇત્યાદિ પુસ્તકો પ્રસિદ્ધ થયાં આથી ગુજરાતમાં સ્વકીય માતૃભાષા ગુજરાતીમાં ઇતર વેદાંતનું જ્ઞાન પ્રાપ્ત થવાના દુર્લભ કારણને લઈને માયાવાદી પુસ્તકોના પઠન પાઠનને લઈને ગુજરાતનો મોટો ભાગ એમ ભ્રમમાં પડી ગયો કે શાંકર વેદાંત–માયાવાદ એજ વેદાંત છે. તદ્ વ્યતિરિક્ત માર્ગોમાં વેદાંત છેજ નહિ. બીજા માર્ગો સાધારણ ભક્તિ માર્ગ કે ઉપાસના માર્ગો

છે. શુદ્ધાદ્વૈત વેદાંતના થોડા ઘણા પુસ્તકો ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થયા છતાં પણ આ ભ્રાંતિ હજુ ઘણાની નિવૃત્ત થઈ નથી, અને રામાનુજાદિના વેદાંતના સ્વતંત્ર નિબંધાત્મક શૈલીના પુસ્તકો તો આપણી ભાષામાં મુદ્દલે નથી. માત્ર 'શ્રીભાષ્ય'નો ગુજરાતીમાં અનુવાદ થયો છે, પણ પૂર્વે જણાવ્યા પ્રમાણે એવા આકાર ગ્રન્થોના અભ્યાસકો ઘણાજ થોડા હોય છે. માટે આ વિદ્યાકાલમાં ઇતર સાંપ્રદાયિકોએ સત્વર સ્વતંત્ર નિબંધાત્મક શૈલીએ સ્વ સ્વ વેદાંતશાસ્ત્રના પુસ્તકો પ્રસિદ્ધ કરવાની અતિ આવશ્યકતા છે, જેથી ગુજરાતની વેદાંત પ્રજાની 'માયાવાદ એજ વેદાંત છે' એવી ભ્રાંતિ સત્વર દૂર થઈ તેઓ નિષ્પક્ષપાતથી વેદાંતની જુદી જુદી શાખાઓનો અભ્યાસ કરતા થાય. અમારા આ લઘુ પુસ્તકમાં માયાવાદીએ શુદ્ધાદ્વૈતને ઉદ્દેશીને કરેલાં ખાસ આક્ષેપોનો પ્રત્યુત્તર આપવામાં અમારે નિરુપાયે શુદ્ધાદ્વૈતની વકીલાત કરવી પડી છે. તેથી કવચિત્ ગુજરાતના સાક્ષરોને આ પુસ્તકમાં મિથ્યા ધર્મ ઝગડો કે ધર્માભિમાન વૃત્તિને લઈને મતાંધતા કે સામ્પ્રદાયિક વકીલાત પ્રતીત થાય તો તે ઉદાર ચિત્તે ક્ષમા કરી, શુદ્ધાદ્વૈતની અવહેલના કરતાં અટકી નિષ્પક્ષપાતપણાથી સમીક્ષા કરી, પોતાનામાં પણ પૂર્વે જણાવેલાં કોઈ દોષ આવી ન પડે તેમ સાવધાન રહી, માયાવાદનું સ્થાન કયાં છે તે એકાંતમાં નિશ્ચિંતપણે વિચારશે તો અમારો આ લીધેલો શ્રમ સફલ થશે એ નિઃસંશય છે.

વાંચકને હવે એક વાત જણાવવાની કે આ પુસ્તકમાં લીધેલો પૂર્વપક્ષ રા. પંડયાના પુસ્તકમાંનો છે. તેમની શૈલી પ્રમાણેજ અમે પણ પુસ્તક રચના રાખી છે. પણ વાંચક અત્રે જોઇ શકશે કે રા. પંડયાએ લીધેલા વાલ્લભમતાનુયાયી પૂર્વપક્ષનું તેઓ સમ્પૂર્ણ વાકયે વાકય કે શબ્દશઃ ખંડન કરી શકયા નથી. પરંતુ વાલ્લભમતાનુયાયી પૂર્વ પક્ષનો પ્રત્યુત્તર આપવાને બદલે ઘણે સ્થલે સ્વકીય માયાવાદનોજ પુરસ્કાર કરેલો છે. પોતે સિદ્ધાંત તરીકે જે લખે છે તેનો પ્રત્યુત્તર પૂર્વપક્ષમાં ઘણે સ્થલે દૃષ્ટિગોચાર થાય છે છતાં તે ધ્યાનમાં ન લેતાં પોતાનાજ મતનાં પ્રતિપાદનમાં પડી જાય છે. આ વાદ શૈલી ન કહેવાય. તેમનાજ પુસ્તકમાંથી અમે અત્રે ઉતારો આપીએ છીએ.

“ વાલ્લભમતાનુયાયી પૂર્વપક્ષી જીવાણુત્વ સિદ્ધ કરવામાં अंशो नानाव्यपदेशात् ममैवांशो जीवलोके। વિ. પ્રમાણો આપી, બ્રહ્મ નિરંશ છે કે સાંશ છે એનો નિર્ણય કાંઇ લૌકિક યુકિતનો વિષય નથી; એતો વેદથીજ નિષ્પન્ન થાય. અગ્નિમાંથી જેમ તણખા નિકળે તેમ બ્રહ્મમાંથી જીવનો ઉદ્ભવ થયાનો શ્રુતિ ઉપદેશ કરે છે. જુઓ ‘ यथाऽग्नेः विस्फुलिङ्गाः ’ ઇત્યાદિ. જીવને અંશ માનવાથી જીવને કષ્ટ થાય તો બ્રહ્મને પણ થાય એ શંકાના

ઉત્તરમાંજ બ્ર. સૂ. ૨–૨–૪૬ માં સૂત્રકાર 'प्रकाशादिवन्नैवंपरः' એમ આજ્ઞા કરે છે" (પૃ. ૬૭).

આનો પ્રત્યુત્તર આપતાં માયાવાદી કહે છે :–" 'अंशोनानाव्यपदेशात्।' એ સૂત્ર તથા 'ममैवांशो जीवलोके'। એ ગીતાના વાક્ય ઉપર આધાર રાખો છો. તે પ્રમાણો શું એમ બતાવે છે કે બ્રહ્મ સાવયવ છે? જો શ્રુતિ તથા ગીતાનો એવો આશય હોત તો પછી 'निष्कलं निष्क्रियम्' એ શ્રુતિનું શું કરશો? શું નિરવયવ તથા અખંડિત પદાર્થના કદિ પણ વિભાગ થઇ શકે ખરા? તો પછી અંશ શબ્દથી નિરવયવ બ્રહ્મને સાવયવ કેમ બનાવી શકો? જો જીવ ખરેખર બ્રહ્મનો અંશ હોય તો પછી જીવને ખીલા, કાંકરા, તથા વિંછું વિ. લાગવાથી જે દુઃખ તથા કષ્ટ થાય તેનાથી અંશી બ્રહ્મને પણ વેદના થશે. ઉપલી દલીલથી કોઇની પણ ખાતરી થશે કે વસ્તુતઃ જીવ બ્રહ્મનો અંશાંશિ સંબંધ નથી." (પૃ. ૬૧) આમ માયાવાદી પૂર્વ પક્ષનું ખંડન કરે છે. પણ વાંચક અત્રે જોઇ શકશે કે આ ખંડનાભાસજ છે. પૂર્વપક્ષી સ્પષ્ટ રીતે કહે છે કે બ્રહ્મ સાવયવ કે નિરવયવ છે એ લૌકિક યુક્તિનો વિષય નથી. પણ વેદથીજ જાણી શકાય છે, અને વેદ બ્રહ્મને નિરવયવ કહેવા છતાં જીવને તેનો અંશ કહે છે 'यथाऽग्नेर्विस्फुलिंगाः' એ ન્યાય પ્રમાણે આમ પૂર્વ પક્ષી ઉભય સ્વીકારે છે, વેદનાજ પ્રમાણથી, છતાં માયાવાદી તેનો પ્રત્યુત્તર આપવામાં મુદ્દાનો પ્રશ્ન ઉડાવી દઇને પૂર્વપક્ષીને બ્રહ્મ સાવયવ છે એમ સિદ્ધ કરનાર ઠેરવીને 'निष्क्रियः' ઇત્યાદિ પ્રમાણ આપે છે. અત્રે વાંચક જોઈ શકશે કે પૂર્વ પક્ષી અત્રે બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરતો નથી, તેમજ બ્રહ્મને સાવયવ પણ કહેતો નથી, વેદાનુસારજ બ્રહ્મને નિરવયવ છતાં સાંશ કહે છે અને તે લૌકિક યુક્તિનો વિષય નથી એમ સ્પષ્ટ કહે છે છતાં માયાવાદી અપ્રસ્તુત બાબતને આગળ કરી શ્રુતિ માત્ર બ્રહ્મના નિરવયવ સ્વરૂપનેજ પ્રતિપાદન કરે છે એમ નિરર્થક પિષ્ટ પેષણ કરી જીવનું અણુત્વ બોધક શ્રુતિ સ્મૃતિના પ્રમાણોનો કાંઇ પણ ખુલાસો કરતા નથી. તેમજ પૂર્વપક્ષી 'प्रकाशादिव' ઇત્યાદિ બ્રહ્મસૂત્ર આપી જીવ બ્રહ્મનો અંશ છતાં અંશિ બ્રહ્મને દુઃખાદિની કાંઇ વેદના થતી નથી એમ તત્ત્વ સૂત્રકારના મતેજ સિદ્ધ કરે છે છતાં મુદ્દાની બાબતને ઉઠાવી દઈ, પુનઃ તેનો તેજ આક્ષેપ કરે છે. આનું નામ ખંડન શૈલી ન કહેવાય, પણ દુરાગ્રહજ કહેવાય વિસ્તાર ભીતિથી અમે વધુ ઉદાહરણો આપતાં નથી, પણ વાંચકનેજ તેનો વિચાર કરવાનું સોંપ્યે છીએ. વાંચક આ ગ્રંથમાં જોઇ શકશે કે અમે માયાવાદીની ખંડન પદ્ધતિ સ્વીકારી નથી પણ તેમના વાક્યે વાક્યનું અક્ષરશઃ સમ્પૂર્ણ ખંડન કરેલું છે. તે ઉભય વાંચવાથી વાંચકને સત્યની પ્રતીતિ થશે.

આ ગ્રન્થના પ્રાકટયનું પ્રયોજન માયાવાદી સ્વકીય ગ્રન્થની પ્રસિદ્ધિ જેમ રાષ્ટ્રિય ઉન્નતિ, સામાજિક ઉન્નતિ કે દેશ સેવામાં ઉપયોગી કહે છે તેમ નથી માયાવાદીના આખા ગ્રન્થમાં એમની રાષ્ટ્રિય ધગશ સર્વત્ર પ્રતીત થાય છે, પણ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ જીવને સર્વત્ર બ્રહ્મભાવ અને સમાનતાજ હોવા જોઇએ. તાત્વિક દૃષ્ટિ એમ કહે છે કે સર્વ જગત્‌માં બ્રહ્મનુંજ કર્તૃત્વ છે, અને જે જીવને જે કાર્ય પ્રભુએ સોંપેલું છે તેજ કર્તવ્ય તેણે કરીને કૃતાર્થ થવાનું છે, એટલે તમામ જીવોને માટે કાંઇ જગત્‌માં દેશ સેવા કે સમાજ સેવા કહેલી નથી, જેનામાં પ્રભુએ જે પ્રકારની શકિત મૂકી છે તેણે તે પ્રકારે પોતાનું કર્તવ્ય બજાવી પ્રભુની લીલામાં ઉપયોગી થઇ કૃતાર્થ થવાનું છે. માટે તત્ત્વજ્ઞાનના જે જિજ્ઞાસુઓ છે તેમણે તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરી, તેને જીવનમાં આચરી સર્વત્ર બ્રાહ્મી સ્થિતિ અનુભવવાની છે, આ સ્થિતિ સર્વને માટે સર્જાયાલી નથી, પણ તેના જે અધિકારીઓ છે તેઓજ તેનો અભ્યાસ કરી, તાત્વિક જ્ઞાન પ્રાપ્ત કરી સર્વત્ર બ્રહ્મભાવ અનુભવી કૃતાર્થ થાય છે. આથી દેશ સેવા કે સમાજ સેવાની નિંદા નથી પણ જે જીવ જે માર્ગનો અધિકારી, પ્રભુએ જેને જે કાર્ય સોંપ્યું છે, તે કરી કૃતાર્થ થવાનું છે. "શાંકર વેદાંતનું જ્ઞાન જીવનમાં આચરી શકાય તેમ નથી, તેથી તે પ્રવૃત્તિમય જીવનમાં કોઇ પણ રીતે ઉપયુક્ત નથી. સમાજ, રાષ્ટ્ર, ધર્મ, કેળવણી વગેરે વિષયો ગૃહસ્થાશ્રમીઓનાજ છે. શાંકર તત્ત્વજ્ઞાનનો લાભ સંન્યાસીઓનેજ મલે છે, કે જેઓ પ્રવૃત્તિમય જીવનથી તદ્દન અલગ છે એટલુંજ પણ તેના વિરોધી છે. તો પછી સંન્યાસીને માટેનું જે જ્ઞાન છે ( કેવલાદ્વૈત ) તે ગૃહસ્થાશ્રમીઓને શી રીતે ઉપયુક્ત થઇ શકે? હા, ભૂપૃષ્ઠ ઉપર વસતી તમામ માનવ જાતિમાં પરસ્પર બન્ધુતા અને સમતાનો ભાવ જાગે તે માટે અદ્વૈત જ્ઞાનની જરૂર છે. પણ તે શંકરાચાર્યના કેવલાદ્વૈતથી નહિ, કારણકે કેવલાદ્વૈત જગતને મિથ્યા કહે છે. જો જગત્ મિથ્યા હોય તો પછી તેમાં કરાતી સામાજિક, રાષ્ટ્રિય કે જ્ઞાતિય ઉન્નતિના તથા પરસ્પર બન્ધુતા માટેના પ્રયત્નો પણ મિથ્યાજને! એવી મિથ્યા પ્રવૃત્તિથી કાંઇ પણ શ્રેય સાધી શકાય નહિ........શુદ્ધાદ્વૈતમાં તમામ જીવોને બ્રહ્મના અંશ માનવામાં આવેલા છે તથા જગતને પણ બ્રહ્મનું કાર્ય, અંશ કહેલ છે. આથી જગત્ પરના વસતા તમામ જીવો એ બ્રહ્મના અંશ હોવાથી તેમનામાં ઉચ્ચ નીચના કોઇપણ ભેદો કલ્પવા એ ખોટું છે." (પ્રો. જેઠાલાલ શાહ) તેમજ પ્રાણી માત્ર તરફ દયા અને અહિંસા વૃત્તિથી, આત્મવત્ સર્વભૂતોમાં ભાવ રાખવો જોઇએ. આજ ખરી સમાનતા છે. આવા પ્રકારના શુદ્ધાદ્વૈત જ્ઞાનથીજ અહંભાવ નિવૃત્ત થતાં સર્વત્ર સમાનતા અનુભવાય છે. દુનિઆભરમાં રાજા પ્રજા, શેઠ નોકર, શ્રીમંત ગરીબ, અને પુરૂષ તથા સ્ત્રી વગેરે

જે ભિન્ન ભેદો જોવામાં આવે છે તે તમામમાં સમભાવ બ્રહ્મદૃષ્ટિ 'साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते' એ ગીતા વચન પ્રમાણે, ભેદ ભાવો દૂર કરવામાં શુદ્ધાદ્વૈતના ખરા જ્ઞાનનો પ્રચારજ આપણા જીવનમાં સમતા લાવી તે દ્વારા સમાજોન્નતિ, દેશોન્નતિ કે રાષ્ટ્રોન્નતિ કરશે. 'तथा च यं जीवं यस्मिन्मार्गेऽङ्गीकृतवांस्तं जीवं तत्र प्रवर्तयित्वा तत्फलं ददातीति सर्वं सुस्थम्।' એ શ્રીવિઠ્ઠલેશ્વરની આજ્ઞા પ્રમાણે જે જીવનો જે માર્ગમાં અંગીકાર ત્યાં તે જીવને ભગવાન પ્રવર્તાવી તે માર્ગનું ફલ આપે છે માટે સર્વ સમીચીન છે. આમ જેઓનો અંગીકાર પ્રવાહ માર્ગમાં થયેલો છે તેઓને તે માર્ગમાં પ્રભુ પ્રવર્તાવી તે દ્વારા સમાજ, રાષ્ટ્ર કે જ્ઞાતિ ઉન્નતિના કાર્યો કરાવી તે માર્ગનું ફલદાન કરે છે માટે રાષ્ટ્રિય, સામાજિક કે જ્ઞાતિ ઉન્નતિના કાર્યો એજ જીવનું છેવટનું ધ્યેય નથી, તેમજ જીવનનું પણ છેવટનું ધ્યેય તે નથી. એવા પ્રવાહ માર્ગમાં અંગીકૃત જીવને પ્રાવાહિકજ ફલ મળે છે, એના કરતાં આધ્યાત્મિક જ્ઞાનમાર્ગ શ્રેષ્ઠ છે અને એનાથી પણ પર આધિદૈવિક ભક્તિ માર્ગ છે. આમ શાસ્ત્રીય વ્યવસ્થા છે. તેનો લોક સાથે સંભ્રમ કરી, સર્વત્ર વ્યામોહ કરવો અનુચિત છે. માટે પ્રભુની લીલામાં જે જીવને જે કાર્ય સોંપાયલું છે તે દેખાતાં અનેક વિરોધી ભાવોને નિવૃત્ત કરીને સર્વત્ર સમભાવ અનુભવી ભગવદ્ ધામમાં અંતે ગતિ કરવી એજ વૈદિક શાસ્ત્રનું ધ્યેય છે. 'It is the Divine Will that is at the bottom of all activity. The human soul has to consciously or unconsciously play the part assigned to him by Lord and after playing which to return to the abode of eternal bless from where he has come. This whole universe with all its diversities, opinions and activities is the grand eternal Drama composed by the greatest Artist; and higher the devotion of human soul rises the better he understands the divine element working through every nook and corner of the universe. The immense diversity and unequality vanishes away from his sight, in the immense diversity he sees the perfect harmony.' ( Mr; Teliwala ) આમ બ્રહ્મવાદની દૃષ્ટિએ અમારા આ ગ્રન્થનું પ્રાકટ્ય પ્રયોજન છે.

આ ગ્રન્થ કેવા સંજોગોમાં પ્રસિદ્ધ થાય છે તદર્થે અત્ર બે બોલ અસ્થાને નહિ ગણાય. અમારા સન્મિત્ર રા. હરિલાલ રા. પંડયાના પુસ્તકનું કોઈ સારૂ અવલોકન લખી આપવા અમારી પાસે તે પુસ્તક લાવ્યા. મેં તેમને જણાવ્યું કે જો તમે એનું સ્વતંત્ર અવલોકન પુસ્તકરૂપે છપાવો તો સંપ્રદાયને તેમજ ઇતર અભ્યાસકોને સારૂં થઇ પડે. સંપ્રદાયમાં આનો જવાબ આપવાની કોઈને કાંઇ પડી નથી અને સંપ્રદાયમાં

આવી સામાયિક પ્રવૃત્તિનો આદર કરતાં હજુ વર્ષો જોઈશે માટે જો તમે તે છપાવવાનું સાહસ કરો તો તમારે માટે હું સ્વતંત્ર ૭ ફોર્મ જેટલું લખી આપું. એ ઉત્સાહી ભાઈએ હા પાડી અને મેં લેખન કાર્ય હાથમાં લીધું. લખતાં લખતાં મેટર વધી પડી અને પુસ્તક લગભગ ૧૬ ફોર્મનું થવા ગયું છતાં પણ મેં શ્રીકૃષ્ણના તાત્વિક સ્વરૂપનું પ્રકરણ આમાં લખ્યું નથી કારણ કે 'પ્રહસ્તવાદ' પ્રસિદ્ધ થઈ ગયો છે. તેમાં તેનો સચોટ પ્રત્યુત્તર આવી જાય છે માટે વાંચકને તે વાંચી લેવા ભલામણ છે. આમ તે ભાઈના કહેવા પ્રમાણે ટુંકમાં હું લખી શકયો નહિ તેથી આર્થિક મદદના અભાવમાં પુસ્તક છપાવાનું બંધ રહ્યું. પછી એ ભાઈએ એક ફોર્મ બહાર પાડી તેમાં આથિક મદદને માટે જાહેર માંગણી કરી છતાં બે ત્રણ માસ સુધી કોઈએ કશીએ દાદ ફરીયાદ લીધી નહિ. આ બતાવે છે કે સંપ્રદાયને નામસેવા પ્રત્યે કેવો અને કેટલો ભાવ છે અને તેમાંએ ખાસ કરીને આક્ષેપાત્મકનો પ્રત્યુત્તર આપવામાં કેટલો પછાત છે. આવી વિષમ સ્થિતિમાં રા. વસંતરામ શાસ્ત્રીજીએ અમને પ્રોત્સાહન આપવા સ્વમાસિકમાં અમારા લેખના દરમાસે ૪-૬ પૃષ્ઠ રોકવાની ઈચ્છા દર્શાવી. અમે કબુલ કર્યું અને લેખ માસિકમાં છાપવા મોકલી પણ આપ્યો. આ અરસામાં શ્રીમદ્‌વલ્લભાધીશના કૃપાપાત્ર અને તેમના સાહિત્ય પ્રચારમાં અમંદ ઉત્સાહ લેનાર નડીયાદના રા. મોહનભાઈ દ્વારા એક ઉદાર વૈષ્ણવે રૂ. ૧૦૦)ની આર્થિક મદદ આપવા ઈચ્છા દર્શાવી આમાં પણ શાસ્ત્રીજી વસંતરામે તે માણસને અમને મદદ આપવા કહ્યું, તદર્થે તેમનો ઉપકાર સર્વથા અવિસ્મરણીય છે. તેમની ઈચ્છાનુસાર અમે આ ગ્રન્થ પ્રસિદ્ધ કરવાનું સાહસ કર્યું. આ ગ્રન્થના ચાર ફોર્મ છપાઈ ગયા પછી અમારા મિત્ર રા. હરિલાલના વિનંતિ પત્ર પરથી સુરત શ્રીબાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભાની શાખા સભાએ આ ગ્રન્થની ૨૫૦ પ્રતિઓ લઈ રૂ. ૧૦૦) ની આર્થિક સહાય્ય કરી છે, તદર્થે તે સભાના વ્યવસ્થાપક મંડળના અમે ઉપકૃત થયા છીએ. આમ આ ગ્રન્થની પ્રસિદ્ધિની આર્થિક ચિન્તામાંથી અમે મુક્ત થયા છીએ તેમાં ચિન્તા સંતાનહંતાર શ્રીમદ્‌વલ્લભાધીશનીજ કૃપાજ અમે સમજીએ છીએ.

આમ શ્રીમદ્‌વલ્લભાધીશની કૃપાથી જે કોઈ વૈષ્ણવ પોતાની શ્રીનો આવા નામસેવાના કાર્યમાં સદુપયોગ કરશે તો તેની લક્ષ્મીની સાર્થકતા છે. શ્રીમદ્‌વલ્લભાધીશે પણ સુ. ૧૦-૮૬ કારિકામાં આજ્ઞા કરી છે કે दुष्टैव श्रीरन्यगता, शुद्धा कृष्णैकतत्परा શ્રીકૃષ્ણગત શ્રી નિર્દુષ્ટ છે અન્યગત શ્રી દુષ્ટ છે, માટે ભગવદર્થે શ્રીનો સદ્વ્યય કરનારોજ ખરો શ્રીમંત છે. અન્ય લૌકિક ક્ષુદ્ર કીર્તિની ખાતર શ્રીનો અપવ્યય જ્યાં થાય છે ત્યાં આસુર સંપત્તિજ જાણવી.

આ પુસ્તક છપાવવામાં અમને પ્રોત્સાહન આપી અનેક ઉપયોગી સૂચનાઓ આપી છેવટે પ્રુફ સુધારવાનું કઠિન કાર્ય પોતાના શિર પર લેનાર અમારા પરમ મિત્ર ભગવદ્ધર્મ પરાયણ શ્રીયુત પ્રભુદાસ ત્રિભોવનદાસનો ઉપકાર સર્વથા ભૂલાય નહિ એવો છે.

આમ શ્રીમદ્વલ્લભાધીશનીજ કૃપાથી આ પુસ્તક પ્રસિદ્ધ થતું હોવાથી અમે આ લઘુ પુસ્તક માયાવાદકરીન્દ્રદર્પદલન શ્રીમદ્વલ્લભાધીશનાજ ચરણકમલમાં સપ્રેમ નિવેદન કરીએ છીએ. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ ॥

શાહપોર, સુરત<br>
ચૈત્ર, કૃ. ૧૧<br>
શ્રીમહાચાર્ય<br>
પ્રાકટ્યોત્સવ<br>
સં. ૧૯૮૫

ઈશ્વરલાલ મગનલાલ શાહ.

श्रीकृष्णाय नमः ।

# બ્રહ્મવાદ અને માયાવાદ.

## ઉપોદ્ઘાતઃ—શાંકર મતની સંક્ષિપ્ત સમીક્ષા અને રા. મનુભાઈ ચંદ્રવિદ્યાનંદ પંડયાના પુસ્તકનું અવલોકન.

**ગ્રન્થ પ્રયોજનઃ**—અધુના ગુજરાતી સાહિત્યમાં 'તત્ત્વજ્ઞાનના નિબંધો' એ નામનું પુસ્તક રા. પંડ્યા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. તેમાં શાંકર મતની મિથ્યા પ્રશંસા અને શુદ્ધાદ્વૈત મતપર મનમાન્યા આક્ષેપો કરવામાં આવ્યા છે તેનો સચોટ પ્રત્યુત્તર આપવાને આ લઘુ ગ્રંથ પ્રસિદ્ધ કરવામાં આવે છે, જેથી તટસ્થ વાંચકો નિષ્પક્ષપાત બુદ્ધિથી ઉભય ગ્રંથોની તુલના કરી શકે, અને સાત્ત્વિક પુરૂષોને ભ્રમણાનો પ્રસંગ પ્રાપ્ત ન થાય તદર્થેજ આ ઉદ્યમ છે. માયાવાદ આસુરોને વ્યામોહ કરવા શંકર ભગવાને આદ્ય શંકરાચાર્યરૂપે કર્યો છે એમ પદ્મપુરાણના વાક્યથી માયાવાદીને કહીએ છીએ ત્યારે તે વાદી તે શ્લોકોને ક્ષેપક કહી આમ શંકા ઉઠાવે છેઃ-"જો ઈશ્વર પોતેજ સ્વેચ્છાથી લોકોમાં ખોટો મત ફેલાવે તો પછી એવી માન્યતા ધરાવનારા લોકોના મતમાં ઈશ્વર એક જંગલી તથા નિષ્ઠુર પુરુષ જેવો ઠરે! અને તેવા ઈશ્વર પ્રણીત મતની એટલે માયાવાદની વિરુદ્ધ કેમ જવાય? અને જો એમ કરે તો પછી તેમની ભક્તિ અધુરી કહેવાય ને પછી તેઓ ભગવાનની નજરમાં પાપી તથા ગુન્હેગાર ઠરે?" (ત. નિ. પૃ. ૩૦) પ્રથમ તો વાદીએ સિદ્ધ કરવું રહ્યું કે માયાવાદ સંબંધના જે શ્લોકો પદ્મપુરાણમાં છે તે કેવી રીતે ક્ષેપક છે? પોતાના મતથી વિરુદ્ધ જતું હોય તે ક્ષેપક? એ ક્યાંનો ન્યાય? માયાવાદી તે શ્લોકોને ક્ષેપક છે એમ સિદ્ધ કરી શકતા નથી તેથી એ શ્લોકો ક્ષેપક છે એમ કહેવું એ ભ્રાન્તિજન્ય છે. હવે બીજી શંકાનું સમાધાન. ઈશ્વર આસુરોને વ્યામોહ કરવા એવો ખોટો મત લોકોમાં ફેલાવે છે એ શાસ્ત્રસિદ્ધ છે. જુઓ ગીતાનો ૧૬મો અધ્યાય द्वौ भूतसर्गौ लोकेऽस्मिन् એ શ્લોકાનુસાર ભગવાને બે પ્રકારની સૃષ્ટિ રચી છે તેમાં આસુરીસૃષ્ટિને માટે એવો મત ભગવાને લોકોમાં ફેલાવ્યો એ ખોટું નથી, અને તેમ કરવામાં ભગવાનમાં જંગલિપણું તથા નિષ્ઠુરત્વ આવતાં નથી, તેથી ઉલટું જ્ઞાનરૂપ બ્રહ્મમાં અજ્ઞાનરૂપ માયા બ્રહ્મસ્વરૂપની વિસ્મૃતિ કરાવી અજ્ઞાનરૂપ ખોટો અધ્યાસ ફેલાવે છે. એ માયાનું મોટું જંગલિપણું તથા નિષ્ઠુરત્વ છે! એમાં બ્રહ્મનું ઐશ્વર્ય ન રહેતાં બ્રહ્મ માયાધીન તથા નપુંસક બને છે! આવા નાસ્તિક મતની સામા થનાર અને સાત્ત્વિક પુરુષોને ભક્તિમાં પ્રવૃત્ત કરવા ઉદ્યમ કરનાર ભગવાનની નજરમાં પાપી તથા ગુન્હેગાર ઠરતો નથી; પણ તેથી ઉલટું નાના વ્યામોહક મતો જગતમાં ફેલાવી કૃષ્ણ

ભક્તિનું વારણ કરવું એજ મહામોહ અને પાપ તથા ગુન્હો છે. આથી અમારી આ પ્રવૃત્તિ સફલ છે એમ માની અમે આ લઘુ ગ્રન્થ પ્રસિદ્ધ કરીએ છીએ.

**માયાવાદ માહાત્મ્યઃ**—માયાવાદી પોતાના મતનું માહાત્મ્ય દર્શાવતા કહે છેઃ--"Maxmuller, Deuson, Gough, Jacob, Thibaut વિ. એકે અવાજે આંતરિક પ્રેમ તથા ઉત્સાહથી અનુમોદન આપી સ્વીકારી રહ્યા છે" (ઉ. પૃ. ૮) આના પ્રત્યુત્તરમાં જણાવવાનું કે ઉપલા વિદ્વાનોએ કેવળ શાંકરભાષ્યજ જોઇને પોતનો અભિપ્રાય આપ્યો છે. તેઓએ બીજા ભાષ્યોનું અવલોકન કર્યું નથી એમ તેમના પુસ્તકો ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે. જો તેઓને બીજા ભાષ્યો અવલોકવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હોત તો તેઓ જરુર ઇતર ભાષ્યોનો ઉલ્લેખ કરી તટસ્થ નિષ્પક્ષપાત બુદ્ધિથી પોતાનો અભિપ્રાય બાંધતે પણ તેમ બન્યું નથી કારણ કે તેઓએ પોતાના ગ્રન્થોમાં ક્યાંએ ઇતર ભાષ્યકારોના મતનો ઉલ્લેખ કર્યો નથી એટલુંજ નહિ પણ ઇતર મતોની શાંકર મત સાથે સમીક્ષા પણ કરી નથી. ડૉ. થીબો જેમને શ્રીભાષ્ય અવલોકવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો તેમણે મેકસમૂલરના ૩૪માં વૉલ્યુમ પરના ઉપોદ્ઘાતમાં શાંકર ભાષ્યની શ્રીભાષ્ય સાથે તુલના કરી સ્પષ્ટ રીતે કહ્યું છે કે શાંકર ભાષ્ય સૂત્રકારના મત સાથે જરાએ મળતું નથી. આમ એક દેશીય મતપર કૂદકા મારી લોકોને વ્યામોહ કરવાને પાશ્ચાત્ય વિદ્વાનોના નામ ગણાવવા મંડી જવું તેથી કાંઇ પોતાનો મત સિદ્ધ થવાનો નથી. આધુનિક સર્વ વિદ્વાનોનો એવો પ્રસિદ્ધ મત છે કે શાંકર ભાષ્ય લેશ પણ સૂત્રકારને અનુસરતું નથી. આ માટે જુઓ સદ્ગત તેલીવાનો નિબંધ. તેમજ માયાવાદીએ ગણાવેલા વિદ્વાનો પૈકી ડૉ. Deuson અને થીબૉના મતો લોકની જાણ સારૂં અત્રે આપું છું. "There is a contradiction between the system which is deduced from the express Sutras of Badarayan and the esoteric doctrine of Shankara." (Dr. Deuson) "That the Sutras and the Shankar Bhashya do not agree concerning, most important points of Vedantic doctrine" (Thibaut) આધુનિક વિદ્વાન ડૉ. ભાંડારકર શું કહે છે ?:--"The opinion expressed by some eminent scholars that the burden of the Upanishad-teaching is the illusive character of the world and the reality of the one soul only is manifestly wrong and I may even say, is indicative of an uncritical judgment." આ ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે પાશ્ચાત્ય તેમજ અત્રત્ય વિદ્વાનો એકે અવાજે કહે છે કે શાંકર મત સૂત્ર તેમજ ઉપનિષદ્ સિદ્ધાંતથી વિરુદ્ધ છે. આમ છતાં જેમણે એકજ ભાષ્ય જોએલું છે એવા ડૉ. મેકસમૂલરનો અભિપ્રાય આપવો એ વૃથા છે.

**માયાવાદ અસત્શાસ્ત્ર તથા પ્રચ્છન્નબૌદ્ધ અને નાસ્તિક મત છેઃ**-માયાવાદી કહે છે કેઃ--"વાલ્લભમતાનુયાયીઓ શાંકર મતાવલંબીઓને પ્રચ્છન્નબૌદ્ધ,

આસુરી, નાસ્તિક વિ. અનેક ઉપમાઓ આપી શાંકરમતપ્રત્યે તેઓ દ્વેષ ધરાવે છે." આ તેનું કથન અસત્ય છે. વાલ્લભમતાનુયાયીઓ કોઇનો પણ દ્વેષ કરતાજ નથી, તેમજ તેઓ માયાવાદીઓને પ્રચ્છન્નબૌદ્ધ તેમજ આસુરી કહેતા નથી, પણ માત્ર શ્રુતિ સ્મૃતિઓનો અનુવાદ કરે છે. શ્રુતિ સ્મૃતિ સ્વયં જે માયાવાદીને માટે નામો વાપરે છે તેનોજ તેઓ અનુવાદ માત્ર કરી સાત્ત્વિક પુરુષોને તેવા અસતશાસ્ત્રથી દૂર રહેવાને સૂચવે છે તેમાં કાંઇ તેઓ તેમનો દ્વેષ કરતા નથી. માયાવાદને શ્રુતિ સ્મૃતિ શા માટે અસતશાસ્ત્ર તેમજ પ્રચ્છન્નબૌદ્ધમત કહે છે તેનો વિચાર કરીએ. માયાવાદી વેદને અપૌરુષેય કહેવાનો આડંબર માત્ર કરે છે કારણ કે તે વાદી વેદાદિસતશાસ્ત્રને પરમાર્થતઃ મિથ્યા કહે છે. પરમાર્થતઃ મિથ્યા એટલે અનિત્ય એટલે વેદને અનિત્ય અને મિથ્યા માનનારને પ્રચ્છન્નબૌદ્ધ સિવાય બીજું શું કહેવું ? 'अत एव च नित्यत्वम्' ઇત્યાદિ સૂત્રોમાં વેદોને નિત્ય કહ્યા છે. બીજું માયાવાદી જગતને અસત્ય કહે છે. જગતને અસત્ય કહેનારને ગીતાકાર આસુર કહે છે. તેમજ તે લોકો માયાને ભગવાનની શક્તિ માનતા નથી પણ બ્રહ્મથી ભિન્ન એવી સદ્ અસદ્ વિલક્ષણમાયાને સ્વીકારે છે. આવું માયાનું સ્વરૂપ પ્રસ્થાનત્રયમાં કશે પ્રતિપાદિત નથી. માયાના સંબંધને લઇને, અધ્યાસને લઇને બ્રહ્મ ઈશ્વર, સર્વજ્ઞ, સર્વશક્તિમાન વિ. વ્યવહારાશય છે; વસ્તુતઃ પરમાર્થતઃ ઈશ્વરનું સર્વજ્ઞત્વ, ઈશ્વરત્વ વિ. મિથ્યા છે એટલે ઈશ્વર અનિત્ય છે. એમ કહેનારને નાસ્તિક નહિ કહે તો બીજું શું કહે ? 'मम माया' ઇત્યાદિમાં માયાને ભગવાનની શક્તિ કહી છે. અનિત્ય, અનિર્વચનીય મિથ્યા ઉપાધિ કહી ઉડાવી દીધી નથી. માયા અથવા માયા-વિશિષ્ટ જગત્કારણ છે એમ કહેવું તે માયાવાદ અને તેનો અંગીકાર કરે તે માયાવાદી. વેદ, ગીતા, બ્રહ્મસૂત્ર અને શ્રીમદ્ભાગવત પર્યન્ત કોઇપણ પ્રસ્થાનમાં ઔપાધિક આવિદ્યક માયાને અથવા માયાવિશિષ્ટને જગત્કારણ માન્યું છે ? વાચકને હવે પ્રતીતિ થઇ રહેશે કે માયાવાદી વેદાદિસતશાસ્ત્રને મિથ્યા, ઈશ્વરનું સર્વજ્ઞત્વ, સર્વશક્તિત્વ વિ. માયિક, જગતમાયિક, અત્યંત અવિદ્યા બદ્ધજીવ તે આત્મા, બ્રહ્મ આવા વેદવિરુદ્ધ સિદ્ધાંતો ઉપજાવનાર પ્રચ્છન્નબૌદ્ધ નહિ તો બીજું શું ? આવું માનનાર નાસ્તિક અને આસુર નહિ તો બીજું શું ? સાંપ્રદાયિકો કાંઇ દ્વેષ કરતા નથી પણ શાસ્ત્રમાં જે કહ્યું છે તેનો અનુવાદ માત્ર કરે છે માટે તેઓના ઉપર ખોટો આક્ષેપ કરવો એ વૃથા છે.

**શાંકરભાષ્ય અને અણુભાષ્યઃ**—માયાવાદી કહે છે કેઃ—"અણુભાષ્યમાં કાંઇ અપૂર્વતા નથી. માત્ર બીજા પૂર્વ આચાર્યો જે કાંઇ લખી ગયા છે તેનો અનુ-વાદ તથા સ્હેજસાજ રૂપાન્તર છે. તેમ તેમાં કાંઇ ઉંડી તથા અસર કરે એવી કાંઇ ફિલૉસૉફી પણ નથી. શ્રીમદ્ શંકરાચાર્ય જેવા તીવ્ર બુદ્ધિશાળી પૂર્વ આચાર્યોએ વમન કરેલાં મંતવ્યોનો તેમાં અંગીકાર કરવામાં આવ્યો છે. અણુ ભાષ્યનો હજુ સુધી ગુજરાત મુંબાઇ વિ. સિવાય અન્યસ્થળે જોઇએ એટલો બહોળો ફેલાવો થયો નથી

તેનું શું કારણ ? માત્ર આંતરિક સિદ્ધાંતની નિર્બળતા તથા નિર્મોલ્યતા." આમ માયાવાદી સ્વશાંકર ભાષ્યની મિથ્યા પ્રશંસા કરે છે. વસ્તુતઃ વિદ્વાનોની ખાત્રી થઈ ગઈ છે કે બ્રહ્મસૂત્રોને સમ્પૂર્ણ અંશે અનુસરતું જો કોઇ પણ ભાષ્ય હોય તો તે અણુભાષ્યજ છે. તેમાં પૂર્વાચાર્યોનો અનુવાદ નથી, જો અનુવાદ હોય તો તેઓને મળતોજ સિદ્ધાંત હોત પણ માયાવાદથી તદ્દન વિરુદ્ધ એવો બ્રહ્મવાદનો સિદ્ધાંત છે એટલે શંકરાચાર્યના વમન કરેલાં મંતવ્યોનો તેમાં અંગીકાર છે એમ કહેવું એ મૂર્ખતાની અવધિ છે. વસ્તુતઃ માયાવાદના સમ્પૂર્ણ ખંડનનું જો કોઇને પણ માન હોય તો તે કેવલ **શ્રીમદવલ્લભાચાર્યનેજ** છે. એ તેઓના ભાષ્યની ઇતર ભાષ્યો સાથે તુલના કરનાર નિષ્પક્ષપાતી વિદ્વાનની ખાતરી થયા વિના નહિ રહેશે. અણુભાષ્યમાં પૂર્વપક્ષ માયાવાદજ છે એ તેના વાચકને સહજ પ્રતીત થશે. આવા પૂર્વપક્ષીના મંતવ્યોનો અણુ ભાષ્યકારે અનુવાદ કર્યો છે અથવા અંગીકાર કર્યો છે એમ કહેવું એ કેવળ દુરાગ્રહ અને મૂર્ખતાજ છે. અણુ ભાષ્યના ફેલાવા સંબંધે અત્રે એટલુંજ કહેવું બસ છે કે સાંપ્રદાયિક આચાર્યો તથા અનુયાયીઓના પ્રમાદને લઇને અણુભાષ્યની અપ્રસિદ્ધિને લઈ તેના અભ્યાસકો પુરતા નહિ થવાથી તે જેવું જોઇએ તેવું પ્રકાશમાં આવ્યું નથી, પણ હાલમાં તે સંપ્રદાયના વિદ્વાન આચાર્યો તથા અનુયાયીઓ કટિબદ્ધ થઇ ગત વર્ષોમાં જે તિમિર ફેલાઈ રહ્યું હતું તેનો ક્રમશઃ નાશ કરતા જાય છે અને તેને લઈનેજ માયાવાદી લેખકને તેનો ઉત્કર્ષ સહન નહિ થઇ શકવાથી યદ્વા તદ્વા બકવાટ અને બખાળા કાઢવા માંડયા છે. અણુભાષ્યનો ફેલાવો હવે જોઇએ તેવો થતો જાય છે અને તેથીજ યુનિવર્સિટિમાં તેને સ્થાન મલ્યું છે. અને મુંબઈ સરકાર તરફથી તેના બે વૉલ્યુમો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે આજ તેની પ્રસિદ્ધિનો પુરાવો છે, તેમજ સદ્ગત તેલીવાળા તરફથી 'અણુભાષ્ય સપ્રકાશરશ્મિ'ના વૉલ્યુમો જે બહાર પડ્યા છે અને ક્રમશઃ બહાર પડતા જાય છે તેનો ફેલાવો યુરોપાદિ દેશ પર્યન્ત થયો છે અને થાય છે, તેમજ તેલીવાળાએ પ્રસિદ્ધ કરેલો નિબંધ પણ યુરોપના ઘણા વિદ્વાનોના વાચવામાં આવ્યો છે. આ બધા તેના ફેલાવાના પુરતા પુરાવા છે છતાં એમ કહેવું કે અણુભાષ્ય થોડા પ્રદેશ સિવાય પ્રસિદ્ધ પામ્યું નથી એ કેવળ દ્વેષ તથા દુરાગ્રહજ બતાવે છે વાદી એમ તો સ્વીકારીજ લેછે કે મુંબઈમાં તે પ્રસિદ્ધ પામ્યું છે તો મુંબઇ સર્વ વિદ્યાનું હાલમાં કેન્દ્ર સ્થાન છે ત્યાં માયાવાદ પર કરવામાં આવતા સચોટ આક્ષેપો અને હુમલાઓને લઇને પોતાના મતની શિથિલતા અને ઉચ્છેદની ભીતિએ યદ્વા તદ્વા બકવાટ કરે છે. હવે જો અણુભાષ્યમાં શાંકર મતનો અનુવાદ હોય અથવા તો સ્હેજ સાજ રૂપાંતર હોય કે શંકરાચાર્ય લખી ગયા હોય તે હોય તો તેનું એકજ દૃષ્ટાંત આપી ખંડન કરૂં છું. શંકરાચાર્ય સૂત્રથી ભિન્ન એવો વિવર્તવાદ ઉપજાવે છે અને સૂત્રકારથી ભિન્ન મતનું સ્થાપન કરે છે તેનાથી ઉલટું અણુભાષ્યમાં સૂત્રકારના મતને સમ્પૂર્ણ અનુસરી

બ્રહ્મનું અવિકૃત પરિણામ માનવામાં આવ્યું છે. જુઓ 'आत्मकृते : परिणामात्' પરના ઉભય ભાષ્યો. ડૉ. ભાંડારકર પણ કહે છે કે બ્રહ્મનું પરિણામ છતાં અવિકૃતત્વ એવું સૂત્રકારને સંમત કેવળ શ્રીવલ્લભાચાર્યજ અંગીકાર કરે છે. "Visnuswami and Vallabha admitting as they do, the developement of Purshottam into the world and at the same time his transcendancy follow Badarayana." આ શાંકર ભાષ્યનો અનુવાદ કે ખંડન પક્ષ? કોઈ પણ સુજ્ઞ વાચકની પ્રતીતિ થશે કે શાંકર મત સૂત્રકારથી ભિન્ન મત છે તો પછી સૂત્રોને અને સૂત્રકારને સમ્પૂર્ણ અનુસરનાર આચાર્યને પોતાના પૂર્વાચાર્ય જે કાંઈ લખી ગયા છે તેનો અનુવાદ કરનાર કે સ્હેજસાજ રૂપાંતર કરનાર કેમ કહી શકાય? આમ કહેવું એ હડહડતું જુઠાણું છે અને તે દ્વેષ બુદ્ધિનું લક્ષણ છે. માટે અણુભાષ્ય શાંકરભાષ્ય કરતાં સર્વોપરિ છે કારણ કે તે સમ્પૂર્ણ સૂત્રકારને અનુસરતો મત છે. શાંકર ભાષ્યમાં પ્રતિપાદિત મત સૂત્રકારના મતથી ભિન્ન છે, પ્રસ્થાન ત્રયથી વિરુદ્ધ મત છે. આમ ઉભય ભાષ્યો એક બીજાથી તદ્દન વિરુદ્ધ છે છતાં એક બીજાનો અનુવાદ છે કે સ્હેજ સાજ રૂપાંતર છે એમ કહેવું એ ભ્રમિત બુદ્ધિનું લક્ષણ છે. શાંકરભાષ્યનું માહાત્મ્ય 'ઉજજડ ગામમાં એરંડો પ્રધાન, એ ઉકત્યનુસાર જ્યાં સુધી સર્વ ભાષ્યો સારી રીતે મુદ્રિત થયાં નહોતાં ત્યાં સુધીજ હતું. હવે તે સમાપ્ત થઇ ગયું. વધુ માટે જુવો 'ભાષ્ય શાસ્ત્રમાં અણુભાષ્યનું સ્થાન' એ નામનો પ્રો. જેઠાલાલ શાહનો લેખ.

**બ્રહ્મ સ્વરૂપઃ**—માયાવાદી બ્રહ્મના સ્વરૂપ સંબંધમાં નીચે પ્રમાણે કહે છેઃ- આત્યંતિક સત્ય પદાર્થ તો માત્ર શુદ્ધ નિર્ગુણ નિરાકારી ચૈતન્યાત્મક બ્રહ્મજ છે. અને પ્રકૃતિ તથા તેના પરિણામી કાર્યો તેનો બ્રહ્મની સાથે માત્ર આધ્યાસિક અનન્ય સંબંધ છે. પરબ્રહ્મ સદૈવ નિત્ય શુદ્ધ બુદ્ધ, મુક્ત સ્વભાવવાળો છે અને તે કર્તા પણ નથી તેમજ ભોક્તા પણ નથી. શ્રીશંકરાચાર્ય અવિદ્યા કે માયાને બ્રહ્મના ધર્મ તરીકે આલેખતા નથી. 'पराश्य शक्तिः' ઇત્યાદિ શ્રુતિ તેના ઉપલાજ વાકયમાં એમ બતાવે છે કે શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ કાર્ય કારણના સંબંધથી રહિત છે. આ શ્રુતિમાંના 'સ્વાભાવિકી' શબ્દનો અર્થ કાંઈ સ્વરૂપ લક્ષણ બતાવાનો નથી, પણ તે તો માત્ર આનંદમય પ્રાજ્ઞ ઇશ્વરનો સ્વભાવ બતાવે છે કે સૃષ્ટિકાર્યમાં અધિષ્ઠાનાત્મક શુદ્ધ બ્રહ્મના આશ્રય હેઠળ સગુણ ઈશ્વર પ્રકૃતિરૂપ પરાશક્તિદ્વારા સૃષ્ટિકાર્ય કરે છે. એટલે માયાશક્તિ ઉપાધિ વિશિષ્ટ ઈશ્વર જગત્ કર્તા છે. શ્રુતિમાં જ્ઞાન તથા ક્રિયાત્મક શબ્દનો ઉપયોગ કર્યો છે ને તેથી અત્ર માયોપહિત સગુણ ઈશ્વર ઉપદિષ્ટ છે કે જે સૃષ્ટિનું કાર્ય કરે છે. માયા ઉપાધિરહિત નિર્ગુણ બ્રહ્મનું સ્વરૂપ તો કાર્ય કારણ સંબંધથી રહિત છે.

'जन्माद्यस्य यतः' એ સૂત્રમાં શ્રીવ્યાસાચાર્યે બ્રહ્મનું તટસ્થ લક્ષણ આપ્યું છે તેમનો આશય બ્રહ્મનો ને જગતનો સંબંધ બતાવવાનો છે. ઉપનિષદ્‌માં શુદ્ધ

નિર્ગુણ બ્રહ્મનું લક્ષણ તો આવી ગયું. તેથી વ્યાસજી એ સગુણ અથવા શબલ બ્રહ્મનું લક્ષણ આપ્યું છે. બ્રહ્મનું સ્વરૂપ તો ઉપનિષદ્માં કેવળ નિર્ગુણ તથા નિર્ધર્મકજ છે. આના સમર્થનમાં જુઓઃ "अरूपवदेव,' 'आहचतन्मात्रम','तदन्यक्तमाह','मस्थानतोपि' વિ. બ્રહ્મને જગત્નું સમવાયી કારણ માનવાથી બ્રહ્મનો ઉચ્છેદ થઈ જશે. જગદ્રૂપે વૃદ્ધિ પામવું એ બ્રહ્મનો સહજ ધર્મ છે, તો શું બ્રહ્મ રબ્બરના દડા જેવો છે કે તેની વૃદ્ધિ તથા સંકોચ થાય ? જો બ્રહ્મ વૃદ્ધિ તથા સંકોચ પામવાના ધર્મવાળો હોય તો પછી તે વિકારીને પરિણામી કહેવાય ને છેવટે તેનો નાશ પણ થઈ જાય. માત્ર શબલ બ્રહ્મ માયા શક્તિદ્વારા જગત્કાર્ય કરે છે. 'न कर्तृत्व न कर्माणि' એ ગીતાનો શ્લોક તો માત્ર ઈશ્વરનું અકર્તૃત્વ બતાવે છે."

ઉપર પ્રમાણે પ્રસ્તુત પુસ્તકમાંથી બ્રહ્મના સ્વરૂપ સંબંધી થોડાક વિચારો વાચકની જાણ સારૂ આપી તેનાં ખંડનમાં પ્રવૃત્ત થઇશું. પ્રથમ તો આત્યંતિક સત્ય પદાર્થ તો માત્ર શુદ્ધ નિર્ગુણ નિરાકારી ચૈતન્યાત્મક બ્રહ્મજ હોય તો પ્રકૃતિ માયા, અવિદ્યા, ઉપાધિ ક્યાંથી આવી ? ઔપાધિક (accidental) કહી ઉડાવી દેવા માગશો તે નહિ ચાલે. એવું પ્રસ્થાનત્રયમાં ક્યાંએ લખેલું નથી. જો એવી ઔપાધિક પ્રકૃતિ, અવિદ્યા માયા હોય તો બ્રહ્મ સદૈવ પરાધીન રહેશે. પ્રકૃતિ માયાનો નિરાસ જ્ઞાનથી પણ થઈ શકે નહિ કારણ કે જ્ઞાન સ્વરૂપ બ્રહ્મ હતું છતાં માયાના અધ્યાસે કરી અજ્ઞ બની ગયું. માટે માયા પ્રકૃતિથી ભિન્ન બીજું જ્ઞાન લાવવું પડશે એટલે તમારો મત ત્રૈત ભાવનાવાળો થશે અને કેવળ અદ્વૈત રહેશે નહિ. વસ્તુતઃ બ્રહ્મથી પૃથક્ એવી પ્રકૃતિ માયા અવિદ્યા સ્વીકારવાથી તમારો પ્રવેશ ક્યારનોએ દ્વૈતવાદમાં થઈજ ગયો છે, અને બ્રહ્મને અકર્તા માનવાથી પ્રકૃતિ કારણ વાદીના-સાંખ્યના તમામ દોષો તમને લાગુ પડે છે. છતાં સાંખ્ય મતના ખંડનનું માન સમજવું એ વૃથા છે. 'मयाध्यक्षेण प्रकृतिः' એ સ્થલે પણ પ્રકૃતિને બ્રહ્મની શક્તિ કહેલી છે. માયા શબલ, સગુણ બ્રહ્મની શક્તિ નહિ પણ શુદ્ધ બ્રહ્મની શક્તિ કારણ કે તમારે ત્યાં તો માયા શબલ, સગુણ બ્રહ્મ કાર્યબ્રહ્મ છે અને માયા તેનું કારણ છે એટલે બ્રહ્મની શક્તિ સંભવીજ શક્તિ નથી. તદ્ ઉપરાંત ત્યાં માયા શબલ સગુણ બ્રહ્મની શક્તિ છે એમ કાંઇ કહ્યું નથી પણ તમે જાતે બ્રહ્મને અત્યંત નિર્ધર્મક માનતાં હોવાથી તમારા મતમાં બ્રહ્મની શક્તિ માનતા બ્રહ્મ સધર્મક બની જાય તેથી તમે તમારા ગજવામાંનું તાર્કિક રીતે અત્યંત અસત્ કલ્પના કરી કહો છો કે ત્યાં તો સગુણ માયાશબલબ્રહ્મ પ્રકૃતિદ્વારા જગત્કર્તા છે વસ્તુતઃ શુદ્ધબ્રહ્મ અકર્તા છે. આવું ગીતામાં લખેલું નથી પણ ત્યાં તો શુદ્ધબ્રહ્મ સ્વરૂપનુંજ વર્ણન છે અને બ્રહ્મવાદમાં તો શક્તિ અને શક્તિમાનની અભિન્નતા સ્વીકારેલી હોવાથી પ્રકૃતિદ્વારા પણ વસ્તુતઃ શુદ્ધબ્રહ્મજ કર્તા છે જો પ્રકૃતિને બ્રહ્મથી ભિન્ન માનીએ અને બ્રહ્મને અકર્તા માનીએ તો બ્રહ્મ નપુંસક અને પ્રકૃતિ અધીન બની જાય તેમજ 'એકજ અદ્વિતીય બ્રહ્મ છે' એ શ્રુતિનો વિરોધ આવે અને દ્વૈત

મતમાં પ્રવેશ થાય. ઔપાધિક પ્રકૃતિ માયા અવિદ્યાના સંબંધે—અધ્યાસે કરી બ્રહ્મકર્તા છે, કર્તા ભાસે છે વસ્તુતઃ અકર્તા છે એ પક્ષ તદ્દન શ્રુતિ સ્મૃતિ અને સૂત્રથી વિરુદ્ધ અને અસંગત છે. એવા વાદીને શ્રુતિ સ્મૃતિ અને સૂત્રમાં નહિં એવા શબ્દો ઘરના ઉમેરવા પડે છે, કહેવા પડે છે. વળી અવિદ્યા માયાને બ્રહ્મના ધર્મ—શક્તિ નહિ સ્વીકારવાથી દ્વૈત થઈ જાય છે. અને બ્રહ્મ નપુંસક બને છે. અવિદ્યા માયાને ઔપાધિક અનિર્વચનીય કહી ઉડાવી દેવાથી કાંઇ અદ્વૈત સિદ્ધ થતું નથી. કારણકે વિદ્યાવિદ્યા, માયાનું આવું સ્વરૂપ પ્રસ્થાનત્રયમાં ક્યાંએ પ્રતિપાદિત નથી 'મમમાયા,' 'વિદ્યાવિદ્યે મમતનૂ, 'વિદ્યાવિદ્યયા શક્ત્યા' ઇત્યાદિ સહસ્ર સ્થળે શુદ્ધ બ્રહ્મની શક્તિજ કહેલી છે, સ્વીકારેલી છે. બ્રહ્મશક્તિ માનવાથી બ્રહ્મ માયાધીન કે અવિદ્યાધીન બની જતું નથી કારણકે માયા કે અવિદ્યાનું બળ માયાવાદીની માફક બ્રહ્મપર ચાલતું નથી. માયા સદૈવ બ્રહ્માધીન છે. બ્રહ્મપર તેનું કાંઈ પણ બળ ચાલતું નથી. ઉલટી બ્રહ્મ આગળ ઉભી રહેવાને પણ લજાય છે. જે મતમાં માયા બ્રહ્મપર ચઢી બેસે છે, પોતાનું બળ અજમાવે છે તે માયાવાદ. તે મતમાં બ્રહ્મ નપુંસક અને ઐશ્વર્યરહિત છે અને તે વાદ દ્વૈતવાદ છે. આથી વાદીએ કહેલું "બ્રહ્મમાં કદી પણ અજ્ઞાન તથા અવિદ્યા ઘટી શકેજ નહિ અને શુદ્ધબ્રહ્મમાં વિરુદ્ધધર્માશ્રયથી અજ્ઞાન તથા અવિદ્યા અલૌકિકતાથી ઘટી શકતા હોય, તો પછી તેવા અવિદ્યાવાળા પુરુષોત્તમને બ્રહ્મજ કેમ કહેવાય, તથા તેને શુદ્ધ પણ કેમ કહેવાય!" એ નિરસ્ત થાય છે. શ્રુતિ સ્મૃતિ વિદ્યાવિદ્યા ઉભયને બ્રહ્મમાં સ્વીકારે છે અને તેને શુદ્ધ બ્રહ્મનીજ શક્તિ કહે છે અને બ્રહ્મ તેને આધીન નથી પણ તે બ્રહ્માધીન છે એમ કહી બ્રહ્મનું અચિંત્ય ઐશ્વર્ય અને અનવગાહ્ય માહાત્મ્ય પ્રદર્શિત કરે છે આથી ઉલટું બ્રહ્મથી ભિન્ન એવું અજ્ઞાન અવિદ્યા માયા બ્રહ્મના શુદ્ધ સર્વજ્ઞ સ્વરૂપને આચ્છાદિત કરી અજ્ઞ બનાવે છે તે વાદ અશુદ્ધવાદ માયાવાદ છે અને તે વાદમાં બ્રહ્મને શુદ્ધ પણ કેમ કહેવાય! આવા મતને શુદ્ધ બ્રહ્મવાદ કહેવડાવવા પ્રયત્ન કરવો એ એક જાતની પ્રતારણાજ છે! બ્રહ્મ કેવળ સર્વજ્ઞ આત્મ સ્વરૂપમાંજ રહે અને અવિદ્યા અજ્ઞાન એની શકિત ન હોય તો, 'તે એકલા રમણ કરતા નથી,' 'તેને દ્વિતીયની ઈચ્છા કરી,' 'આ અખિલ વિશ્વ તેનું ક્રીડાભાણ્ડ છે,' ઇત્યાદિનો વિરોધ આવે અને બ્રહ્મની જીવ જગદાત્મક રૂપે લીલાજ સંભવે નહિ. લીલાર્થેજ બ્રહ્મે પોતાનામાં અજ્ઞાન અવિદ્યા શકિત સ્વીકારેલી છે તેથી કાંઇ તે અજ્ઞાન અવિદ્યા બ્રહ્મ પર ચઢી બેસતું નથી અને બ્રહ્મના સ્વરૂપને તે અત્યંત ભૂલાવી દે અને બ્રહ્મને તેની ખબર પણ પડે નહિ એવું બનતું નથી. અત્રે બ્રહ્મમાં શા માટે અવિદ્યા શકિત રહેલા છે તેનો ખુલાસો પણ પ્રમાણથી અમે સિદ્ધ કરીએ છીએ 'બ્રહ્મ જો પોતાના સર્વજ્ઞ આત્મસ્વરૂપમાંજ રહે તો જીવ ભાવથી જગત્‌માં થતા વિવિધ પ્રકારના સંબંધ કે જે તે કરી શકે છે તે થઇ શકેજ નહિ. અથવા કરે તો જેવા જોઇએ તેવા થઈ શકે નહિ. વ્યષ્ટિ ભાવ ન રાખે, અને

સમષ્ટિ ભાવેજ રહે તો પોતાનું વ્યકિત તરીકેનું પૃથક્ જીવન, ક્રિયા, શરીર કરી શકે નહિ કે જે જગત્‌માં માત્ર અહંકારથીજ નભે છે. તેથી અજ્ઞાન એક જરુરી વસ્તુ છે. જો કે તે ગૌણ છે, પરાધીન છે. તો પણ ધાર્યું કાર્ય બરાબર પાર પડે તે માટે સર્વજ્ઞ પ્રભુએ તેને એક શક્તિ તરીકે રાખી મૂકયું છે. તે કાંઈ પ્રભુની ભૂલ નથી. તેથી કાંઈ પ્રભુની અધોગતિ થતી નથી. પ્રભુને અનેકરૂપ લેવા માટે તે તો એક ઉપયોગી સાધન છે.' (અ. ત. પૃ. ૧૦૭) આમ આપણે જોયું કે વિદ્યા અને અવિદ્યા ઉભય બ્રહ્મમાં છે પણ અવિદ્યાને લીધે બ્રહ્મ કાંઈ આવિદ્યક કે અવિદ્યાને આધીન બની અશુદ્ધ થતું નથી. આજ બ્રહ્મનું મહત્ ઐશ્વર્ય છે કે અવિદ્યા તેની શક્તિ હોવા છતાં બ્રહ્મને તે કાંઇ કરી શકતી નથી એજ બ્રહ્મનું અનવગાહ્ય માહાત્મ્ય છે. માયાવાદીને આ સ્ફુરે એમ નથી કેમકે માયાના ચક્ષુથી માયામાંજ ઐશ્વર્ય પ્રતીત થાય છે પણ શાસ્ત્ર સિદ્ધ તો એજ મત છે કે માયા એ બ્રહ્મની શકિત છે અને સદૈવ બ્રહ્માધીન રહી બ્રહ્મની આજ્ઞાનુસાર કાર્ય કરે છે નહિ કે બ્રહ્મથી ભિન્ન આકસ્મિક્ બ્રહ્મના જ્ઞાન સ્વરૂપને વિસ્મૃત કરી દે છે. આમ માનવું એ તો નાસ્તિક મત છે અને એવાને નાસ્તિક કહેવામાં દ્વેષ શાનો ? આજ પ્રમાણે 'परास्य शक्ति' ઇત્યાદિમાં શુદ્ધ બ્રહ્મનીજ સ્વાભાવિક શકિત કહેલી છે. સ્વાભાવિકનો અર્થ માયાવાદી તર્કથી ઉઠાવે છે તેવો થતો નથી પણ શબ્દના સહજ અર્થથી સહજ નિત્ય શકિત એવો અર્થ થાય છે. શાસ્ત્રીય મતમાં તર્કને સ્થાનજ નથી. મન અને વાણીથી અગોચર પ્રકૃતિને પેલે પાર રહેલા બ્રહ્મને આપ્ત પ્રમાણ શ્રુતિ સ્મૃતિ અને વેદ જેવું વર્ણવે છે તેવુંજ સ્વીકારવું એમાંજ આસ્તિકતા રહેલી છે. તેથી જ પરમ વૈદિક વેદ વ્યાસ પણ આજ્ઞા કરે છે 'તર્કનુંઅપ્રતિષ્ઠાન છે' નિત્ય સિદ્ધ એવા ભગવત્સ્વરૂપ વેદ પર શ્રદ્ધા રાખનારને ફલ પ્રાપ્તિ કહેલી છે. 'સંશયાત્મા વિનાશ' પામે છે. માટે 'परास्य शक्ति' નો અર્થ માયા શબલ બ્રહ્મની શકિત અને માયોપહિત બ્રહ્મ જગત્કર્તા છે એમ કહેવું એ નાસ્તિકતા છે. શુદ્ધ માયા રહિત જ બ્રહ્મ જગત્કર્તા છે તેથીજ ભગવાન કહે છે કે 'હું જ સર્વજ્ઞ જગત્‌નો પ્રભવ અને પ્રલય છુ" ત્યાં શુદ્ધ બ્રહ્મનુંજ જગત્ કર્તૃત્વ કહેલું છે નહિ કે માયા શબલ બ્રહ્મનું. તર્કથી ખોટો અર્થ ઉપજાવી ' સ્વાભાવિક ' શબ્દનો અર્થ આનંદમય પ્રાજ્ઞ ઈશ્વરનો સ્વભાવ અને તેના આશ્રય હેઠળ સગુણ ( ગુણાધીન ) ઈશ્વર પ્રકૃતિરૂપ પરાશકિતદ્વારા સૃષ્ટિકાર્ય કરે છે એ કહેવું તદ્દન અસત્ય અને વૃથા છે. ગુણાધીન કર્તા જ કેમ હોઇ શકે ? વ્યાકરણમાં સ્વતંત્રનેજ કર્તા કહેલ છે તો પછી માયાને અધીન એવો માયા શબલ ઈશ્વર પ્રકૃતિદ્વારા કેવી રીતે કર્તા હોઈ શકે ? સ્વતંત્ર શુદ્ધ બ્રહ્મજ જગત્ કર્તા છે. શુદ્ધ બ્રહ્મ કાર્યકારણના સંબંધ રહિત છે અને સગુણ માયાને અધીન પરતંત્ર બ્રહ્મ કર્તા છે એમ કહેવું એ માયાવાદીની absurdity છે. એજ પ્રમાણે 'जन्माद्यस्य यतः' એ સૂત્રમાં તટસ્થ બ્રહ્મનું લક્ષણ આપ્યું છે એ કહેવું પણ વૃથા છે. કારણ કે શુદ્ધ

બ્રહ્મની જિજ્ઞાસા કરેલી છે 'अथातो ब्रह्मजिज्ञासा' એમાં શુદ્ધ બ્રહ્મની જિજ્ઞાસા છે નહિ કે તટસ્થ ઓડારૂપ બ્રહ્મની તેથી સૂત્રકાર બ્રહ્મનું સ્વરૂપ લક્ષણ ન આપતાં કાર્ય લક્ષણ કહે છે કે જેમાંથી જગત્‌ના જન્માદિ થાય છે તે બ્રહ્મ. એમ કહી સૂત્રકાર સ્પષ્ટ રીતે બ્રહ્મને જગત્ કર્તા કહે છે. આમ ન સ્વીકારતાં એમાં માયા શબલ સગુણ બ્રહ્મનું લક્ષણ છે એમ કહેવું એ માયિક બુદ્ધિનુ કાર્ય છે. ઉપનિષદ્‌માં શુદ્ધ બ્રહ્મનું લક્ષણ આવી ગયું તેથી વ્યાસજી તે લક્ષણ ન આપતાં સગુણ–માયાધીન–માયોપહિત શબલ બ્રહ્મનું લક્ષણ આપે છે એમ કહેવું એ બ્રહ્મ મીમાંસા શાસ્ત્રનો ઉચ્છેદ બતાવે છે. કારણ કે ઉપનિષદ્‌ના પરસ્પર વિરુદ્ધ વચનોનો સમન્વય કરવાને અને ઉપનિષદ્ શાસ્ત્રમાંથી સંશય દૂર કરવાને વ્યાસજીની બ્રહ્મ મીમાંસા છે. વાદીના કહેવા પ્રમાણે હોય તો મીમાંસાશાસ્ત્રજ વૃથા થઈ જાય. માટે 'जन्माद्यस्य यतः' માં શુદ્ધ બ્રહ્મનુંજ જગત્ કર્તૃત્વ કહેલું છે નહિ કે માયાધીન સગુણ બ્રહ્મનું. પરમ તત્ત્વ, આત્યંતિક સત્યની જિજ્ઞાસા કરી પરમાર્થતઃ મિથ્યા એટલે અતત્ત્વસ્વરૂપ એવા બ્રહ્મનું જો વ્યાસજી લક્ષણ આપે તો વ્યાસજીએ પ્રતારણા કરેલીજ ઠરે, પણ તેમ નથી. વ્યાસજીને આસ્તિકો ભગવાનના જ્ઞાનાવતાર તરીકે કહે છે માટે તેઓ એવું પ્રતારણાનું કાર્ય કરેજ નહિ પણ ભગવાનની આજ્ઞાથી એ કાર્ય તો (પ્રતારણા કરવાનું) શંકરાચાર્ય માટેજ નિર્માયું હતું. તેમજ ઉપનિષદ્‌માં જ્યાં વાદી કહે છે કે શુદ્ધ બ્રહ્મનું લક્ષણ આવી ગયું તો ત્યાં પણ 'આ ભૂતો જેમાંથી ઉત્પન્ન થાય છે' ઇત્યાદિ શ્રુતિઓમાં પણ શુદ્ધ બ્રહ્મનેજ જગત્‌કર્તા કહેલ છે નહિ કે માયા શબલ સગુણ પરતંત્ર ઈશ્વરને. ઉપનિષદ્‌માં કેવળ નિર્ધર્મક નિર્ગુણ બ્રહ્મજ કહેલું છે અને તેના સમર્થનમાં 'अरूपवदेव' વિ. પ્રમાણો આપ્યા છે તે પણ વૃથા છે. કારણ કે 'अरूपवदेव' ઇત્યાદિમાં વાદી કહે છે તેવું નિર્ધર્મક નિર્ગુણનું વર્ણન નથી પણ પ્રાકૃતરૂપ ધર્મનોજ નિષેધ છે. ધર્મનાં અત્યંત અભાવરૂપ એવા બ્રહ્મનું વર્ણન ઉપનિષદ્‌માં નથી તેમ હોય તો બ્રહ્મનું જ્ઞાનજ ન સંભવી શકે અને બ્રહ્મ શૂન્યજ કહેવાય. આજ વાત સૂત્રકાર 'प्रकृतैतावत्त्वं हि' માં કહે છે. હવે વાદીની એક શંકાનું સમાધાન કરી લઈએ. વાદી કહે છે કે જગદ્‌રૂપે વૃદ્ધિ પામવું એ બ્રહ્મનો સહજ સ્વભાવ માનશો તો 'બ્રહ્મ રબ્બરના દડા જેવું થઈ જશે અને વૃદ્ધિ સંકોચ રૂપી દોષ લાગી બ્રહ્મનો ઉચ્છેદ થઈ જશે' એમ કહેવું એ પણ શાસ્ત્રની અને બ્રહ્મ સ્વરૂપના અજ્ઞાનની અવધિ દેખાડે છે. પ્રથમ તો અલૌકિક શાસ્ત્રમાં લૌકિક યુક્તિઓ અને તર્કની ગંધ પણ નથી. શ્રુતિ સ્મૃતિ તો એમજ કહે છે કે બ્રહ્મ જગદ્‌રૂપે વૃદ્ધિ પામ્યાં છતાં સમ્પૂર્ણ છે તેમાં હ્રાસ થતોજ નથી. 'પૂર્ણમાંથી પૂર્ણ લઈ લેતાં પણ પૂર્ણજ રહે છે' વિ. પ્રમાણો જુઓ. તેમજ જગતરૂપે વૃદ્ધિ પામ્યા છતાં પણ વિકારી થતો નથી પણ અવિકૃતજ રહે છે એ વાત સૂત્રકારે 'आत्मकृतेः परिणामात्' સૂત્રમાં કહેલી છે.

આ સૂત્ર ઉપરનું અણુભાષ્ય જોવાથી પૂર્ણ ખાત્રી થશે. તેમજ ડૉ. ભાંડારકરનો મત પણ અમે પૂર્વે ટાંકેલો છે. માટે વાદીએ કરેલી શંકા નિરસ્ત છે બ્રહ્મ જગદ્રૂપે વૃદ્ધિ પામ્યા છતાં પણ સમ્પૂર્ણ અખંડિત અને અવિકૃતજ રહે છે એજ બ્રહ્મનું અચિંત્ય ઐશ્વર્ય અને અનવગાહ્ય માહાત્મ્ય છે જે માયાવાદના ચક્ષુથી પ્રતીત થઈ શકે એમ નથી. માયાવાદીને તો માયા માહાત્મ્ય સિવાય બીજું શું સ્ફુરે ? તેમજ વાદી જે કહે છે કે 'न कर्तृत्वं न कर्माणि' માં ઈશ્વર અકર્તા છે એમ કહ્યું છે તે પણ વૃથા છે. ત્યાં તો જીવવત્ ભગવાન અહંકારથી કર્તા નથી, અવિદ્યા પ્રયુક્ત કર્તૃત્વનોજ માત્ર નિષેધ છે પણ માયાવાદીવત્ કર્તૃત્વનો અત્યંત અભાવ, અલૌકિક કર્તૃત્વનો પણ અભાવ એમાં કહેલો નથી જો તેમ હોય તો ગીતાકારે અન્ય સ્થલે કહેલા કર્તૃત્વનો બાધ આવે. 'હું સર્વ જગતનો પ્રભવ અને પ્રલય છું', 'મારાથી આ સર્વ બધું પ્રવર્તે છે', 'પ્રાણીઓને મારાથી પૃથક્ ભાવો થાય છે', 'હું સર્વ પ્રાણીઓને ભમાવું છું' ઇત્યાદિ અનેક સ્થલે કહેલા કર્તૃત્વનો બાધ આવે. શ્લોકાર્થ એવી રીતે કરવો જોઈએ કે જેથી પરસ્પર ભગવદ્વચનમાં વિરોધ ન આવે. માટે અમે કહેલો અર્થજ ઉપપન્ન છે. તેથી વાદીએ કહેલા અકર્તૃત્વનો એમાં નિષેધ નથી પણ માત્ર પ્રાકૃત કર્તૃત્વ જીવવત્ અભિમાન યુક્ત કર્તૃત્વનોજ એમાં નિષેધ કરેલો છે. બ્રહ્મનું અકર્તૃત્વ માનવામાં અમે અનેક દોષો બતાવ્યા છે તે પ્રત્યે વાચકોનું ધ્યાન ખેંચીએ છીએ. બ્રહ્મને અકર્તા નિર્ધર્મક માનવાથી બ્રહ્મનું જ્ઞાન પણ સંભવી શકે નહિ, શાસ્ત્ર માત્ર વૃથા થઇ જાય તેમજ શ્રુતિ સ્મૃતિ સૂત્રો અનેક સ્થલે જે શુદ્ધ બ્રહ્મના કર્તૃત્વનો બોધ કરે છે તે વૃથા થઇ જાય. શ્રુતિ સૂત્રો કાંઇ જીવવત્ લૌકિક કર્તૃત્વનો બ્રહ્મમાં બોધ કરતા નથી, પણ દિવ્ય અલૌકિક અપ્રાકૃત જગત્કર્તૃત્વ વિ. ધર્મોનો ઉપદેશ કરી તદ્દ્વારા બ્રહ્મના અનવગાહ્ય અચિંત્ય ઐશ્વર્યનું ગુણ ગાન કરે છે. જેમ બ્રહ્મ કર્તા છે તેમ ભોક્તા પણ છે. જેમ કર્તૃત્વ અલૌકિક છે તેમ ભોક્તૃત્વ પણ અલૌકિકજ છે. વૈદિક સિદ્ધાંતમાં લૌકિકની ગંધ માત્ર પણ નથી પણ તામસ બુદ્ધિને તેવું પ્રતીત થાય છે. માયાવાદી ભોક્તૃત્વમાં વિકૃતિની ભીતિએ બ્રહ્મને અભોક્તા કહે છે પણ આમ કહેવું એ સૂત્રકારથી વિરુદ્ધ છે. જુઓ 'अत्ताचराचर ग्रहणात्' એ સૂત્ર. તેમજ ગીતામાં પણ 'હુંજ સર્વ યજ્ઞોનો ભોક્તા છુ' એમાં પણ ભોક્તૃત્વ સ્પષ્ટ કથ્યું છે, છતાં તે સગુણ માયાધીન બ્રહ્મ પરત્વે છે એમ કહેવું એ દુર્બુદ્ધિનું લક્ષણ છે. ત્યાં એમ નથી કહેલું કે આ સગુણ માયાધીન બ્રહ્મ પરત્વે કહેવામાં આવે છે. જો ગીતાકારે એમ સ્પષ્ટ કથ્યું હોત તો એમ માની શકાત પણ એતો વિકૃતિની ભીતિએ કલ્પનાથી તર્કથી ગજવામાંનું અઢાવવામાં આવે છે કે 'જ્યાં જ્યાં શ્રુતિ સ્મૃતિ બ્રહ્મનું કર્તૃત્વ ભોક્તૃત્વ કહે છે તે સગુણ માયાધીન બ્રહ્મ પરત્વે છે શુદ્ધ બ્રહ્મ વસ્તુતઃ અભોક્તા છે.' જ્યાં તત્ત્વાર્થે વાદ થાય ત્યાં સગુણ નિર્ગુણ એવા બે બ્રહ્મ કેવા ? એક વખત ભોક્તૃત્વ કહે અને બીજી વખત

નિષેધ કરે એવી છેતરપીંડી શ્રુતિને શા સારૂ કરવી પડે ? વસ્તુતઃ શ્રુતિ સ્મૃતિ એવી છેતરપીંડી કરતીજ નથી પણ માયાવાદીઓ કલ્પનાથી અસત્ તર્કથી એવા ભેદ પાડી લોકમાં વ્યામોહ ફેલાવવા પ્રતારણા કરે છે. શ્રુતિ તો માત્ર લૌકિક કર્તૃત્વ ભોકતૃત્વનોજ નિષેધ કરે છે. લોકમાં જેમ કર્તા અભિમાની હોય છે તેમ બ્રહ્મ નથી. લોકમાં જેમ ભોકતૃત્વમાં વિકૃતિ જોવામાં આવે છે તેમ બ્રહ્મમાં નથી. આમ કહી શ્રુતિ તો બ્રહ્મનું અનવગાહ્ય માહાત્મ્ય કથી તેમાં રતિ ઉત્પન્ન કરે છે. શ્રુતિમાં જ્યાં નિષેધ દેખાય છે તે નિષેધ પ્રાકૃત વસ્તુનોજ માત્ર સમજવો, અપ્રાકૃત વસ્તુનો નિષેધ કદી પણ થઇ શકેજ નહિ. જો અપ્રાકૃત વસ્તુનો પણ નિષેધ કરવામાં આવે તો તે સિદ્ધાંત બૌદ્ધ તુલ્ય ગણાય. માટે બ્રહ્મમાં અલૌકિક કર્તૃત્વ ભોકતૃત્વ છે, માયાથી ભાસતું નથી, આરોપ કરી અપવાદ કરવાનો નથી, સગુણ ગુણાભિમાની, માયાધીન ઈશ્વરનું કર્તૃત્વ ભોકતૃત્વ નથી પણ શુદ્ધ બ્રહ્મજ સહજ કર્તા ભોકતા છે. કર્તૃત્વ ભોકતૃત્વ અલૌકિક છે. તેમાં વિકૃતિની ભીતિ લેશ પણ નથી એજ બ્રહ્મનું અનવગાહ્ય માહાત્મ્ય છે. વસ્તુતઃ બ્રહ્મ સ્વમાહાત્મ્ય પ્રદર્શનાર્થજ કર્તા ભોકતા છે. વિકૃતિની ભીતિએ સર્વ વિપ્લવ કરવો એ યોગ્ય નથી. જેમ યોગી પોતાના યોગ સામર્થ્યથી અનેકાનેક રૂપે વિહાર કર્યા છતાં પણ અવિકૃતજ રહે છે, જેમ કરોળીઓ પોતાની લાળા વડે જાળ કરી તેમાં વિહાર કર્યા છતાં અલિપ્ત અવિકૃત રહે છે, તેવીજ રીતે સર્વભવનસમર્થ પ્રભુ પણ અનેકાનેક રૂપે ભોગ ભોગવ્યા છતાં પણ અવિકૃતજ રહે છે, માટે બ્રહ્મ અલૌકિક ભોકતા છે તેમાં લૌકિક વિકૃતિની ગંધ માત્ર પણ નથી.

**બ્રહ્મસ્વરૂપ સંબંધમાં વાદીનો વદતોવ્યાઘાતદોષઃ**—માયાવાદી બ્રહ્મને અત્યંત નિર્ધર્મક માને છે અને નિયંતૃત્વ વિ. ધર્મો માનતા નથી છતાં વાદી પોતાના ગ્રન્થમાં નીચે પ્રમાણે વદતોવ્યાઘાતપદ્ધતિએ જણાવે છેઃ-"સગુણબ્રહ્મ તથા માયાનો સંબંધ આધ્યાસિક છે. સગુણબ્રહ્મ માયાથી પર સ્વતંત્ર તથા અલિપ્ત છે. શાંકરમતમાં પરબ્રહ્મને પૂર્ણઐશ્વર્યશક્તિસ્વરૂપ તથા પૂર્ણઆનંદસ્વરૂપ માનવામાં આવે છે. તેમજ માયાને બ્રહ્મની એક ઔપાધિક (accidental) અવસ્થા માનવામાં આવે છે, જે પરિણામી, વૈકારિક તથા અનિત્ય છે, ને તે પરબ્રહ્મ ને સદૈવ આધીન છે. તેના અસ્તિત્વનો તમામ આધાર બ્રહ્મપરજ છે. તેમ પરબ્રહ્મ તેનો લય પણ કરી શકે છે. એટલે જેમ લાકડામાં ગૂઢરૂપે અગ્નિ રહે છે, જે શક્તિનું એક રૂપાન્તર છે તેમ પરબ્રહ્મમાં માયા રહે છે. સર્વત્ર જગતમાં એક શુદ્ધ બ્રહ્મનીજ કીર્તિ, મહિમા તથા અનન્તતા દેખાય છે. તેમજ જગતમાંના તમામ પદાર્થો શુદ્ધ બ્રહ્મની સત્તાથી કાર્ય કરતા તેને માલમ પડે છે. શુદ્ધ બ્રહ્મ પૂર્ણ ઐશ્વર્યશક્તિ પૂર્ણજ્ઞાન તથા પૂર્ણઆનંદસ્વરૂપ છે. એક અદ્વિતીય અનંત

(Infinity) પદાર્થ છે તેજ સત્ય છે, તેજ નિત્ય છે. એટલે અખિલ બ્રહ્માંડમાં એકજ અવિનાશી શુદ્ધ બ્રહ્મ અનંતશક્તિયુક્ત ઓતપ્રોત (Immanent) વ્યાપી રહેલું છે. બ્રહ્મ પૂર્ણશક્તિ, પૂર્ણજ્ઞાન તથા પૂર્ણાનંદ સ્વરૂપ હતું અને તેના સત્ય સંકલ્પથીજ તથા તેના અધ્યક્ષપણા હેઠળ પ્રકૃતિદ્વારા આ સૃષ્ટિ ઉત્પન્ન થઇ. આ ઉપરથી એમ સ્પષ્ટ સમજાય છે કે નિર્ગુણ બ્રહ્મ નપુંસક નથી. નિર્ગુણ બ્રહ્મ અનંત તથા અવિનાશી શક્તિવાળા છે પણ તે જાતે નિશ્ચલ છે. સૃષ્ટિ ઉત્પન્ન કરવી એતો બ્રહ્મનો સહજ સ્વભાવ છે. વેદાંત મતમાં સાંખ્ય દર્શનની માફક પ્રકૃતિ અથવા પ્રધાનને ઈશ્વરથી સ્વતંત્ર સૃષ્ટિના કારણરૂપ માનવામાં આવતી નથી. વેદાંત મતમાં પરબ્રહ્મના અધ્યક્ષપણા હેઠળ, ઈશ્વર, પ્રકૃતિ તથા જીવનો તમામ વ્યવહાર સાચવી રાખવામાં આવ્યો છે. વેદાંત મતમાં પરબ્રહ્મને તે ત્રણ પદાર્થો, જે પરતંત્ર તથા પરાધીન છે, તેનો અનન્ય, અદ્વિતીય સંબંધ માનવામાં આવ્યો છે. એટલે તે પદાર્થો પરબ્રહ્મથી અન્ય, દ્વિતીય, ભિન્ન કે સ્વતંત્ર નથી, પણ તે પદાર્થો પરબ્રહ્મ ને સદૈવ આધીન છે. વેદાંત મતનો તથા શાંકર મતનો નિર્ગુણ બ્રહ્મ જે પૂર્ણ ઐશ્વર્ય, જ્ઞાન તથા આનંદ સ્વરૂપ એક અખંડિત સર્વવ્યાપી પદાર્થ છે તેજ ઈશ્વર, પ્રકૃતિ તથા જીવનું યથાર્થ સ્થિતિ સ્થાપકપણું તથા એકીકરણ કરાવે છે આત્મા અને બ્રહ્મનો પરમેશ્વર એવો અર્થ થાય છે."

પ્રથમ તો વાદીના મતમાં બ્રહ્મ અને ઈશ્વર, પરમાત્મામાં ભેદ છે. બ્રહ્મ તેજ આત્મા, તેજ ઈશ્વર, તેજ પરબ્રહ્મ એમ માયાવાદી કહેતા નથી પણ તે તો બ્રહ્મ વાદીના મતમાં છે. બ્રહ્મ આત્મા એક, પણ ઈશ્વર પરમાત્મા તો જુદો, ઈશ્વર તો સગુણ માયા શબલ, ઈશ્વરનું ઈશ્વરત્વ, સર્વજ્ઞત્વ સર્વશક્તિમત્વ, વિ. મિથ્યા માયો પહિત એમ માયાવાદીનું કહેવું છે, છતાં આત્મા પરમાત્મા એકજ એમ માયાવાદી વદતોવ્યાઘાત કરે છે. વળી માયાવાદીના મતમાં તો સગુણ બ્રહ્મ માયાનું કાર્ય છે, શુદ્ધ બ્રહ્મ માયાના અધ્યાસે કરી સગુણ ઈશ્વર, પરમાત્મા કહેવાય છે, છતાં સગુણબ્રહ્મ માયાથી પર છે સ્વતંત્ર છે તથા અલિપ્ત છે એ કહેવું વદતોવ્યાઘાત છે. શાંકર મતમાં પરબ્રહ્મને પૂર્ણ ઐશ્વર્યશક્તિસ્વરૂપ, પૂર્ણજ્ઞાનસ્વરૂપ તથા પૂર્ણઆનંદસ્વરૂપ કેવળ વ્યવહાર દશામાંજ માનવામાં આવ્યું છે, પરમાર્થતઃ મિથ્યા છે, છતાં બ્રહ્મને સર્વશક્તિયુકત, જ્ઞાનસ્વરૂપ આનંદસ્વરૂપ કહેવું એ વૃથા છે. માયાને બ્રહ્મની એક ઔપાધિક અવસ્થા માની પરિણામી, વૈકારિક તથા અનિત્ય કહી, પરબ્રહ્મને સદૈવ આધીન કહેવી એ મિથ્યા છે કારણ કે જે આકસ્મિક્ હોય, અનિત્ય હોય, તે વળી બ્રહ્મને સદૈવ આધીન કેવી? અને બ્રહ્મને જે સદૈવ આધીન હોય, તો વળી બ્રહ્મને અવિદ્યા માયાનો અધ્યાસ કેવી રીતે થાય? બ્રહ્મ પોતાનું સ્વરૂપ કેવી રીતે ભૂલી જાય? તેના અસ્તિત્વનો તમામ આધાર બ્રહ્મ પરજ હોય અને બ્રહ્મ તેનો લય પણ કરી શકે છે તો પછી બ્રહ્મથી ભિન્ન સદ્

અસદ્ વિલક્ષણ એવી માયા સ્વીકારવાનું પ્રયોજન શું ? અને એવી અસત્ માયાથી બ્રહ્મ માયોપહિત ઈશ્વર સગુણ બ્રહ્મ જગત્કર્તા વિ. બને છે એ કેવું ! સર્વત્ર જગત્માં એક શુદ્ધ બ્રહ્મનીજ કીર્તિ, મહિમા તથા અનન્તતા દેખાય છે તો પછી બ્રહ્મ કીર્તિત્વ, અનંતત્વ ઇત્યાદિ ધર્મવાળું સધર્મક બની જશે જે તમારા મતથી વિરુદ્ધ છે. જગતના તમામ પદાર્થો શુદ્ધ બ્રહ્મની સત્તાથી કામ કરતા માલમ પડે છે, તો પછી બ્રહ્મમાં સત્તાત્વ રુપી ધર્મ તથા નિયંતૃત્વ સ્વીકારવું પડશે. બ્રહ્મના સત્ય સંકલ્પથીજ તથા તેના અધ્યક્ષપણા હેઠળ પ્રકૃતિદ્વારા આ સૃષ્ટિ ઉત્પન્ન થાય છે તો પછી બ્રહ્મમાં સત્ય સંકલ્પત્વ અને પ્રકૃતિનું અધ્યક્ષત્વ ધર્મો સ્વીકારવા પડશે, જે તમારા મંતવ્યથી અત્યંત વિરુદ્ધ છે કારણ કે તમે તો બ્રહ્મને અત્યંત નિર્ધર્મક નિર્વિશેષ કહો છો. વળી બ્રહ્મને સૃષ્ટિઉત્પત્તિમાં પ્રકૃતિની અપેક્ષા રહે તો તેટલે અંશે બ્રહ્મનું સમ્પૂર્ણ સ્વતંત્રત્વ તથા ઐશ્વર્યત્વ ન્યૂનજ કહેવાશે. તમે લોકનું દૃષ્ટાંત આપી એમ કહો છો કે જેમ રાજા પ્રધાન વિ. ની સહાય્યથી રાજતંત્ર ચલાવે છે તેમાં રાજા પ્રધાનને પરતંત્ર કહેવાતો નથી તેમ બ્રહ્મ પ્રકૃતિદ્વારા સૃષ્ટિ ઉત્પન્ન કરે છે તેથી કાંઇ બ્રહ્મ પરતંત્ર ગણાતો નથી આ કહેવું પણ વેદ શાસ્ત્રથી વિરુદ્ધ છે કારણ કે લોકમાં તો રાજા અને પ્રધાન એ બે જુદી વ્યકિતઓ છે, તો તમારે પણ બ્રહ્મ અને પ્રકૃતિ એ બે તત્ત્વો જુદાં માનવાં પડશે એટલે તમારો સાંખ્ય મતમાં-દ્વૈત મતમાં પ્રવેશ થશે. તેમજ લોકમાં જેટલે અંશે રાજાને બીજાની મદદ લેવી પડે છે તેટલે અંશે એનું સામર્થ્ય ન્યૂનજ છે; અને તેટલે અંશે રાજા પરતંત્ર તો ખરો. તેનું ઐશ્વર્યત્વ કુંઠિતજ છે. બ્રહ્મમાં તેવું નથી. પ્રથમ 'એકજ અદ્વિતીય બ્રહ્મ હતું' એ શ્રુતિનો પ્રકૃતિને બ્રહ્મથી પૃથક્ સ્વીકારવાથી વિરોધ આવશે. તેમજ બ્રહ્મને એવા પ્રકૃતિ જેવા કરણની-સાધનની-સહાય્યની લોકવત્ અપેક્ષા નથી કારણ કે બ્રહ્મ સર્વશકિતયુકત સમ્પૂર્ણસામર્થ્યવાન છે, એનું ઐશ્વર્ય અકુંઠિત છે. આમ પ્રકૃતિદ્વારા જગત્ ઉત્પત્તિ કહી બ્રહ્મ નપુંસક નથી એમ કહેવું એ પણ વૃથા છે, કારણ કે એમાં પ્રકૃતિનું કર્તૃત્વ આવ્યું. બ્રહ્મનું કર્તૃત્વ કયાં રહ્યું ? તેટલે અંશે બ્રહ્મ નપુંસકજ છે. વળી તમે કહો છો કે વેદાંત મતમાં સાંખ્ય મતની માફક પ્રકૃતિને બ્રહ્મથી, ઈશ્વરથી સ્વતંત્ર સૃષ્ટિનાકારણરૂપ માનવામાં આવતી નથી અને બ્રહ્મના અધ્યક્ષપણા હેઠળ, ઈશ્વર પ્રકૃતિ તથા જીવનો તમામ વ્યવહાર સાચવી રાખવામાં આવ્યો છે, આ પણ વદતોવ્યાઘાતજ છે. કારણ કે બ્રહ્મ અકર્તા રહી પ્રકૃતિ દ્વારા સૃષ્ટિ ઉત્પન્ન કરે તો અમે પહેલાં જણાવી ગયા તે પ્રમાણે બ્રહ્મને એવા સાધનની અપેક્ષા રહેવાથી તેટલે અંશે બ્રહ્મનું સર્વશકિતત્વ ન્યૂનજ કહેવાય. તેમજ 'તે પોતાના આત્માને જગત્રૂપ કરે છે,' 'આત્મકૃતઃપરિણામ,' વિ. શ્રુતિસૂત્રનો વિરોધ પ્રાપ્ત થાય છે. માટે બ્રહ્મ પ્રકૃતિ ઇત્યાદિ સાધનની અપેક્ષા વિના સ્વયં જગત્ કર્તા છે અને બ્રહ્મને જગત્ કર્તા માનવાથી તેમાં વિકૃતિ આદિ દોષ આવી જતા

નથી. જગત્ કર્તા હોવા છતાં પણ અવિકૃતજ બ્રહ્મ છે એજ એનું અનવગાહ્ય માહાત્મ્ય છે. વળી પ્રકૃતિદ્વારા બ્રહ્મ જગત્ કર્તા છે તો પ્રકૃતિ બ્રહ્મથી ભિન્ન છે કે અભિન્ન? તમે કહો છો કે સાંખ્ય મતવત્ પ્રકૃતિ ભિન્ન કર્તા નથી પણ બ્રહ્મના અધ્યક્ષપણા હેઠળ કર્તા છે તો તે મતમાં પણ પ્રકૃતિ તો બ્રહ્મથી પૃથક્જ ઠરી. એક અધ્યક્ષ અને બીજી અધ્યક્ષને આશ્રયે રહેનાર એમ દ્વૈતજ ઠર્યું. તેમજ વળી એવી જડ પ્રકૃતિની સાહાય્યથી બ્રહ્મ જગત્ કર્તા કહેવાય તો તેટલે અંશે બ્રહ્મનું પરતંત્રત્વ અને અનૈશ્વર્યત્વજ કહેવાય. વળી પ્રકૃતિ વિ. પદાર્થોને બ્રહ્મથી ભિન્ન ન માનતાં તેનો બ્રહ્મ સાથે અનન્ય અદ્વિતીય સંબંધ માની સદૈવ બ્રહ્માધીન કહેવું એ પણ વદતોવ્યાઘાતજ છે. અનન્યનો અર્થ તદ્રૂપત્વજ થાય છે એટલે પ્રકૃતિ પણ બ્રહ્મજ છે પણ બ્રહ્મથી પૃથક્ પરબ્રહ્મને સદૈવ આધીન એવો અર્થ થતો નથી. જો બ્રહ્મને સદૈવ આધીન અને બ્રહ્મથી દ્વિતીય, ભિન્ન, કે સ્વતંત્ર નહિ એ અર્થમાં અનન્યત્વ સ્વીકારીએ તો દ્વૈતજ થશે. કારણકે આધારઆધેય પણ દ્વૈતજ કહેવાય. એક તત્ત્વ આધીનમાં રાખનાર અને દ્વિતીય સદૈવ આધીનમાં રહેનાર, એમ બે તત્ત્વ થવાથી દ્વૈતજ ગણાય. તેમજ બ્રહ્મ અને પ્રકૃતિનો નિત્ય સંબંધ સ્વીકારવો પડશે, કારણ વિશિષ્ટ થતાં અનિર્મોક્ષ પ્રસંગ આવશે. આ પ્રમાણે બ્રહ્માધીન પ્રકૃતિથી જગત ઉત્પત્તિ માનવામાં પણ શ્રુતિ સૂત્ર અને યુક્તિથી અનેક દોષો આવે છે માટે પણ તે મત ઉપેક્ષ્યજ છે.

**બ્રહ્મગતવૈષમ્યનૈર્ઘૃણ્યદોષપરિહારઃ**—માયાવાદી કહે છે કે જો બ્રહ્મને જગત્ કર્તા માનશો તો નીચે પ્રમાણે દોષો પ્રાપ્ત થશેઃ-"તમારા મતમાં **कर्ताकारयिता हरिः** એમ માનવામાં આવે છે. એટલે ઈશ્વરજ જગતના તથા પ્રાણી માત્રના તમામ સારાં નરસાં કર્મો કરે છે, તથા તેની પાસે તે કર્મો કરાવે છે. એટલે તે મતમાં તમામ સારાં નરસાં કર્મોની જવાબદારી ઈશ્વરનીજ ઠરે છે. આને અંગ્રેજીમાં Pantheism કહેવામાં આવે છે; એટલે સમસ્ત સ્થાવરજંગમાત્મક જગત્ ઈશ્વરજ છે એવી માન્યતા. પણ આ માન્યતા વેદાંત મતની, ઔપનિષદ્ મતની કે શાંકર મતની નથી. આવી વિચિત્ર માન્યતાથી તો જગત્માં સર્વત્ર અધર્મજ પ્રવર્તે. પાપાચરણોની વૃદ્ધિ થાય, તેમજ સંસારી જીવો તમામ દુષ્ટ તથા પાપી કામો કરી તેની જવાબદારી ઈશ્વર પર મૂકે. વળી શેતાન તથા પાપી માણસ પણ ઈશ્વર છે, એવી ભયંકર, દુષ્ટ તથા પાપી માન્યતાથી તો ન્યાયી, શુદ્ધ તથા દયાળુ ઈશ્વર એક જંગલી, નિષ્ઠુર, તથા જડ પુરુષ જેવો ઠરે! '**न कर्तृत्वं न कर्माणि,**' '**नादत्ते कस्यचित्पापं**' ઇત્યાદિ શ્લોકોમાં પ્રભુ કર્મો કે કર્મના ફળનો યોગ નિર્માણ કરતા નથી. સ્વભાવ એટલે પ્રકૃતિ એ સર્વ કરે છે. પરમાત્મા કોઈનું પાપ પુણ્ય કાંઈ લેતા નથી. '**वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात्**' એ સૂત્રમાં સૃષ્ટિ ક્રિયામાં બ્રહ્મની જીવના કરેલાં કર્મોની અપેક્ષા કેમ દર્શાવી છે?"

ઉપર પ્રમાણે માયાવાદી બ્રહ્મ જો જગત્ કર્તા હોય તો તેમાં વિષમતા અને નિર્દયતારૂપી દોષો આવે એમ કહે છે. બ્રહ્મજ સર્વકર્તૃ છે એટલે બ્રહ્મજ કોઈ જીવને સુખનું દાન કરે છે તો કોઈ જીવને દુઃખનું દાન કરે છે તો બ્રહ્મમાં વિષમતા દોષ આવી પડે છે, બ્રહ્મ પ્રલયાદિ કરે છે માટે બ્રહ્મ નિર્ઘૃણ છે એમ શંકા કરવી નહિ. કારણ કે 'તે આત્માને જગતરૂપ કરે છે' 'આત્મકૃતઃ પરિણામ' એ શ્રુતિ સૂત્રાનુસાર જગત્ એ બ્રહ્મની આત્મસૃષ્ટિ છે અને આત્મસૃષ્ટિ હેતુને લઈને બ્રહ્મમાં વિષમતા કે નિર્દયતારૂપી દોષ આવી પડતા નથી. તમામ જીવો બ્રહ્મનાજ છે બ્રહ્મ સ્વરૂપ છે એટલે પોતે પોતાનામાં વિષમ કે નિર્દય હોઈ શકેજ નહિ. જેમ લોકમાં પિતા પોતાના પુત્રને લાલન કરે કે તાડન કરે તો પણ પિતા વિષમ કે નિર્દય ગણાતો નથી તેમજ બ્રહ્મ પોતાના અનેક જીવોમાંથી કોઈને સુખનું દાન કરે કે કોઈને દુઃખનું દાન કરે તેથી બ્રહ્મમાં વિષમતા આવતી નથી. વિષમતારૂપી દોષ માત્ર તેનેજ લાગે છે કે જ્યાં સ્વથી ભિન્ન હોય પણ અહીં તો આત્મસૃષ્ટિ હોવાથી વિષમતાની ગંધ પણ નથી. હવે વાદીએ કરેલી શંકાઓનું સમાધાન કરીએ. ઈશ્વરજ જો કર્તા કારયિતા હોય તો સર્વ પ્રાણી માત્રના સારાં નરસાં કર્મોની જવાબદારી ઈશ્વરનીજ ઠરે અને તેથી અધર્મ તથા પાપાચરણજ પ્રવર્તે. આ શંકા પણ અયોગ્યજ છે કારણકે શ્રુતિ સૂત્રોમાં ઈશ્વરનુંજ કર્તૃત્વ અને પ્રેરકત્વ સ્વીકારેલું છે. જુઓ 'परात्तु तच्छ्रुतेः' એ સૂત્ર તથા 'હુંજ સર્વ જગતનો પ્રભવ છું' 'પ્રાણીઓને જુદા જુદા ભાવો મારાથીજ થાય છે,' 'તેજ જેને ઉપર લઈ જવા ઈચ્છે છે તેની પાસે સાધુ કર્મ કરાવે છે,' 'કપૂયચરણી તેમજ રમણીયચરણી તમામ જીવો બ્રહ્મમાંથી વ્યુચ્ચરણ પામે છે,' 'આ લોકમાં બે સૃષ્ટિ છે, દૈવ અને આસુર,' 'ઈશ્વર સર્વભૂતોના હૃદયમાં સ્થિતિ કરી સર્વભૂતોને ભમાવે છે,' 'બુદ્ધિપ્રેરક કૃષ્ણ,' 'धियो यो नः प्रचोदयात्,' 'વિમૂઢાત્મા હું કર્તા છું એમ માને છે' ઈત્યાદિ સહસ્ર પ્રમાણો બ્રહ્મનેજ કર્તા અને પ્રેરક તરીકે કહે છે એટલે તમામ જીવોનાં સારાં નરસાં કર્મોની જવાબદારી પ્રભુનીજ છે એમાં શાસ્ત્ર વિરોધ લેશ પણ નથી. બ્રહ્મ વ્યતિરિકત કર્માદિને જવાબદાર ગણીએ તો નીચે પ્રમાણે દોષો આવે. પ્રથમ તો કર્મ બ્રહ્મથી ભિન્ન છે કે અભિન્ન? ભિન્ન માનશો તો દ્વૈતવાદ થશે અને કર્મ જડ હોવાથી સારાં નરસાં એવા ભેદ પડી શકશે નહિ. તેમજ પ્રથમ સૃષ્ટિ વખતે એવો ભેદ શાથી પડયો? બ્રહ્મ અકર્તા હતો તો કર્મ બંધન કયાંથી થયું? કર્મ બંધનરૂપી અનાદિ સૃષ્ટિ સ્વીકારવી પડશે, જે શાસ્ત્રથી વિરુદ્ધ છે. કર્મ, બ્રહ્મ અને કર્મબ્રહ્મનોસંબંધ એમ અનાદિ પ્રવાહ સ્વીકારવાથી અનવસ્થા દોષ પ્રાપ્ત થશે. જો એમ હોય તો સદૈવ એમજ ચાલ્યા કરશે અને કયાં પણ અટકવાનો આરો આવશે નહિ. તેમજ ઈશ્વર પ્રલય કર્તા છે એનો પણ વિરોધ આવશે. હવે જો કર્મને બ્રહ્મથી અભિન્ન માનશો તો કર્મ પણ બ્રહ્મ ઠરશે અને તમારી કરેલી શંકા રહેશે નહિ.

કર્મને જો બ્રહ્મ સ્વરૂપ સ્વીકારો તો અમને વાંધો નથી. પણ ઈશ્વરથી ભિન્ન એવું કર્મ સ્વીકારી, ઈશ્વર કર્માનુસાર ફલ આપે છે એ મતમાં ઈશ્વરને કર્મની અપેક્ષા રહેવાથી તેટલે અંશે બ્રહ્મનું સ્વતંત્ર ઐશ્વર્ય ખંડિત થાય છે. તમે લોકનું દૃષ્ટાંત આપી એમ કહો છો કે જેમ રાજા કોઇના સારાં નરસાં કર્મો જોઈને કોઇને ઈનામ આપે છે તો કોઇને શિક્ષા કરે છે, એમાં રાજાનું પરતંત્રપણું ગણાતું નથી અને એનું સ્વાતંત્ર્ય યત્કિંચિત્ પણ ઓછું થતું નથી. આમ કહેવું એ બ્રહ્મના સ્વરૂપનું અને શાસ્ત્રનું અજ્ઞાનજ દેખાડે છે કારણ કે જેટલે અંશે રાજાને કાયદાનું કે કર્મનું સહાય્ય લેવું પડે છે તેટલે અંશે તેનામાં ઇયત્તા તથા પરતંત્રપણું આવેજ છે. કર્મસાપેક્ષ એવા ઓઠારૂપ બ્રહ્મની જરૂરજ શી છે? તેના કરતાં તો મીમાંસાવાદીની માફક સ્વતંત્રજ કર્મને સ્વીકારવું એ સારૂં છે. બ્રહ્મ સમ્પૂર્ણ સામર્થ્યવાન છે તેને કશાની અપેક્ષા નથી–સહાય્ય લેવી પડતી નથી. ઉલટું બ્રહ્મને કર્મસાપેક્ષ સ્વીકારવાથી કર્માનુસારજ ફલ બ્રહ્મ આપે એટલે સર્વેશ્વર બ્રહ્મનું પણ નિયામક કર્મ થઈ જાય, ઈશ્વર અનીશ્વર થઈ જાય, કર્માધીન ઈશ્વર થઈ જાય, ઈશ્વરનું નિયામક કર્મ થઈ જાય. એ પક્ષ સૂત્રકારને સંમતજ નથી, માટે "**परयुः असामञ्जस्यात्** એ સૂત્ર પુનઃ યોજે છે. કર્મને બ્રહ્મથી ભિન્ન માનવામાં બ્રહ્મ કર્માધીન થઈ જાય છે. ઈશ્વરનું સ્વાતંત્ર્ય એટલે અંશે ન્યૂનજ થાય છે આ વાત અમે વિસ્તારપૂર્વક બ્રહ્મને પ્રકૃતિની અપેક્ષા રહે છે અને પ્રકૃતિ-દ્વારા ઈશ્વર જગતકર્તા છે એ પ્રસંગમાં કહેલી છે. અત્રે પ્રકૃતિને બદલે કર્મની અપેક્ષા રહે છે એ વાદમાં પૂર્વે જણાવેલા પ્રકૃતિવાદના તમામ દોષો કર્મસાપેક્ષ બ્રહ્મમાં પણ લાગે છે. તેમજ શાસ્ત્ર વિરોધ તો અમે પૂર્વે અનેક પ્રમાણોથી જણાવ્યો છે. કર્મ વિના બ્રહ્મ ફલ દાન ન કરી શકે એમ માનવામાં બ્રહ્મનું સામર્થ્ય કુંઠિતજ થાય છે, સ્વાતંત્ર્ય ખંડિતજ થાય છે. કર્મ વિના પણ તેવું ફલ દાન કરવાનું સામર્થ્ય પ્રભુમાં છે. આમ અંગીકાર કરવામાંજ આસ્તિકતા રહેલી છે. સારાં નરસાં કર્મ કરાવ્યાં છતાં પણ બ્રહ્મ અલિપ્તજ રહે છે બ્રહ્મને તેનો લેશ પણ દોષ લાગતો નથી, બ્રહ્મ પાપી કે દોષિત થઈ જતું નથી. એજ બ્રહ્મના અચિંત્ય ઐશ્વર્ય અને ઈશ્વરત્વનું માહાત્મ્ય છે, જેનું વાદીને ભાન નથી. સારાં નરસાં કર્મો કરાવ્યાં છતાં બ્રહ્મ નિર્દોષજ છે, અવિકૃતજ છે તેનો સંબંધ બ્રહ્મને લેશ પણ થતો નથી એજ બ્રહ્મનું અનવગાહ્ય માહાત્મ્ય છે. એથી ઉલટું કર્મને બ્રહ્મથી ભિન્ન માનવું, અથવા કર્માધીન બ્રહ્મ માનવું એમાં દ્વૈતવાદ તથા જડવાદના તમામ દોષો લાગુ પડે છે અને તેટલે અંશે ઈશ્વરનું ઈશ્વરત્વ કુંઠિત થતાં સમ્પૂર્ણ આસ્તિકતા રહેતી નથી. કર્મ સ્વતઃ ફલ આપી શકે નહિ કારણ કે જડ છે. વિશેષ, કર્મનું ફલદાતૃત્વ માનતાં નિરીશ્વર વાદનો પ્રસંગ આવે. વાદીએ કહ્યું કે '**वैषम्यनैर्घृण्येन सापेक्षत्वात्**' એ સૂત્રમાં કર્મસાપેક્ષતા દર્શાવેલી છે તેનું સમાધાન આમ છે. '**कृतप्रयत्नापेक्षस्तु**

विहितप्रतिषिद्धा वैयर्थ्यादिभ्यः' એ સૂત્ર વડે પોતે રચેલી મર્યાદા, વિહિત નિષેધ, પ્રતિષિદ્ધકર્મ વ્યર્થ ન થઇ જાય તેટલાજ પુરતી બ્રહ્મને કર્મની અપેક્ષા છે કૃત પ્રયત્નની અપેક્ષા છે. આ મર્યાદા પણ સ્વેચ્છામાત્રથીજ, કર્મ નિયામકત્વથી નહિ, બ્રહ્મે સ્વીકારેલી છે. મર્યાદા રચી તદનુસાર ક્રીડા કરે છે, એ બ્રહ્મનું નિઃસીમમાહાત્મ્ય છે. નિરપેક્ષ બ્રહ્મ કર્મસાપેક્ષ થાય એજ પૂર્ણતા-વાદી કહે છે તેવી કર્માધીન સાપેક્ષતા નથી પણ સ્વેચ્છા માત્રથી સ્વીકારેલી મર્યાદા. કર્મ સાપેક્ષતા પ્રકટ કરવાની ઇચ્છાથી મર્યાદા બાંધી વેદ પ્રકટ કર્યો, સર્વ કર્મના ગુણ દોષ પ્રકટ કર્યો, વિહિત પ્રતિષિદ્ધ વર્ણન કર્યો. જીવ સ્વકીય ઇચ્છાનુસાર કર્મ કર્યો જાય છે ત્યારે તે જીવનો તેવો અભિનિવેશ જોઇ ભગવાન તેને તે કર્મ કરવા દે છે. મર્યાદા રક્ષાર્થેજ બ્રહ્મ તે તે કર્મ કરાવી તે તે ફલદાન કરે છે એટલે મૂલ કર્તૃત્વ, પ્રેરકત્વ અને ફલદાતૃત્વ એ બધું બ્રહ્મનુંજ છે. એજ વાત પાછલથી સૂત્રકાર સ્વતઃ 'फलमतः उपपत्तेः' એ સૂત્રમાં કથે છે. પૂર્વોક્ત વ્યાસસૂત્ર 'वैषम्य' તો લોકબુદ્ધિ અનુસારી માત્ર છે અને નિકૃષ્ટ અધિકારીના સમાધાનાર્થેજ છે. હવે વાદીએ આપેલા પ્રમાણો 'પ્રભુ લોકના કર્તાપણાને કે કર્મોને અને કર્મનાફલને સૃજતા નથી,' 'તેમજ પ્રભુ કોઈના પણ પાપ અથવા પુણ્યને ગ્રહણ કરતા નથી. અજ્ઞાનથી જ્ઞાન ઢંકાયલું હોવાથી જંતુઓ મોહ પામે છે," 'આ ગીતાના બે શ્લોકોમાં પ્રભુએ સ્વભાવને આગળ કરેલો છે અને માયાવાદી તેને સિદ્ધાંત માની આક્ષેપ કરે છે. હવે માયાવાદીનીજ દૃષ્ટિથી જો સ્વભાવથી-અજ્ઞાનથીજ જીવો મોહ પામી પાપ પુણ્ય કરે છે અને તેનો સંબંધ પ્રભુ સાથે નથી, પ્રભુ કર્તા કે કારયિતા નથી તો પ્રભુથી ભિન્ન એવો સ્વભાવ, અજ્ઞાન આવ્યું કયાંથી? અને એવો સ્વભાવ-અજ્ઞાન જેવા જડ પદાર્થમાંથી સારાં નરસાં પાપ પુણ્યરૂપી કર્મનો ભેદ કેવી રીતે પડયો? એવો ભેદ પડવામાં સ્વભાવ-અજ્ઞાનને પ્રયોજન શું? પ્રયોજન વિના કાર્ય સંભવીજ શકે નહિ; અને વિના પ્રયોજને કાર્ય સ્વીકારશો તો અનવસ્થા દોષ પ્રાપ્ત થશે. જડ અજ્ઞાન અથવા સ્વભાવને પ્રાણીઓને મોહ કરવાનું પ્રયોજન શું? આમ સ્વીકારવાથી દ્વૈતવાદ થશે અને જડકારણવાદીના તમામ દોષો તમને પ્રાપ્ત થશે. અત્રે તો આ શ્લોકોમાં અર્જુન હજુ સુધી બ્રહ્મવાદનો અધિકારી થયો નહોતો, બ્રહ્મવાદ તેના હૃદયમાં આરૂઢ નહિ થયલો હોવાથી, લૌકિકબુદ્ધિપ્રવીણ પુરુષોમાં બ્રહ્મવાદ એકાએક ઠસતો નથી, માટે ભગવાને પ્રથમ લોકમાં પોતાની જણાતી સ્વભાવરૂપ શકિતને બતાવી બોધ કરેલો છે. કાલ, કર્મ. સ્વભાવ એ ભગવાનની શક્તિ છે અને શક્તિ અને શક્તિવાનનો બ્રહ્મવાદમાં અભેદ હોવાથી સ્વભાવદ્વારા પણ વસ્તુતઃ ભગવાનજ પ્રવર્તક છે. 'इच्छा मात्र प्रकटनं सर्वथा तत् तिरोहितम् । सर्ववस्त्वाश्रितं पश्चात् स्वभावोऽयं हरेस्तनुः ।' (નિ. સ. ૧૧૫) એ શ્રી વલ્લભાચાર્યે કહેલા શ્લોકમાં સ્વભાવ હરિનું તનુ છે-શક્તિ છે. તેમજ શ્રીમદ્ભાગવતમાં પણ

**'काल कर्म स्वभावं च मायेशो मायया स्वया'** (૨-૫-૨૧) એ શ્લોકમાં ભગવાને પોતાની માયાશક્તિથી કાલ, કર્મ અને સ્વભાવને ગ્રહણ કરેલાં છે એમ કહ્યું છે; પણ માયાવાદીવત્ બ્રહ્મથી ભિન્ન એવો સ્વભાણુ-અજ્ઞાન સ્વીકારેલું નથી. તેમ માનતાં તો દ્વૈતવાદમાં પ્રવેશ થાય અને જડકારણવાદીના તમામ દોષો પ્રાપ્ત થાય. આમ સ્વભાવ એ ભગવાનની શક્તિ હોવાથી અને શક્તિ અને શક્તિમાનનો અભેદ હોવાથી, સર્વત્ર ભગવાનનુંજ પ્રવર્તાવવાપણું છે; તેમ ન હોય તો 'પ્રાણીઓને ભિન્ન ભિન્ન પ્રકારના ભાવો મારાથીજ થાય છે' એમ કહેત નહિ. અમે પુનઃ પુનઃ કથી ગયા છીએ કે માયાવાદીવત્ આ શક્તિ સગુણ-માયાશબલ બ્રહ્મની નથી પણ શુદ્ધ બ્રહ્મનીજ છે; માટે આ સ્મૃતિવાક્યો તથા સૂત્રો શુદ્ધ બ્રહ્મનુંજ, જિજ્ઞાસ્ય બ્રહ્મનુંજ પ્રતિપાદન કરે છે. એને સગુણ માયાશબલ બ્રહ્મના ધર્મો માની, શુદ્ધજ્ઞેય બ્રહ્મ એનાથી પર છે એવા ખોટા ભેદો શોધી ભગવાનના સ્વરૂપનું ભાન ભૂલવું ઉચિત નથી. માટે 'જીવ અવિદ્યાત્મક અનાદિ વાસનાને લીધે પોતાના મૂળ સ્વરૂપને ભૂલી માયા તથા અવિદ્યાની મોહજાળમાં ફસાઇ પોતે કર્તા તથા ભોક્તા છે એમ માની પોતાનો વ્યવહાર કરે છે અને તેથી દુઃખી થાય છે' એ પક્ષનો નિરાસ સમજી લેવો.

હવે વાદીએ કરેલા આક્ષેપો પોતાના મતમાં પણ છે, તદ્વસ્થજ છે એ સિદ્ધ કરીએ છીએ. પ્રથમ તો બ્રહ્મગત વૈષમ્ય નૈર્ઘૃણ્ય દોષનો પરિહાર માયાવાદીના મતમાં માયાથી કરવામાં આવે છે, છતાં તે ન કહેતાં મીમાંસકનો કર્મવાદ પકડી વાદી સિદ્ધાંતી પર આક્ષેપ મૂકે છે તેનું ખંડન અમે પૂર્વે કરેલું છે. અત્રે માયાથી કરવામાં આવતા પરિહારનું ખંડન કરીએ છીએ. 'એકજ અદ્વિતીય બ્રહ્મ હતું,' 'આજ પૂર્વે હતું,' **'पुरुष एवेदं सर्वं यद्भूतं यच्चभव्यं'** આ બધું પુરુષજ છે, જે થયું અને થશે તે સર્વ પુરુષ છે. ઇત્યાદિ શ્રુતિઓના પ્રમાણથી આરંભમાં બ્રહ્મવ્યતિરિક્ત કોઈ પદાર્થ હતોજ નહિ. માટે અનાદિ અવિદ્યાના સંબંધે જીવ કર્તા ભોક્તા કહેવાય છે તે મિથ્યા છે. અનાદિ હોય તે અનંતજ હોય. તેને સાંત કહેવી એ વૃથા છે. બ્રહ્મવાદીના શાસ્ત્રસિદ્ધ વિરુદ્ધધર્માશ્રયમાં કુતર્કો કરવા અને સ્વકીય માયાના વિરુદ્ધધર્માશ્રય પરત્વે આંખ આડા કાન કરવા એ ક્યાંનો ન્યાય? તેમ બ્રહ્મવ્યતિરિક્ત માયા નામનો પદાર્થ સ્વીકારવાથી દ્વૈતજ ઠરે છે. તેમ બ્રહ્મ વસે માયામાં અને માયા વસે બ્રહ્મમાં એમ અન્યોન્યાશ્રય દોષ પ્રાપ્ત થાય છે. વિશિષ્ટ સંબંધ પ્રાપ્ત થતાં અનિર્મોક્ષ પ્રાપ્ત થાય છે. તેમજ જીવ કર્તા ભોક્તા નથી પણ અનાદિ અવિદ્યાના સંબંધે કરી કર્તા ભોક્તા ભાસે છે એમ કહી અવિદ્યામાં કર્તૃત્વ માનવાથી જીવના શુભાશુભ કર્મોની, પાપ પુણ્યની જવાબદારી અવિદ્યા માયાની ઠરે છે. આને અંગ્રેજીમાં 'Illusion Theory' કહે છે; એટલે સમસ્ત સ્થાવરજંગમાત્મક જગત્ માયા છે એવી માન્યતા. આ માન્યતા વેદાંત મતની (શાંકર વેદાંત નહિ) સૂત્રકાર મતની, ઔપનિષદ મતની કે શુદ્ધાદ્વૈતવાદીની નથી

પણ શાંકર મતની છે. આવી વિચિત્ર માન્યતાથી-હું કર્તા નથી પણ અવિદ્યાને લીધે કર્તૃત્વ ભાસે છે, કર્મ મિથ્યા છે-પાપ પુણ્ય, શુભાશુભ માયા-અવિદ્યાનું કાર્ય છે-એમ માનવાથી સર્વત્ર અધર્મ અને અનીતિજ પ્રવર્તે. પાપાચરણોની વૃદ્ધિ થાય, તેમજ સંસારી જીવો તમામ દુષ્ટ તથા પાપી કામો કરી તેની જવાબદારી અજ્ઞાન-અવિદ્યાપર મૂકે. વળી શેતાન તથા પાપી માણસ પણ એકજ વ્યાપી ચૈતન્ય જ્ઞાનરૂપ બ્રહ્મ છે, ભેદ તો અજ્ઞાન, અવિદ્યા, માયાને લીધે પ્રતીત થાય છે, હુંજ બ્રહ્મ છું પણ અનાદિ અવિદ્યાએ કરી કર્તા ભાસું છું, વસ્તુતઃ બ્રહ્મને કાંઈ કર્મની લેવા દેવા નથી, કર્મ માત્ર મિથ્યા છે, પાપપુણ્ય-શુભાશુભ માયિક છે, મિથ્યા છે, એવી ભયંકર દુષ્ટ તથા પાપી માન્યતાથી તો નાસ્તિકતા વધે અને માયા જંગલી, નિષ્ઠુર તથા જડ ઠરે! બ્રહ્મવાદમાં આમ નથી. તેમાં તો શાસ્ત્ર સિદ્ધ 'सर्वं खल्विदं ब्रह्म,' આ સર્વ નિશ્ચય બ્રહ્મજ છે, 'સાધુ અને પાપીમાં સમાન બુદ્ધિ રાખનાર,' પ્રાકૃત કવિ નૃસિંહના કથનાનુસાર 'પાપ અને પુણ્ય કહેવા માત્ર' ઇત્યાદિ પ્રમાણોએ કરી બ્રહ્મનુંજ કર્તૃત્વ અને પ્રેરકત્વ સિદ્ધ થાય છે. 'આ સર્વ નિશ્ચય બ્રહ્મ છે' એ શ્રુતિ ઉપાસના માટે છે, એમ કહેવું એ ભ્રમ છે. એમાં સ્પષ્ટ રીતે 'इदं' શબ્દથી આ પરિદૃશ્યમાન સર્વ નિશ્ચય બ્રહ્મ છે, બ્રહ્મનું કાર્ય હોવાથી બ્રહ્માનન્ય, બ્રહ્માભિન્ન છે એમ સ્પષ્ટ બોધ કરે છે. છતાં ઉપાસના માટે એ શ્રુતિ છે એમ કહેવું એ પ્રતારણાજ છે. તમારે ત્યાં તો ઉપાસ્ય બ્રહ્મ અને ઉપાસના માયાનું કાર્ય છે, મિથ્યા છે એટલે એ શ્રુતિની હત્યાજ ઠરી! આવું પ્રચ્છન્ન બૌદ્ધ સિવાય બીજું કોણ કહે? તેમજ 'एष ह्येव साधु कारयति' એ શ્રુતિમાં બ્રહ્મને માટે કાંઈ 'કર્તૃત્વ' શબ્દ વાપર્યો નથી પણ 'કારયતિ' શબ્દ વડે તે માત્ર સંસારી જીવનું 'કર્તૃત્વ' બતાવે છે એમ કહેવું એ પણ પ્રતારણાજ છે. કારણ કે 'एष' એ શબ્દ વડેજ 'તેજ' એટલે બ્રહ્મ, નહિ કે જીવ, 'કારયતિ' એટલે કરાવે છે-કરાવવા રૂપી કર્તૃત્વ ધર્મનોજ બોધ કરે છે. સહજ શબ્દાર્થથી અર્થ કરતાં એટલુંજ ફલિત થાય છે કે 'બ્રહ્મ સાધુ કર્મ કરાવે છે' છતાં એમાં સંસારી જીવનું કર્તૃત્વ કહેલું છે એમ કહેવું મિથ્યા છે, વૃથા છે. તમારે ત્યાં તો જીવ અનાદિ અવિદ્યા વાસના એ કરી કર્તા ભાસે છે, વસ્તુતઃ અકર્તા છે, એટલે કર્તૃત્વ મિથ્યા માયિક ઠર્યું. તો પછી માયિક કર્તૃત્વનો બોધ કરનારી શ્રુતિ પણ માયિકજ ઠરી. આમ સર્વત્ર તમે સર્વ શ્રુતિઓની હત્યાજ કરી રહ્યા છો! આ કાર્ય પ્રચ્છન્ન બૌદ્ધ કાર્યજ છે માટેજ તમો પ્રચ્છન્ન બૌદ્ધ કહેવાઓ છો. વિશેષ વિસ્તાર ન કરતાં આટલેથીજ અમે અટકીએ છીએ.

**સગુણ નિર્ગુણ બ્રહ્મઃ**-માયાવાદી બ્રહ્મના નિર્ગુણ તથા સગુણ સ્વરૂપ વિષે નીચે પ્રમાણે કહે છેઃ-બ્રહ્મના નિર્ગુણ તથા સગુણ સ્વરૂપની કલ્પના કાંઈ શ્રી

શંકરાચાર્યે નવી ઉપજાવી નથી. ઉપનિષદ્માં ઉપાસના માટે ઠેર ઠેર સગુણ સ્વરૂપનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. मनोमयः प्राणशरीरो भारूपः सत्यसंकल्पः (છાં. ઉ.) આપ પૂછશો કે બ્રહ્મના બે સ્વરૂપ કયાંથી આવ્યાં, તો જણાવવાનું કે પ્રશ્ન ઉપનિષદ્ના પાંચમા પ્રશ્નમાં જોઇ લેવું. જુઓ एतद्वै सत्यकाम परंचापरं च ब्रह्म (પ્ર. ઉ.) द्वे विद्ये वेदितव्ये परा चैवापरच । (મું ઉ.) હવે શ્રુતિઓ આ પ્રમાણે બ્રહ્મનું નિર્ગુણ તથા સગુણરૂપે વર્ણન કરે છે. સૃષ્ટિક્રિયા વખતે નિર્ગુણ બ્રહ્મ પોતેજ પોતાનું મૂલ શુદ્ધ સ્વરૂપનું આચ્છાદાન કરી વિવર્તરૂપે પ્રકૃતિ, માયા, શક્તિ વિ. ઉપાધિથી સગુણ સ્વરૂપે થાય છે. તેનેજ શબલ બ્રહ્મ ઈશ્વર અથવા અંતર્યામી કહેવામાં આવે છે. માયા ઉપાધિ રહિત નિર્ગુણ બ્રહ્મનું સ્વરૂપ તો કાર્યકારણ સંબંધથી રહિત છે. જુઓ ગીતા ૨-૨૪ नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः। શ્રી શંકરાચાર્યે માયાવાદથી વિરોધી શ્રુતિઓનો સમન્વય કરી સર્વે સંશયોને નાબુદ કર્યા છે." (પૃ. ૫૮)

ઉપર પ્રમાણે માયાવાદી સગુણ નિર્ગુણ બ્રહ્મ પૃથક્ માને છે. સગુણ બ્રહ્મ માયિક છે, તે અત્યંત સત્ય વસ્તુ નથી, પણ આત્યંતિક સત્ય તો માત્ર નિર્ગુણ બ્રહ્મજ છે, અને તે નિર્ગુણ બ્રહ્મ તે 'હું'જ એમ છેવટે જ્ઞાન પામી વિરમવાનું. આ મત અત્યંત અસત્ અને કાલ્પનિક છે. પ્રથમ તો સગુણ શબ્દ વેદાંત મતનો નથી પણ સાંખ્ય મતનો છે. સાંખ્ય મતમાં 'ગુણ' શબ્દનો અર્થ બંધન-પ્રકૃતિના સત્વ રજાદિ ગુણો એમ થાય છે. તે અર્થમાં વેદાંતીઓનું બ્રહ્મ સગુણ નથી, પણ પ્રકૃતિના પ્રાકૃત સત્વાદિ ગુણ રહિત છે, માટે વેદાંતીઓનું બ્રહ્મ નિર્ગુણ છે. માયાવાદી સગુણ નિર્ગુણની વિચિત્રજ કલ્પના ઉપજાવી કાઢે છે. વેદાંત મતમાં, ઔપનિષદ્મતમાં, સૂત્રકારના મતમાં નિગુર્ણ શબ્દ સાંખ્યના સગુણ શબ્દથી પૃથક્ દર્શાવવા પુરતો છે. તેનો માયાવાદી ઉલટો અર્થ કરી ઔપનિષદ્ મતથી વિરુદ્ધ સગુણ નિર્ગુણનો અર્થ કરે છે, અને તેમ કરવા જતાં નાસ્તિક મતમાં પર્યવસાન થાય છે. માયાવાદી સગુણનો અર્થ સાંખ્યમત અને ઔપનિષદ્ મત ઉભયથી પૃથક્ સ્વકલ્પિત કરે છે. વસ્તુતઃ સગુણનો અર્થ સાંખ્યમતથી વિરુદ્ધ આપીને પણ અંતે તો સાંખ્યમતમાંજ પર્યવસાન થાય છે. સાંખ્યો સગુણનો અર્થ પ્રાકૃત ગુણવાળું-પ્રકૃતિના સત્વ રજાદિ ગુણોને અધીન મનુષ્યગુણત્વવાળું એમ કરે છે. માયાવાદમાં પણ વસ્તુતઃ આજ અર્થ છે. જુઓ:-'ભક્ત લોકોના ઈશ્વર અથવા વૈષ્ણવોના પુરુષોત્તમ તે, દેશ, કાલ વસ્તુપરિચ્છેદથી રહિત નથી પણ મર્યાદિત છે, કારણકે ભક્તિને માટે તેમ કરવાની જરૂર પડે છે, પણ તેવા ઈશ્વર કરતાં પણ નિર્ગુણબ્રહ્મ ઉત્કૃષ્ટ, પર તથા અનન્ત છે. એટલે તત્ત્વજ્ઞાનીઓનું નિર્ગુણ બ્રહ્મ હંમેશને માટે ભક્ત લોકોના મનુષ્ય ગુણત્વારોપણવાળા સગુણ બ્રહ્મ-ઈશ્વર-પુરુષોત્તમ કરતાં ઉત્કૃષ્ટજ છે અને ઉત્કૃષ્ટજ રહેશે.' (ઉ. પૃ. ૨૨) માયાવાદી કહે છે કે શ્રુતિ સ્મૃતિ સૂત્રોમાં જયાં જયાં બ્રહ્મના ધર્મો-

ગુણોનું વર્ણન કર્યું છે તે બધું માયાના અધ્યાસે કરી, પ્રાકૃત વર્ણનજ છે. વસ્તુતઃ આવા પ્રાકૃત બ્રહ્મથી પૃથક્ બીજું એક બ્રહ્મ છે, જે નિર્ગુણ તરીકે ઓળખાય છે; અને તેજ વાસ્તવ બ્રહ્મ છે. સગુણ તો Subordinate, Temporary ઉપાસના પુરતુંજ છે, તે આત્યંતિક સત્ય નથી. ઔપનિષદ્ મતમાં સગુણ નિર્ગુણનો અર્થ આથી ઉલટોજ છે. શ્રુતિ સ્મૃતિમાં સગુણ એટલે સાંખ્યોના પ્રાકૃત ગુણોવાળું નહિ પણ દિવ્ય, અલૌકિક, અપ્રાકૃત Merit, quality ગુણોવાળું અને નિર્ગુણ એટલે સાંખ્યોના પ્રાકૃતિક ગુણો રહિત, મનુષ્ય ગુણ રહિત, પણ દિવ્ય ગુણવાળું ખરૂં. માયાવાદી નિર્ગુણનો આ અર્થ સ્વીકારતા નથી, પણ ઔપનિષદ મતથી વિરૂદ્ધ જઈ નિર્ગુણ એટલે કોઈ પણ પ્રકારના ગુણ Merit, quality રહિત, દિવ્ય ગુણ રહિત, અપ્રાકૃત ધર્મથી પણ રહિત. આવો અર્થ સ્વીકારતાં શ્રુતિ સ્મૃતિ માત્ર વૃથા થઈ જાય. કારણકે ધર્મ વિનાનો ધર્મીજ વેદાંતમાં ગ્રાહ્ય નથી. બ્રહ્મ અપ્રાકૃત ધર્મથી પણ રહિત છે, એમ કહેવામાં બ્રહ્મ શૂન્ય થઈ જાય છે, અને તેનું જ્ઞાન પણ થવું મુશ્કેલ છે. ધર્મ વગર ધર્મીનું જ્ઞાનજ કેમ હોઈ શકે ? શૂન્યનુંજ (નિર્ગુણનો અર્થ માયાવાદી જે કરે છે તે દ્રષ્ટિએ) જ્ઞાન કરાવવું હોય તો વેદ સ્પષ્ટ શૂન્યજ, કોઈ પણ પ્રકારના દિવ્ય ધર્મ રહિતજ, કેમ નહિ કહી દે, કે વળી ધર્મનું જ્ઞાન કરાવી, આરોપ કરાવી પાછો અપવાદ કરાવે ? વેદને એવો ઉંધો અધ્યારોપાપવાદનો સગુણ નિર્ગુણનો રસ્તો લઈ તેને શરણે આવેલાને અંધરસ્તે દોરવા આવી છેતરપીંડી કરવાનું કારણ શું ? આતે શાસ્ત્રમાં શ્રદ્ધા કે નાસ્તિકતા બતાવે છે ? આવી ઉંધી સગુણ નિર્ગુણની સમન્વય વ્યવસ્થાથી, માયાવાદથી સર્વ શ્રુતિઓનો વિરોધ મટાડીને, સર્વ સંશયો શંકરાચાર્યે નાબુદ કર્યો છે કે શ્રુતિ સ્મૃતિઓની હત્યા કરી અપૌરુષેય વેદને પણ પરવાદિ તુલ્ય લેખી, આધ્યાસિક, વ્યવહારિક કહી નાસ્તિકતામાં વધારો કર્યો છે ? સગુણ નિર્ગુણ શ્રુતિઓનો સમન્વય કરવામાં સગુણ નિર્ગુણને આધીન (Subordinate, acting) બનાવી દેવાનું કારણ શું ? વેદનો અક્ષર માત્ર પણ સરખો પ્રમાણરૂપ અને નિત્ય છે, ત્યાં સગુણ ( acting ) અને નિર્ગુણ ( chief ) એવા ભેદ ક્યાંથી આવ્યા ? માયાનો આશ્રય કરી સગુણને માયોપહિત, માયા વિશિષ્ટ, માયાધીન કહી અંતે મિથ્યા કહી ઉડાવી દેવાથી શ્રુતિઓનો સમન્વય કર્યો કહેવાય કે હત્યા કરી કહેવાય? આતે પ્રચ્છન્ન બૌદ્ધનું લક્ષણ નહિ તો બીજું શું ? બાહ્યવાદીજ વેદને અનિત્ય અને પૌરુષેય કહે છે. જ્યારે તમો તો વેદને અપૌરુષેય અને નિત્ય કહેવાનો આડંબર માત્ર કરી અંતે વેદની હત્યા કરી, તેને અનિત્ય કહો છો ? આતે આસ્તિકતા કે નાસ્તિકતા ? આસ્તિક માત્ર તો વેદના અક્ષર માત્રને પણ નિત્ય અને સરખો પ્રમાણરૂપ માને છે. તમારી માફક પોતાના કલ્પિત મતથી જે વિરૂદ્ધ જતું હોય તે અનિત્ય, માયિક, અને પોતાના મતને ટેકો આપે તે સત્ય, એવા ભેદો શોધી વેદનું સ્વરૂપ ભૂલતા નથી. એના કરતાં તો બાહ્યવાદી સારા કે સ્પષ્ટતાથી વેદને પોતે

જેવા માનતા હોય તેવું કહી દે. તમારી માફક છેતરપીંડીનો, ઉંધો અધ્યારોપાપવાદનો રસ્તો લેતા નથી. તમે કહો છો કે 'બ્રહ્મ કંઇ સદંશ, ચિદંશ તથા આનંદાંશ એમ ત્રણ જુદા જુદા અંશોથી મિશ્રિત નથી, પણ બ્રહ્મ એકજ શુદ્ધ અખંડ પદાર્થ છે, જેના કદી પણ વિભાગ, અંશ કે ખંડ થઇ શકેજ નહિ." આમ કહેવું એ બ્રહ્મને અત્યંત નિર્ગુણ માનવાના આગ્રહને લઈનેજ છે. સચ્ચિદાનંદ બ્રહ્મના સત્-ચિત્-આનંદ એ ધર્મો નથી, પણ બ્રહ્મ સત્-ચિત્ આનંદ સ્વરૂપ છે, એ કહેવું એ ભ્રમિત બુદ્ધિનું લક્ષણ છે. બ્રહ્મવાદમાં ધર્મ-ધર્મીની અભિન્નતાજ સ્વીકારેલી છે. તમારી માફક દ્વૈતની ખોટી ભીતિથી સત્-ચિત્-આનંદ એ ધર્મો-અંશો નથી, પણ બ્રહ્મ કેવલ સચ્ચિદાનંદ સ્વરૂપ છે એમ અમારે કહેવું પડતું નથી. વસ્તુતઃ અમે પુનઃ પુનઃ કથી ગયા છીએ કે વેદાંતમતમાં (શાંકર મતમાં નહિ) ધર્મ-ધર્મીની સૂર્ય અને તેના પ્રકાશવત્ અભિન્નતાજ છે. તેથી બ્રહ્મધર્મો અને બ્રહ્મસ્વરૂપ કાંઈ પૃથક્ નથી. વસ્તુતઃ ધર્મો પણ સ્વરૂપાત્મકજ છે. બ્રહ્મના ધર્મો અનંત છે. બ્રહ્મ અનંત ધર્મવાળું છે, માટે બ્રહ્મ સત્ રૂપ પણ છે, ચિત્ રૂપ પણ છે, અને આનંદરૂપ પણ છે. આ રૂપો પણ પ્રાકૃત નથી, પણ સ્વરૂપાત્મકજ છે, અને બ્રહ્મથી ભિન્ન નથી માટે બ્રહ્મ સદંશરૂપ છે, ચિદંશરૂપ છે અને આનંદાંશ છે એમ કહેવું એ વેદાંત મતથી વિરુદ્ધ નથી, પણ કલ્પિત શાંકર મતથી વિરૂદ્ધ છે. સત્-ચિત્-આનંદ એ બ્રહ્મના અંશો છે, એમ કહેવાથી બ્રહ્મ ખંડિત, વિભાગવાળું અને અપૂર્ણ થઈ જતું નથી. કારણકે પ્રત્યેક અંશ પણ બ્રહ્મસ્વરૂપજ છે. અને પ્રત્યેક અંશ બ્રહ્મથી પૃથક્ થતાં પણ બ્રહ્મ પરિપૂર્ણજ રહે છે, બ્રહ્મથી તે અંશ અભિન્નજ રહે છે, એ બ્રહ્મનું અનવગાહ્ય માહાત્મ્ય છે કે જેનું માયાવાદીને ભાન રહી શકે એમ નથી. કારણકે માયાવાદી જો બ્રહ્મના સત્-ચિત્-આનંદ એ અંશો સ્વીકારે તો માયાવાદીને ત્યાં દ્વૈત થઇ જાય. પણ આવી દ્વૈતની ખોટી ભીતિથી બ્રહ્મનું સ્વરૂપ ભૂલવું એ ઉચિત નથી. દ્વૈત કયાં થાય છે તેનો વિચાર કરો. જો એ અંશો બ્રહ્મથી પૃથક્ હોય, એમનું અસ્તિત્વ સ્વતંત્ર હોય તો તે દ્વૈત કહેવાય, પણ એક બ્રહ્મના અનંત અંશો-સ્વરૂપો એ કાંઇ દ્વૈત નથી, કારણકે બધાનું બ્રહ્મથી અભિન્ન અનન્યત્વ છે, બધા બ્રહ્મરૂપજ છે. આજ શુદ્ધ બ્રહ્મવાદ છે. આથી ઉલટું બ્રહ્મથી પૃથક્ એવી માયા સ્વીકારી, માયાથી બ્રહ્મમાં ધર્મનો આરોપ માની અપવાદ કરવામાંજ દ્વૈત રહે છે. કારણકે માયાથી સમાધાન કરવા મથી રહ્યાથી એક દેશીય અદ્વૈત અથવા દ્વૈતજ સિદ્ધ થાય છે. માટેજ 'ખંડાદ્વૈત દ્વૈત અથવા એક વાદ' (Singularism) તરીકે તમારા મતને વિદ્વાનો ઓળખે છે. (V. S. & S. by S. Dr. Bhandarker) '**मम माया**' વા પ્રકૃતિને બ્રહ્મની શકિત, સ્વભાવ, ધર્મ જણાવવામાં આવ્યો છે. તમે માયાને બ્રહ્મથી પૃથક્ માનો છો એટલે વસ્તુતઃ દ્વૈતમાં તમારોજ પ્રવેશ થાય છે, નહિ કે બ્રહ્મના ધર્મો સ્વીકારનારનો. અમારે ત્યાં તમારી માફક બ્રહ્મથી ભિન્ન, પૃથક્ એવી

માયા કોઈ અસ્તિત્વ ધરાવતું નથી કે દ્વૈત થાય. એ તો તમારા મતમાંજ છે. વળી તમે બ્રહ્મનું કોઇ પણ પ્રકારનું સ્વરૂપ માનતા નથી, અને નીરૂપ અને નિર્વિશેષનો આગ્રહ કરો છો ત્યાં સચ્ચિદાનંદ સ્વરૂપ કેવું ? વળી તમે બ્રહ્મનું સ્વરૂપ આ પ્રમાણે વર્ણવો છોઃ-''બ્રહ્મ શબ્દનો શો અર્થ થાય છે તેનો આપણે વિચાર કરીએ. ઉપનિષદમાં બ્રહ્મનું લક્ષણ નીચે મુજબ આપવામાં આવ્યું છે. **सत्यं ज्ञानमनन्तं ब्रह्म** સત્ય જ્ઞાન તથા અનન્ત એ બ્રહ્મ છે. (તૈ. ઉ.) **सत्यं ज्ञानमनन्तमानन्दं ब्रह्म** સત્ય, જ્ઞાન, અનન્ત તથા આનંદ એ બ્રહ્મ છે. (સ. સા. ઉ) એટલે બ્રહ્મનો અર્થ સચ્ચિદાનંદ એમ કરવામાં આવ્યો છે. શ્રીવાક્યસુધાગ્રન્થમાં બ્રહ્મનું લક્ષણ નીચે મુજબ આપવામાં આવ્યું છે. **अस्तिभाति प्रियंरूपं नाम चेत्यंश पंचकं। आद्यत्रयं ब्रह्मरूपं।** સદંશ, ચિદંશ તથા આનંદાંશ એમ ત્રણ અંશથી એકજ બ્રહ્મનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે.'' (ત. નિ, પૃ. ૩) આમ તમે તમારા ગ્રન્થમાં બ્રહ્મને સત્ય, જ્ઞાન, અનંત અને આનંદરૂપ સ્વીકારો છો, તો બ્રહ્મ સત્યત્વ, જ્ઞાનત્વ, અનંતત્વ, અને આનંદત્વરૂપી ધર્મોવાળું સધર્મક થયું કે નહિ ? તેમ વળી સદંશ, ચિદંશ તથા આનંદાંશ એમ ત્રણ અંશથી એકજ બ્રહ્મનું પ્રતિપાદન થાય છે, એમ કહેવામાં બ્રહ્મ સદંશ, ચિદંશ અને આનંદાંશવાળું ઠરે છે કે નહિ ? બ્રહ્મવાદમાં બ્રહ્મ સદંશ, ચિદંશ અને આનંદાંશવાળું છે તેથી બ્રહ્મ અંશોને લીધે વિભાગવાળું, ખંડિત થઇ જશે એમ આક્ષેપ કરતાં પહેલાં પોતાનો મત તપાસેલો કે ? બ્રહ્મવાદમાં સદંશ, ચિદંશ અને આનંદાંશથી ક્યાં ત્રણ બ્રહ્મનું પ્રતિપાદન છે ? બ્રહ્મના એ ત્રણે અંશોથી એકજ અદ્વિતીય બ્રહ્મનું પ્રતિપાદન કરેલું છે. સામાનો મત સમજ્યા વિના આક્ષેપ કરતાં વદતોવ્યાઘાતદોષ પ્રાપ્ત થાય છે તેનું કાંઈ ભાન છે કે ? સત્-ચિત્-આનંદ ધર્મો એ કાંઇ સચ્ચિદાનંદ ધર્મીથી ભિન્ન નથી કે દ્વૈતની ખોટી ભીતિથી સત્-ચિત્-આનંદ એ ધર્મો નથી પણ બ્રહ્મનું સ્વરૂપ સચ્ચિદાનંદ છે એમ કહો છો. '**प्रकाशाश्रय वद् तेजस्त्वात्**' એ સૂત્રમાં સૂત્રકારે સૂર્ય અને સૂર્યના પ્રકાશવત્ ધર્મી અને ધર્મની ગુણ અને ગુણીની અનન્યતા સિદ્ધ કરી છે. સૂર્ય પ્રકાશ એ કાંઇ સૂર્યથી ભિન્ન નથી પણ સૂર્યસ્વરૂપની અંદરજ સૂર્યનો પ્રકાશ નામનો ધર્મ રહેલો છે, તેમજ સચ્ચિદાનંદ બ્રહ્મની અંદર સત્-ચિત્-આનંદ ધર્મો રહેલાજ છે. વસ્તુતઃ ધર્મથીજ ધર્મીની ઉપલબ્ધિ, ધર્મો વગર ધર્મીની સ્વતંત્ર અવસ્થિતિજ નથી. સત્-ચિત્-આનંદ એ ધર્મો નથી અને બ્રહ્મ સચ્ચિદાનંદ સ્વરૂપ છે એ કહેવું ધર્મધર્મીની, ગુણ ગુણીની અનન્યતા અભિન્નતા, ન સમજવાથીજ, તિરોહિત બુદ્ધિમાંથીજ ઉદ્ભવે છે. વસ્તુતઃ બ્રહ્મના ધર્મો બ્રહ્મથી ભિન્નજ નથી, સ્વરૂપાત્મકજ છે. સત્-ચિત્-આનંદ એટલાજ ધર્મો કાંઇ બ્રહ્મમાં નથી અથવા બ્રહ્મ સચ્ચિદાનંદજ એકલું નથી પણ બ્રહ્મમાં અનંત ગુણો, અનંત શક્તિઓ છે. **परास्यशक्तिः विविधैव श्रूयते स्वाभाविकी ज्ञान बल क्रियाच**', '**सर्वधर्मोपपत्तेश्च**'

सर्वोपेता च तद्दर्शनात्' वि. બ્રહ્મને સ્વાભાવિક, આરોપિત નહિ, માયાના સંબંધે નહિ, અનેક ધર્મવિશિષ્ટ કહે છે. બ્રહ્મમાં કાંઈ અમુકજ ધર્મો નથી, એમ નિયત ધર્મવાદ સ્વીકારતાં બ્રહ્મમાં ઈયત્તા આવી જાય. બ્રહ્મને અત્યંત નિર્ધર્મક માનતાં બ્રહ્મનું જ્ઞાનજ સંભવે નહિ, મોક્ષરૂપ પરમ પુરૂષાર્થજ નિષ્ફલ થઈ જાય. શાસ્ત્ર માત્ર વૃથા થાય. પરબ્રહ્મ સર્વધર્મ વિશિષ્ટ છે. સગુણ નિર્ગુણ કલ્પના વેદાંત શાસ્ત્રમાં હોયજ નહિ. જે શ્રુતિ બ્રહ્મના ધર્મોનો નિષેધ કરે છે, તે માત્ર પ્રાકૃત લૌકિક ધર્મોનોજ નિષેધ કરે છે, કારણકે તે શ્રુતિજ એકવાર નિષેધ ઉચ્ચારી પુનઃ ધર્મ ઉપદેશે છે. अशब्दमस्पर्शमरूपमव्ययं तथाऽरसं नित्यमगन्धमच्चयत् । अनाद्यनंत महतः परं ध्रुवं निचाय्य तन्मृत्यु मुखात् प्रमुच्यते (कठ) આ શ્રુતિ બ્રહ્મને એકવાર અશબ્દ, અસ્પર્શ, અગંધ, અરસ વગેરે વર્ણવી પુનઃ અનાદિ અનંત ધ્રુવ વગેરે ધર્મોયુકત કહે છે. માટે નિર્ગુણ શ્રુતિઓનું કાર્ય માત્ર બ્રહ્મમાં પ્રાકૃત પ્રકૃતિથી ઉત્પન્ન થયેલાં પ્રકૃતિને આધીન, લૌકિક ધર્મોનોજ નિષેધ કરવાનું છે. જો એમ નહિ માનીએ અને બ્રહ્મને કેવળ નિર્ધર્મકજ માનીએ તો એકવાર બ્રહ્મને નિર્ધર્મક કહી પુનઃ સધર્મક કહેવું એ યોગ્ય નથી. માટે સૂત્રકાર તેનો યોગ્ય સમન્વય કરતાં કહે છે કેઃ-प्रकृतैतावत्त्वं हि प्रतिषेधति ततो ब्रवीति च भूयः । એ સૂત્રયોજે છે. સગુણ શ્રુતિઓ માયાશબલ બ્રહ્મના ધર્મો વર્ણવે છે અને ઉપાસનાર્થે, ચિત્ત શુદ્ધિ અર્થે છે, પરમાર્થતઃ તો અવિદ્યક છે એમ કહી સગુણ શ્રુતિઓને નિર્ગુણ શ્રુતિઓને આધીન કરી દેવી ( Subordinating ) એ સમન્વય નહિ પણ સમન્વયાભાસજ છે. આવી સમન્વય વ્યવસ્થાને સર્વ સંશયો નાબુદ કરનારી કહેવી એ મિથ્યા પ્રશંસા પાત્ર છે. વસ્તુવઃ પ્રાચીન સમન્વય વ્યવસ્થાને ડોળી નાંખી નવીન, શ્રુતિ સૂત્રોથી ભિન્ન સગુણ નિર્ગુણની કલ્પના-વેદાંત શાસ્ત્ર ઘુસાડવાનું માન કેવલ શંકરાચાર્યનેજ છે. એક તો માયાશબલ, ઉપાસ્ય અજ્ઞાનીઓનું બ્રહ્મ, બીજું નિર્ગુણ શુન્ય આત્મરૂપજ્ઞેય બ્રહ્મ એવા કલ્પિત તર્કોને વેદમાં ઘુસાડવાનું માન શંકર ભગવાનનેજ છે! શ્રુતિ સૂત્રોથી સગુણ નિર્ગુણની વ્યવસ્થા માત્ર આ પ્રમાણે સમીચીન થઈ છે રહે છેઃ-प्राकृतधर्माणाश्रयमप्राकृत निखिलधर्मरूपमिति-પ્રાકૃત ધર્મથી રહિત અપ્રાકૃત નિખિલ ધર્મ સહીત બ્રહ્મનું સ્વરૂપ છે. બ્રહ્મને અપ્રાકૃત ધર્મયુકત માનવાથી બ્રહ્મમાં દ્વૈતની ગંધ પણ નથી. તેમજ શ્રુતિ સૂત્રોને મચડવાં પણ પડતાં નથી, પણ આપાતતઃ સરળ સિદ્ધાંત નિકલી જાય છે, શ્રુતિ સૂત્રોમાં જેમ આજ્ઞા કરેલી છે તેમ માનવામાંજ વૈદિકત્વ રહેલું છે. ગુણ શબ્દનો જરા શબ્દાર્થ જોશો તોજ બસ છે. ગુણ એટલે રજ્જુ યા બંધન. નિર્ગુણ એટલે બંધન રહિત, સ્વતંત્ર, જેને જરાએ કોઈ પણ પ્રકારનું બંધન નથી તે. એટલે બ્રહ્મ કર્તૃ ભોક્તૃ હોવા છતાં તેમાં તે આસકત તથી. ઉદાસીનવત્ સ્વલીલા પ્રદર્શનાર્થજ કર્તૃ ભોક્તૃ હોવાથી નિર્લેપ છે એટલે સધર્મક બ્રહ્મ પણ નિર્ધર્મકજ

છે. બ્રહ્મમાં માયાથી ગુણ ભાસતા નથી, આભાસ નથી, આરોપ કરીને અપવાદ કરવાનો નથી પણ સ્વાભાવિકજ છે, સહજ છે. નિર્ગુણનો અર્થ તમે કરો છો તેમ ગુણમાત્રનો અભાવજ નથી. બ્રહ્મમાં અપ્રાકૃત ગુણ માનવાથી અપ્રાકૃત ગુણવાળું બ્રહ્મ તમારા સગુણ બ્રહ્મ જેવું એટલે અજ્ઞાનીઓને ઉપાસ્ય, માયિક, પ્રાકૃત, પરમાર્થતઃ મિથ્યા એવું બ્રહ્મ થતું નથી. તમારા મતમાં સગુણ બ્રહ્મ-ઈશ્વર માયિક ધર્મોવાળું છે, પ્રાકૃત છે. પણ ભકત લોકોનો ઈશ્વર, વૈષ્ણવોના પુરુષોત્તમ તેવા નથી. વૈષ્ણવો કંઇ તમારી માફક પુરુષોત્તમને મનુષ્યત્વગુણારોપણવાળા, માયિક ધર્મોવાળા, પ્રકૃતિના ગુણોને આધીન, સર્વસત્ત્વ, ઐશ્વર્ય, સર્વજ્ઞત્વ વગેરે રહિત, કેવળ વ્યવહારિકજ માનતા નથી. છતાં પોતાનાં મતનું આરોપણ બીજા પર કરવું એ પ્રતારણાજ છે. માટે તમે કહેલું "વૈષ્ણવોના પુરુષોત્તમ દેશ, કાલ, વસ્તુ પરિચ્છેદવાળા મર્યાદિત અને મનુષ્યત્વગુણારોપણવાળા સગુણ ઈશ્વર બ્રહ્મ છે" એ કહેવું વૃથા છે. વસ્તુતઃ વૈષ્ણવોના પુરુષોત્તમ દિવ્યગુણોયુક્ત, દેશ, કાલ, વસ્તુપરિચ્છેદ રહિત અનંત અને સર્વશકિતયુકત છે; મનુષ્ય ગુણવાળા નથી, પ્રાકૃત નથી, એવા ઈશ્વરને, પુરુષોત્તમને પ્રાકૃત-સગુણ કહેવા એ આસુરીનું લક્ષણ છે. માટે માયાવાદીના નિર્ગુણ બ્રહ્મ કરતાં ભકત લોકોના, વૈષ્ણવોના પુરુષોત્તમ સર્વોત્કૃષ્ટ છે અને સર્વદા ઉત્કૃષ્ટ રહેશે. માયાવાદીની absurdity અને નાસ્તિકતા તો એ છે કે સગુણ ગુણાધીન એટલે જીવવત્ ઐશ્વર્યાદિ ષડગુણ રહિત પ્રાકૃત બ્રહ્મને તેઓ ઈશ્વર કહે છે! આવા પ્રાકૃત ઈશ્વરને ઈશ્વરજ કેમ કહેવાય? એમાં ઈશ્વરત્વજ શું? ઈશ્વર શબ્દનો જરા ઉંડો અર્થ તપાસો. 'ईश्' ધાતુ ઉપરથી સિદ્ધ થતાં ઈશ્વરને પ્રાકૃત સગુણ કહેવો એ નાસ્તિકતા નહિ તો બીજું શું? ગુણાદિને પરતંત્ર ઈશ્વર કેવો? આવી ખોટી પરંપરા અને પરિભાષા કયાંથી ઉપજાવી કાઢી? વ્યાસસૂત્રો અને ગીતાદિમાં તો કયાંએ આવા નિર્ગુણ બ્રહ્મ અને સગુણ ઈશ્વરના તારતમ્યની ગંધ પણ નથી. ડૉ. થીબો આ પર શું કહે છે?:- "They (વ્યાસ સૂત્રો) do not set forth the distinction of a higher (નિર્ગુણ) and a lower (સગુણ) knowledge of Brahman; that they do not acknowledge the distinction of Brahman and Ishver in Sankar's sense." આ પરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે વેદાંતમાં સગુણ-નિર્ગુણ, ઈશ્વર-બ્રહ્મ એવા કપોલ કલ્પિત ભેદ નથી. હવે વાદીએ મું. ઉ. નું પ્રમાણ આપી પર અને અપર એ શબ્દોથી બે બ્રહ્મ છે એમ જે કહ્યું તેના જવાબમાં કહેવાનું કે બ્રહ્મ બે નથી પણ એકજ છે. પ્રતિપાદક અને પ્રતિપાદ્ય ભેદથી પ્રકારજ પર અને અપર કહેવાય છે, તે શબ્દ રૂપે અપર છે અને અર્થરૂપે પર છે. પરંતુ નામરૂપ વિશેષના નિષેધથી અસ્થૂલાદિ વાકયો વડે જે પ્રતિપાદન કરાય છે તે પરબ્રહ્મ અને નામરૂપ વિશેષથી પ્રતિપાદન કરાય છે તે અપર બ્રહ્મ, એવું શાંકર ભાષ્યમાં લખ્યું છે તે વિષે કોઇ શ્રુતિ સ્મૃતિનું પ્રમાણ નથી.

एकमेवाद्वितीयं ब्रह्म એ શ્રુતિ એકજ બ્રહ્મનું પ્રતિપાદન કરે છે, નહિ કે બે બ્રહ્મનું. વળી પ્ર. ઉ. ની શ્રુતિપર આધાર રાખી બે બ્રહ્મ કહો છો તો તેમાં પણ એક ને જ બ્રહ્મ કહેલું છે, માટે બે બ્રહ્મની કલ્પના આધાર વિનાની છે. સગુણ તેજ નિર્ગુણ અને નિર્ગુણ તેજ સગુણ. માત્ર અજ્ઞાનીઓનું ઉપાસ્ય સગુણ અને તેનાથી ભિન્ન, તેનાથી પર જ્ઞેય નિર્ગુણ એમ નહિ. સગુણ એટલે દિવ્ય, અપ્રાકૃત, અલૌકિક શ્રુતિ સૂત્રોક્ત અનેક ધર્મવિશિષ્ટ અને નિર્ગુણ એટલે પ્રકૃતિના ગુણ રહિત, પ્રાકૃત વિકારશીલ, મનુષ્યગુણત્વ, ધર્મથી રહિત. આમ સગુણ નિર્ગુણની વેદાંતમાં, ઔપનિષદ્ મતમાં વ્યાખ્યા છે. તેમજ વેદાંતમાં જેને બ્રહ્મ કહે છે તેનેજ સ્મૃતિમાં પરમાત્મા, પુરુષોત્તમ અને ભાગવતમાં ભગવાન કહેલાં છે. બ્રહ્મ જુદું, ઈશ્વર ભિન્ન, ઈશ્વર તો માયા શબલ, સગુણ એમ નહિ પણ બ્રહ્મ તેજ પરમાત્મા તેજ ભગવાન. બ્રહ્મ અને ઈશ્વર, પુરુષોત્તમ, પરમાત્મામાં ભેદજ નથી. આમ સગુણ નિર્ગુણ, બ્રહ્મ ઈશ્વર વિષે સમજવું. હવે વાદીની છેલ્લી શંકાનું સમાધાન કરીએ. વાદી કહે છે કે 'સૃષ્ટિ ક્રિયા વખતે નિર્ગુણ બ્રહ્મ પોતેજ પોતાનું મૂલ શુદ્ધ સ્વરૂપનું આચ્છાદન કરી વિવર્તરૂપે, પ્રકૃતિ, માયા, શક્તિ વિ. ઉપાધિથી સગુણ સ્વરૂપે થાય છે અને તેનેજ માયા શબલ બ્રહ્મ ઈશ્વર ઇત્યાદિ કહેવામાં આવે છે.' આમ માનવામાં અમે પૂર્વે જણાવી ગયા તેમ બ્રહ્મથી પૃથક્ માયા સ્વીકારવાથી એક તો દ્વૈત થાય છે અને બ્રહ્મ સગુણ સ્વરૂપે સદા બદ્ધ રહે છે. કારણકે બ્રહ્મથી પૃથક્ અનાદિ માયા ઉપાધિથી બ્રહ્મનું સ્વરૂપ પોતાની મેલે આચ્છાદિત થતું નથી પણ માયા જ્ઞાન રૂપ બ્રહ્મના સ્વરૂપને આચ્છાદિત કરી નાખે છે જેથી બ્રહ્મ સગુણ સ્વરૂપે વ્યવહારાય છે. આથી સગુણ બ્રહ્મ નિત્ય માયા બદ્ધ રહે છે કારણકે બ્રહ્મ માયાથી કર્તૃત્વાદિ ધર્મો પ્રાપ્ત કરે અને માયા શબલ, સગુણ બંધનયુક્ત ઈશ્વર બને છે. તે કયા પ્રકારનું જ્ઞાન મેલવી મુક્ત થાય છે? એ તો માયાના હાથની વાત છે કે બ્રહ્મને મુક્ત કરવું કે નહિ! આમ બ્રહ્મને અકર્તા માની બ્રહ્મથી પૃથક્ એવી માયાથી કર્તૃત્વ માનવામાં દ્વૈત થાય છે અને બ્રહ્મની માયાથી અધોગતિ થઇ સદા સર્વદા માયા બદ્ધ રહે છે. આમ ઈશ્વરની સોપાધિક બ્રહ્મની બહુજ દુઃખદાયક સ્થિતિ માયાવાદમાં છે. આના કરતાં ભક્ત લોકોનો ઈશ્વર, વૈષ્ણવોનો પુરુષોત્તમ હજાર દરજ્જે સારો છે કે જે માયાથી સ્વતંત્ર અને અલિપ્ત રહે છે. માયાવાદી ક્વચિત્ સગુણ બ્રહ્મને માયાથી અલિપ્ત અને સ્વતંત્ર કહે છે પણ તે પ્રતારણાજ છે. કારણકે સગુણ બ્રહ્મ એ માયાનું કાર્ય છે, માયા સગુણ બ્રહ્મનું કારણ છે અને હંમેશાં કાર્ય કારણને આધીનજ રહે છે માટે સગુણ બ્રહ્મ સદાસર્વદા માયા બદ્ધજ રહે છે અને સગુણથી પર બીજું શુદ્ધ જ્ઞેય બ્રહ્મ છે એમ જે કહે છે તે પણ વૃથા છે. કારણકે શુદ્ધ બ્રહ્મ સ્વીકાર્યો પછી, માયાથી તેનું સગુણત્વ કહેવાથી શુદ્ધ બ્રહ્મ કયાં રહ્યું? શુદ્ધ બ્રહ્મ માયારૂપી ઉપાધિથી સગુણ અવસ્થાને પ્રાપ્ત કર્યા પછી તેનું સ્વતંત્ર

શુદ્ધ સ્વરૂપ ક્યાં રહ્યું? આમ માયાવાદીના દૃષ્ટિ-બિન્દુથી પણ સગુણ-નિર્ગુણની કલ્પનાથી, નિર્ગુણ બ્રહ્મ સંભવીજ શકતું નથી ત્યાં નિર્ગુણને સગુણથી ઉત્કૃષ્ટ કહેવું એ વદતોવ્યાઘાત નહિ તો બીજું શું? હવે વાદીએ ગીતા ૨-૨૪ નું પ્રમાણ આપ્યું તે પણ વૃથા છે. કારણકે તે શ્લોક જીવ પરત્વે છે છતાં વાદીને ત્યાં જીવ અને બ્રહ્મ એકજ હોવાથી બ્રહ્મ પ્રકરણ માની બ્રહ્મના સ્વરૂપમાં પ્રમાણ તરીકે આપે છે. તેમ માનતાં છતાં પણ એ પ્રમાણથી બ્રહ્મ સધર્મકજ ઠરે છે કારણકે નિત્યત્વ, વ્યાપકત્વ, સ્થિરત્વ, અચલત્વ અને સનાતનત્વ ધર્મોથી બ્રહ્મ સધર્મકજ કહેવાય છે: આમ સર્વત્ર રીતે અનેક દોષો પ્રાપ્ત થાય છે માટે તેનો વિસ્તાર ન કરતાં વિરમીએ છીએ.

**બ્રહ્મ સાકાર કે નિરાકાર?** માયાવાદી બ્રહ્મને અત્યંત નિર્ગુણ માનતા હોવાથી બ્રહ્મને નિરાકાર એટલે દિવ્ય અપ્રાકૃત આકારથી પણ રહિત અને બ્રહ્મના અવતારી સ્વરૂપને પણ માયિક, માયોપાધિવિશિષ્ટ શબલ બ્રહ્મ તેજ સાકારી, તે કોઇ પણ પૂર્વકર્મ વગર પોતાની માયાથી અવતાર લે છે પણ આ અવતારી શરીર કાંઇ પ્રત્યગાત્મા કે નિર્ગુણ બ્રહ્મ નથી પણ માયિક છે એમ આ વાદી કહે છે. જુઓ, "શ્રીશંકરાચાર્ય સાકારી ઇશ્વરના આગ્રહી નહતા પણ તેઓનું ધ્યેય ઇશ્વર પ્રતીકની વૈદિક ઉપાસના દ્વારા શુદ્ધ ચૈતન્યાત્મક સર્વમય શુદ્ધ બ્રહ્મ પ્રાપ્તિ પ્રત્યે હતું, કારણ કે તેઓએ અનેક પ્રમાણોથી જણાવી આપ્યું છે કે સગુણ બ્રહ્મની ઉપાસનાનો હેતુ માયાને તરી જવાનો છે તથા ઇશ્વરના અનુગ્રહથી શુદ્ધ બ્રહ્મની પ્રાપ્તિ કરવાનો છે. આથી ઉલટું પુરાણોની સ્થૂલ ભાવનાઓને વળગી રહેનાર સાંપ્રદાયિકોનો આગ્રહ સાકાર ઇશ્વરનેજ પૂજવાનો હોય છે, અને તેથીજ તેઓ પુરાણની સ્થૂલ ભાવનાને અવલંબીને વારંવાર જણાવે છે કે **आनन्दमात्रकरपादमुखोदरादि** વાળું સાકારી કૃષ્ણનું શરીર તેજ પરબ્રહ્મનું સ્વરૂપ છે. એ કેટલું ખેદકારક છે? માયિક શરીર, તેજ શુદ્ધ ચૈતન્ય છે એ માન્યતા ખરેખર તેઓનું વેદશાસ્ત્રનું અજ્ઞાનજ પ્રદર્શિત કરે છે, ને તે શુદ્ધ ચૈતન્યને મૂકીને છાયા પુરુષને પૂજવા જેવું છે. **ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च.** એટલે અમૃત તથા અવિનાશી એવા પરબ્રહ્મનીજ હું પ્રતિષ્ઠારૂપ છું. આ શ્લોક પરથી સ્પષ્ટ સમજાય છે, કે ગીતામાં મુખ્ય પ્રતિપાદ્ય વસ્તુ તે વેદમાં વર્ણવેલી નિર્ગુણ પરબ્રહ્મજ છે, ને નહિ કે કોઇ સાકારી મનુષ્ય કે દેવધારી આકૃતિ. વળી ભગવાન ભગવદ્ ગીતામાં અન્ય સ્થળે બ્રહ્મનું અવ્યક્ત તથા નિર્ગુણ સ્વરૂપ સ્પષ્ટ રીતે બતાવે છે, જુઓ **अव्यक्तं व्यक्तिमापन्नं** એટલે મૂર્ખા લોકો મને એટલે પરબ્રહ્મને કે જેનું સ્વરૂપ અવ્યક્ત તથા નિરાકારી છે તેને વ્યક્ત એટલે સાકારી સમજે છે. તેઓ મારા પર એટલે નિર્ગુણ સ્વરૂપને જાણતાજ નથી. પરમાત્માને કંઇ પણ શરીરજ નથી એમ અનેક શ્રુતિથી સિદ્ધ થાય છે. તમામ અવતારો જેમાં શ્રીકૃષ્ણાવતાર પણ અંતર્ગત થઇ ગયો તે બધા વ્યક્તિ તરીકે માયિક ઠરે છે. પુષ્ટિમાર્ગીય સંપ્રદાયમાં તો શ્રીકૃષ્ણના

આધિદૈવિક સ્વરૂપ કરતાં પણ આધિભૌતિક સ્વરૂપને વિશેષ પ્રાધાન્ય સ્થાન આપવામાં આવ્યું છે. વેદકાલમાં પ્રચલિત ઉત્તમ ઉપાસનાઓને બદલે અધમ મૂર્તિ પૂજાને સાંપ્રદાયિકોએ સ્વાર્થવૃત્તિથી ચોગરદમ ફેલાવી દીધી છે ને લોકોને એમ શીખવવામાં આવ્યું છે કે અમુક પ્રતીક તેજ પૂર્ણ પરબ્રહ્મ છે. વેદાંત સૂત્રોમાં તો વ્યાસજી જણાવે છે કે 'न प्रतीके न हि सः' પ્રતીક ઉપાસનામાં આત્મદ્રષ્ટિ કરવી નહિ કારણ કે પરબ્રહ્મ પ્રતીક નથી, ને તેમ કરવાથી તો મનુષ્ય જડ થઇ જાય. પ્રતીક તો માયિક છે ને તેમાં વ્યાપ્ત રહેલો અધિષ્ઠાન પરબ્રહ્મ તેજ સત્ય છે. શ્રીકૃષ્ણના બે સ્વરૂપો છે. એક વેદાંત પ્રતિપાદ્ય સર્વાત્મભાવવાળું નિર્ગુણ નિરાકાર પારમાર્થિક સ્વરૂપ; જેમાં શ્રીબાળકૃષ્ણ અભિમાની દેવતાનો સમાવેશ થઇ જાય છે; અને બીજું આધિદૈવિક તથા આધિભૌતિક સાકારી સ્વરૂપ એટલે હાથ, પગ, નાક, કાનવાળા, નંદનંદનનું સ્વરૂપ કે જેનેજ તમો ભક્ત વૈષ્ણવજનો અલૌકિક પરમ તત્ત્વ તરીકે માનો છો ને મનાવો છો. પણ આવા સ્વરૂપનું તો પારમાર્થિક સ્વરૂપમાં તિરોધાન થાય છે. શું અલૌકિક સાકારી સ્વરૂપને તમો કદાપિ પ્રકૃતિની કોટીમાંથી બાતલ કરી શકશો? તમારા અલૌકિક સાકારી પુરુષોત્તમ તે કાંઇ પારમાર્થિક સ્વરૂપ નથી પણ તે તો સર્વવ્યાપી તથા નિરાકાર છે. જુઓ શ્રુતિ 'द्वे वाव ब्रह्मणोरूपे मूर्तं चैवामूर्तं च अथात आदेशो नेति नेति,' 'अशरीरं शरीरेषु,' अपाणिपादो, न तस्य प्रतिमा अस्ति, अकायम् એટલે મૂર્ત કે અમૂર્ત વિ. તમામ સાકારી સ્વરૂપોનો પછી તે લૌકિક કે અલૌકિક હોય તેનો શ્રુતિ નિષેધ કરે છે. પુષ્ટિમાર્ગીય સંપ્રદાયમાં તો મૂર્તિપૂજાની કાંઈ વિપરીત પ્રથા તથા ભાવ જોવામાં આવે છે ને તેથી તો મનુષ્યને ઈશ્વર બનાવવાને બદલે, પૂર્ણબ્રહ્મને સ્થૂલ ભાવે આલેખી અધોગતિએ લઇ જવા જેવું થાય છે. તે સંપ્રદાયમાં તો શ્રીઅંગના ભૌતિક શરીરની સેવાનું ખાસ માહાત્મ્ય માનવામાં આવે છે. વળી બ્રહ્મને સાકાર, સાવયવ માનવાથી તો બ્રહ્મનો ખંડિત થવાનો તથા ઉચ્છેદ થવાનો પ્રસંગ પ્રાપ્ત થશે અને निष्कलं निष्क्रियं એ શ્રુતિઓનો વ્યાકોપ થશે. આનંદમય એ શુદ્ધ અક્ષર બ્રહ્મનું પૂર્ણસ્વરૂપ નથી પણ એકદેશીય તથા અંશ જેવું છે. વળી આનંદમય એતો અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, વિ. કોશોની માફકનો એક કોશ છે. તે કાંઈ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનું સ્વરૂપ નથી, કે પોતાના તે સ્વરૂપથી કાર્ય કરે."

ઉપર પ્રમાણે માયાવાદી બ્રહ્મના અલૌકિક સાકારી સ્વરૂપ ને પણ માયિક, માયાનું કાર્ય માને છે. આમ માનવું એ વેદ વિરુદ્ધ, ગીતા વિરુદ્ધ તથા શાસ્ત્ર માત્ર વિરુદ્ધ છે, એ અમે સિદ્ધ કરીશું, પણ આવું માનનાર આસુર છે કારણ કે ભગવાન આસુરોને વ્યામોહ કરવાને આવું પ્રદર્શિત કરે છે. 'आसुराणां व्यामोहार्थं प्रदर्शितं यद्देहत्यागादिकं तन्नटवत्' ભગવાનની આ નટવત્ લીલાથી જેઓ ભગવાનમાં

મિથ્યા દેહાદિક માને છે તેઓ આસુરો છે. વાદીએ આપેલો 'अव्यक्तं व्यक्तिमापन्नं' એ શ્લોક પણ વાદીનીજ મૂર્ખતા અને આસુરત્વ પ્રદર્શિત કરે છે. વાદી કહે છે તે પ્રમાણે કાંઈ 'અવ્યકત' અને 'વ્યકિત'ના અર્થ થતા નથી પણ ત્યાં તો સ્પષ્ટ રીતે અવ્યક્ત એટલે પ્રકૃતિના સત્વ, રજાદિ ગુણોવાળો, પ્રાકૃત, લૈકિક દેહરહિત અને 'વ્યકિત' એટલે સત્વ, રજાદિ ગુણોવાળો પ્રાકૃત, લૈકિક દેહવાળો. આથી એમ સિદ્ધ થાય છે કે પરબ્રહ્મ, પ્રકૃતિના ગુણો, આકારવાળું નથી પણ અવ્યકત એટલે અલૈકિક દિવ્ય ગુણો આકૃતિવાળું છે. માયાવાદી કહે છે તેમ 'અવ્યકત' એટલે નિર્ગુણ-ગુણ માત્રના અભાવવાળું દિવ્ય ગુણ આકૃતિ રહિત એમ નહિ. એમ અર્થ કરતાં તો બ્રહ્મનું સ્વરૂપ શૂન્ય થઇ જાય છે અને 'अस्ति' સિવાય તમામ ગુણો રહિત, શૂન્ય સ્વરૂપનો તે વાદી સ્વીકાર કરીજ લે છે. આ માન્યતા શાસ્ત્ર વિરુદ્ધ છે એ અમે આગળ સગુણ નિર્ગુણ બ્રહ્મના પ્રકરણમાં સિદ્ધ કરેલું છે માટે અત્રે તેનો ઉહાપોહ ન કરતાં પ્રસ્તુત વિષયમાં એટલુંજ કહીશું કે માયાવાદીએ કરેલો શ્લોકાર્થ ખોટો છે. તેને એક પણ શ્રુતિ સ્મૃતિનો આધાર નથી. બ્રહ્મના ગુણો–આકૃતિને પ્રતિપાદન કરનારી શ્રુતિઓને તે વાદી સગુણ બ્રહ્મ પરત્વે કહી અંતે સગુણ બ્રહ્મને માયિક, અનિત્ય કહેવાથી તે શ્રુતિઓ પણ અનિત્ય અને માયિકજ ઠરી. આ વાત અમે પુનઃ પુનઃ કહી ગયા છીએ અને આ રીતે શ્રુતિ સ્મૃતિઓનો સમન્વય કરવો એ સમન્વય નથી પણ સમન્વયાભાસજ છે. આથી શ્લોકાર્થ એ ઉપપન્ન થયો કે ભગવાનને જેઓ વ્યકિત સંપન્ન એટલે લૈકિક વિગ્રહ–સ્વરૂપવાળા-જેવાકે માયાવાદી–માને છે તેઓ મૂઢ છે, અબુદ્ધિવાળા છે અને તેઓ ભગવાનના અવ્યકત એટલે દિવ્ય ગુણ, આકૃતિ–સ્વરૂપને નહિ જાણનારા મૂર્ખ છે. આવાઓ ભગવાનને ન પામતાં વારંવાર આસુરી યોનીમાં જન્મે છે. 'जन्म कर्म च मे दिव्यं' એ શ્લોકમાં ભગવાને સ્પષ્ટ પોતાના જન્મ કર્મને દિવ્ય–અલૈકિક કહ્યા છે છતાં આસુરો ભગવાનના જન્મને, સ્વરૂપને માયિક કહે છે અને તે દોષારોપણ અન્ય પર કરે છે એ મહા પ્રતારણા છે. સાંપ્રદાયિકો, પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો, ભકતો કાંઈ ભગવાનને વ્યકિત સંપન્ન એટલે પ્રાકૃત, લૈકિક દેહ, ગુણવાળા–માયાવાદીવત્ માનતા નથી પણ અવ્યકત એટલે દિવ્ય, અલૈકિક તનુ ધારી માને છે. બ્રહ્મવાદમાં આનંદ એજ આકાર સમર્પક છે. આનંદને લઇનેજ બ્રહ્મ સાકાર કહેવાય છે. આ આનંદ પણ કાંઇ પ્રાકૃત, અનિત્ય નથી પણ 'रसो वै सः', 'सर्वरसः' ઇત્યાદિ પ્રમાણો એ કરી નિત્ય છે, દિવ્ય છે. આ વાત અમે આગળ ચર્ચીશું. આથી એટલું સિદ્ધ થાય છે કે ભગવાનમાં ભકત લોકો કાંઈ માયાવાદીવત્ પ્રાકૃત ગુણ આકૃતિ, દેહ ઇત્યાદિ માનતા નથી પણ બ્રહ્મને દિવ્ય આનંદાકાર વાળું કહે છે. આથી ઉલટું જેઓ બ્રહ્મને માનુષ તનુધારી માને છે તેઓ બ્રહ્મના પર, ભૂતોના મહેશ્વર સ્વરૂપને જાણતા નથી. જુઓ 'अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् । परं भावमजानंतो मम भूत महेश्वरं ।' અહીં ભગવાને

પોતાના પરમભાવને એટલે પ્રાણિઓનો મહેશ્વર એવો જે હું તેનો પર (ઉંચ) ભાવ એટલે અપ્રાકૃત શરીરવાળો નહિ જાણવાને લીધે મને માનુષ તનુનો આશ્રિત જે માને છે તે મૂઢ છે, એમ સ્પષ્ટ કહ્યું છે. આ શ્લોકમાં માયાવાદી કહે છે તેમ ભગવાનનો પર ભાવ કાંઈ શૂન્ય, કેવળ ચૈતન્યરૂપ, પ્રત્યગાત્મા નથી પણ ભૂતોના મહેશ્વર તરીકે સગુણ સધર્મક બ્રહ્મનું પ્રતિપાદન કરે છે. તેમજ આ શ્લોક કાંઈ માયિક-સગુણ-માયોપાધિવિશિષ્ટ શબલ બ્રહ્મ પરત્વે પણ નથી કારણકે અહીં કાંઇ એવું કશું લખ્યું નથી માટે આ ભગવદ્ વાકયને 'जन्म कर्म च मे दिव्यं એ શ્લોક સાથે લઇએ તો સરલતાથી એ સિદ્ધ થાય છે કે બ્રહ્મ, ભગવાન-દિવ્ય-ઉંચ-પર ભાવવાળા ભૂતોના મહેશ્વર છે. આથી 'અવ્યક્ત'નો અર્થ વાદી કરે છે તેમ શૂન્ય, નિર્ગુણ, ચૈતન્યમય કેવળ બ્રહ્મ નહિ પણ 'અવ્યકત' એટલે સાધારણ લોક પેઠે આ લોકમાં જન્મેલો નહિ તે, અને 'વ્યકત' એટલે સાધારણ લોક પેઠે જન્મેલો. આથી વાચક જોઇ શકશે કે માયાવાદીજ ભગવાનને બ્રહ્મને વ્યકત, પ્રાકૃત લોકવત્ જન્મેલો કહે છે પણ ભગવાનને અવ્યકત, પ્રકૃતિના ગુણ રહિત, દિવ્ય ગુણ-આકૃતિ વાળો જન્મેલો કહેતા નથી. આજ પ્રમાણે 'ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्य' એ શ્લોકનો પણ ખોટો અર્થ કરેલો છે. માયાવાદી કહે છે કે 'અમૃત તથા અવિનાશી એવા પરબ્રહ્મનીજ હું પ્રતિષ્ઠારૂપ છુ' આથી વાદી કહે છે કે 'ગીતામાં મુખ્ય પ્રતિપાદ્ય વસ્તુ તે વેદમાં વર્ણવેલી નિર્ગુણ પરબ્રહ્મજ છે,' આ કહેવું એ પણ પ્રતારણાજ છે. કારણકે અમે આગળ સિદ્ધ કરી ગયા છીએ કે વેદમાં વાદી કહે છે તેવા ગુણ માત્રના અભાવવાળું-શૂન્ય બ્રહ્મનું પ્રતિપાદન નથી પણ ત્યાં તો દિવ્ય-અલૌકિક ગુણવાળા બ્રહ્મનું પ્રતિપાદન છે તદ્વત્ અત્ર ગીતામાં પણ સગુણ-દિવ્ય ગુણવાળું-સધર્મક બ્રહ્મનુંજ પ્રતિપાદન છે. તેમજ ઉપરોક્ત શ્લોકમાં પણ સધર્મક બ્રહ્મનુંજ પ્રતિપાદન છે. વ્યાકરણના સહજ નિયમ પ્રમાણે એ શ્લોકનો શબ્દાર્થ આમ થાય છે. 'અમૃત તથા અવ્યય બ્રહ્મની, શાશ્વત ધર્મની, અને ઐકાન્તિક સુખની પ્રતિષ્ઠા હું છું' (ગીતા-૧૪/૨૭.) આ પ્રમાણે સહજ શબ્દાર્થ પ્રમાણે શ્લોકાર્થ ઉપપન્ન થાય છે. અહીં ભગવાને પોતાને, અમૃત તથા અવ્યય બ્રહ્મની એટલે અક્ષર બ્રહ્મની, શાશ્વત ધર્મની તેમજ ઐકાન્તિક સુખની પ્રતિષ્ઠા રૂપ હું છું એમ કહ્યું છે. પ્રતિષ્ઠારૂપ એટલે આશ્રયરૂપ, આધારભૂત તરીકે વર્ણન કરેલું છે.:આ બધાનું મૂલસ્થાન હું છું એમ કહ્યું છે. માયાવાદી કહે છે તેમ આ શ્લોકમાં કેવલ ચૈતન્ય, ધર્મશૂન્ય બ્રહ્મનું પ્રતિપાદન નથી. પણ 'પ્રતિષ્ઠા' શબ્દવડે આધારભૂત, આશ્રયભૂત, મૂલસ્થાનરૂપ સધર્મક બ્રહ્મનુંજ પ્રતિપાદન છે. 'પ્રતિષ્ઠા' શબ્દ વડે માયાવાદી 'સ્વરૂપ' સમજતા હોય એમ લાગે છે અને તેથી અમૃત તથા અવિનાશી એવો પરબ્રહ્મ સ્વરૂપ હું છું એમ એમનો કહેવાનો

આશય જણાય છે, નહિ તો પોતાના સિદ્ધાંતથી વિરુદ્ધ એવા સધર્મક, આધાર ભૂત, આશ્રયરૂપ બ્રહ્મનું પ્રમાણુજ કેમ આપે ? આમ માયાવાદી સર્વત્ર અર્થનો અનર્થ ફેલાવી રહ્યા છે. આવી તેમની અર્થજાલ અને વાક્જાલમાંથી સુજ્ઞ પુરુષોએ બચવું જોઇએ. આથી સિદ્ધ થાય છે કે બ્રહ્મ સાકાર એટલે દિવ્ય-આનંદાકૃતિવાળું એમ બ્રહ્મવાદીઓ માને છે અને નહિ કે માયાવાદી જેમ મિથ્યા આરોપ કરે છે છે તેમ પ્રાકૃત શરીરવાળું. માયાવાદીજ બ્રહ્મને પ્રાકૃત શરીરવાળું અને માયિક માને છે અને તે દોષારોપણુ દ્વેષથી ઇતર પર કરે છે. વસ્તુતઃ બ્રહ્મવાદમાં બ્રહ્મનું શરીર અને આત્મા એવા ભેદ છેજ નહિ. બ્રહ્મવાદીઓ એવું સ્વપ્નમાં પણુ સ્વીકારતાજ નથી. સાકાર નિરાકાર વિષે બ્રહ્મવાદીઓનું એટલુંજ કહેવું છે કે બ્રહ્મ માત્ર પ્રાકૃત, માયિક, સોપાધિક, આકાર રહિતજ છે તેની સાથે દિવ્ય, અલૌકિક, રસાકાર, આનંદાકાર છે. આમ નિરાકાર એટલે પ્રાકૃત, પ્રકૃતિજન્ય ગુણુદેહ રહિત અને સાકાર એટલે રસાકાર, દિવ્ય, અલૌકિક, સ્વરૂપાત્મક. બ્રહ્મ નિરાકાર છે એટલે આકાર શૂન્ય છે, તેને કોઈપણુ પ્રકારનો આકારજ નથી, કાળું મેશ જેવું છે, આભાસ છે, કોઈપણુ પ્રકારનો આકાર હોઇજ શકે નહિ, એમ બ્રહ્મવાદીનું કહેવું નથી પણુ માયાવાદીનું કહેવું છે. માયાવાદી માયાથી બ્રહ્મમાં આકાર, શરીર માને છે તો બ્રહ્મથી પૃથક્ માયા આવી ક્યાંથી ? અને એવી માયા બ્રહ્મમાં જે નથી— આકાર—શરીર—તેનો આભાસ કેમ કરે છે ? એવી અસત—અનાદિ—સાંત માયાથી એવું કાર્ય સંભવીજ કેમ શકે ? વળી માયાથી બ્રહ્મને સોપાધિક, શારીરિક કહી એવા માયા બદ્ધ સગુણુ બ્રહ્મની ઉપાસનાથી, ચિત્ત શુદ્ધિ થતાં શુદ્ધ ચૈતન્યાત્મક બ્રહ્મની પ્રાપ્તિ થાય છે એમ કહેવું એ પણુ પ્રતારણુાજ છે. કારણુ કે બ્રહ્મ, માયાથી સોપાધિક, સગુણુ બન્યા પછી શુદ્ધ બ્રહ્મ કયાં રહ્યું, કે તેની પ્રાપ્તિ કહો છો ? વળી સગુણ બ્રહ્મની ઉપાસનાથી માયા તરી જવાય છે એ કહેવું પણુ વૃથા છે કારણુ કે સગુણુ બ્રહ્મ માયાધીન છે તો જે સ્વયં પરતંત્ર છે, માયાબદ્ધ છે તે બીજાને કેવી રીતે તેમાંથી મુક્ત કરી શકે ? આતે કેવા પ્રકારનો વદતોવ્યાઘાત ? શબ્દરૂપાત્મક બ્રહ્મને મિથ્યા માની બ્રહ્મને સત્ય કહેવું એ પણુ મિથ્યા. બ્રહ્મના દિવ્ય અલૌકિત ધર્મોને ઔપાધિક, મિથ્યા કહી, આરોપિત કહી, બ્રહ્મને શુદ્ધ બુદ્ધ જ્ઞાનરૂપ કહેવું એ પણુ મિથ્યા. બ્રહ્મના મિથ્યા ધર્મોનું ચિંતન, મનનાદિ કરવું એ પણુ મિથ્યા. બ્રહ્મના મિથ્યા ધર્મોથી, આહ્વાન વિસર્જનાદિ ધર્મોથી, બ્રહ્મની મિથ્યા પ્રતીકથી, બ્રહ્મની કલ્પિત ઉપાસના ચિત્ત શુદ્ધિ અર્થે કરવી તે પણુ મિથ્યા. મિથ્યા, આવિદ્યક માયિક પ્રતીકની, મિથ્યા અવિદ્યારૂપ ધર્મોથી પૂજા કરવી તે પણુ મિથ્યા. આમ બ્રહ્મને દિવ્ય આકૃતિવાળું, સાકાર નહિ માનવાથી 'કેટલા બધા દોષો પ્રાપ્ત થાય છે, તેમજ શાસ્ત્ર વિરોધ તો સ્પષ્ટ છે. સાંપ્રદાયિકો કંઇ પુરાણુની સ્થૂલ

ભાવનાને અવલંબીને તમારી માફક માયિક શરીરિ બ્રહ્મને પૂજતા નથી. પુરાણુ એ વેદનું ઉપબૃંહણુ છે એમ આસ્તિક માત્ર માને છે. વેદમાં જે વાત સૂક્ષ્મ રીતે કહી હોય છે તેનો વિસ્તારજ પુરાણુમાં હોય છે. વેદ વિરુદ્ધ કશું તેમાં હોતુંજ નથી. વેદમાંજ બ્રહ્મને રસરૂપ, આનંદરૂપ કહ્યું છે તેનોજ વિસ્તાર કરતાં પુરાણુ વદે છે કે आनन्दमात्रकरपादमुखोदरादि. અહીં બ્રહ્મને આનંદ માત્રકરપાદમુખોદરાદિ કહેવાથી માયાવાદીની માફક લૈકિક દેહવાળા, સાકારી બ્રહ્મનું પ્રતિપાદન નથી પણુ દિવ્ય, રસાકાર, અલૈકિક, આનંદાકાર બ્રહ્મ સમજવાનું છે. સાકારબ્રહ્મ વડે પ્રાકૃત શરીરિ બ્રહ્મ સમજવાનું નથી. લૈકિકમાં જેમ લૈકિક દેહ અને આત્મા ભિન્ન છે તેમ કાંઇ બ્રહ્મમાં નથી. બ્રહ્મનો દેહ જુદો અને આત્મા જુદો એમ બ્રહ્મમાં પૃથક્ત્વ નથી લૈકિક દેહ જેમ વિકારશીલ, અસ્થિ, રુધિર, માંસ મજ્જાદિનો છે તેમ કાંઇ બ્રહ્મનો દેહ નથી કે જેથી અનિત્ય અને વિકૃતિનો પ્રસંગ આવે. જેમ કોઇ સાકરની પૂતળીમાં સર્વ અંગ સાકરજ છે, સાકર સિવાય ઇતર કાંઈ નથી, જ્યાંથી આસ્વાદ કરો ત્યાંથી સાકરનોજ આસ્વાદ થાય છે, તેમ બ્રહ્મનું શરીર, સર્વ અંગ આનંદરૂપ છે, જ્યાંથી દર્શન કરો, જ્યાંથી અનુભવો ત્યાંથી રસ અને આનંદ સિવાય ઇતર કાંઇ નથી. બ્રહ્મ આનંદરૂપ છે, નિઃસીમ પરિપૂર્ણ રસ છે, રસ પ્રચુર છે, આવા આનંદમય બ્રહ્મને પ્રાકૃત સમજવાનું નથી. એમાં પ્રાકૃતત્વનું ભાન કેવલ આસુરોનેજ થાય છે એ અમે પૂર્વે પ્રમાણુથી સિદ્ધ કરેલું છે. આથી 'रसो वै सः,' 'आनन्दमात्रकरपादमुखोदरादि,' परमात्मानं परमानन्दविग्रहं,' 'सर्व कामः' 'सर्वरसः' 'सर्वगंधः', વિ. વાકયોની સંગતિ સુંદર રીતે થઇ રહેશે આ બધા પ્રમાણો માયાવાદી કહે છે તેમ માયાવી લૈકિક શરીરિ સગુણ બ્રહ્મ પરત્વે નથી પણ શુદ્ધ બ્રહ્મ સ્વરૂપ, જિજ્ઞાસ્ય, પ્રાપ્ય સ્વરૂપનુંજ પ્રતિપાદન કરે છે એ વાત વાંચકે ભૂલવી નહિ જોઇએ. આ પ્રમાણે જેવો બ્રહ્મના અપ્રાકૃત દિવ્ય આનંદાકારને માયિક, લૌકિક શરીરિ કહે છે તેઓ વેદ શાસ્ત્રનું અજ્ઞાનજ પ્રદર્શિત કરે છે અને તેઓ આસુર અને નાસ્તિક છે. ભગવાન આસુરોને વ્યામોહ કરવાજ પોતાનામાં માયિકત્વ દર્શાવે છે 'मायेत्यसुराः' એશ્રુતિ પ્રમાણે તેમજ 'माययाऽपहृतज्ञाना आसुरं भावमाश्रिताः એ ભગવદ્ વચન પ્રમાણે જેઓનું જ્ઞાન માયાથી હરાયલું છે, જેઓ માયોપાસક, માયિક બ્રહ્મની ઉપાસના કરનારા છે તેઓજ બ્રહ્મના અપ્રાકૃત સ્વરૂપને પણુ પ્રાકૃતજ માને છે. બ્રહ્મના આનંદ સ્વરૂપને પણુ તે લોકો માયિકજ કહે છે. આનંદરૂપ ધર્મ પણુ અનિત્ય છે, માયાથી ભાસે છે એમ માયાવાદી કહે છે. પણુ અમે પૂર્વે અનેક પ્રમાણોથી સિદ્ધ કર્યું છે કે બ્રહ્મ સહજ આનંદરૂપ, અમૃતરૂપ છે. આનંદરૂપ ધર્મ અનિત્ય નથી, માયાથી ભાસતો નથી, આરોપ કરીને અપવાદ કરવાનો નથી. મુંડક ઉપનિષદ્માં પણુ आनन्दरूपममृतं यद्विभाति જે આનંદરૂપ, અમૃતરૂપ, વિભાસે છે

એમ કહેલું છે. અહીં પણ બ્રહ્મને આનંદરૂપ અમૃતરૂપ કહેલું છે. આ શ્રુતિ સાથે 'ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्य' એ પૂર્વોક્ત ગીતા શ્લોક સરખાવતા સહજ સિદ્ધ થઇ રહે છે કે બ્રહ્મ અમૃતરૂપ એટલે દિવ્ય આનંદરૂપ છે અને નહિ કે માયાવાદી કહે છે તેમ શૂન્ય કેવલ ચૈતન્યરૂપ. માયાવાદી આનંદમય બ્રહ્મમાં મયટ્પ્રત્યય વિકાર વાચી કહી, આનંદમય બ્રહ્મને વિકારશીલ, અનિત્ય અને દુઃખરૂપ પ્રતિપાદન કરે છે. મહર્ષિ પાણિનિ 'द्वय चः छन्दसि' એ સૂત્રથી બે સ્વરવાળા શબ્દમાંજ વિકાર વાચી મયટ્પ્રત્યય હોય એમ કહે છે, પરંતુ ત્રણ સ્વરવાળા શબ્દમાં મયટ્વિકાર વાચી હોઇ શકે એમ કહેતા નથી. તે પણ લક્ષમાં રાખ્યા વગર ત્રણ સ્વરવાળા આનંદમયમાં મયટ્ વિકારવાચી છે અને તેથી તે બ્રહ્મ નથી એમ કલ્પવું એ શ્રુતિ સૂત્રથી વિરુદ્ધ છે. આનંદમયથાં મયટ્પ્રત્યય વિકાર વાચી નથી પણ પ્રાચુર્યાર્થ છે. એમ સૂત્રકાર સ્પષ્ટ આજ્ઞા કરે છે 'विकारशब्दाद् इति चेन्न प्राचुर्यात्' આ આજ્ઞાની પણ અવગણના કરી વ્યાસજીના સ્પષ્ટ શબ્દોથી પણ વિરુદ્ધ જઈ આનંદમયને અનિત્ય, અબ્રહ્મ, દુઃખરૂપ માનવું એ કલ્પનાની પરિસીમા છે! 'आनन्दमयोऽभ्यासात्' એ સૂત્રમાં આનંદમય બ્રહ્મનું નિરૂપણ છે. આનંદમય બ્રહ્મનું જગત કર્તૃત્વ સુદ્ધાં સૂત્રકાર આનંદમયાધિકરણમાં સૂચવે છે. આ બધાને તિલાંજલિ આપી સ્વકલ્પના પ્રમાણે મારી મચડીને સૂત્રાર્થ કરવો એ પ્રચ્છન્ન બૌદ્ધ કાર્ય નહિ તો બીજું શું? આનંદ એ બ્રહ્મનો અસાધારણ ધર્મ છે તેને માયિક કહી આનંદમયમાં દુઃખનું પ્રતિપાદ કરવું એ શું બતાવે છે? अपि च आनन्द प्रचुरइत्युक्ते दुःखास्तित्वमपि गम्यते। (શાં. ભા. ૧-૪-૪૯) આનંદમયમાં દુઃખની કલ્પના કરનાર પર મહાદુઃખના સંસ્કારનું પ્રાબલ્ય કેટલું હશે તે કલ્પી શકાતું નથી. આનંદમય બ્રહ્મમાં દુઃખ માનવું, કર્મ માત્રને દુઃખરૂપ કહેવું, 'All these go to suggest that Sānkara is influenced by deeply pessimistic leanings,' એ સદ્ગત તેલીવાલાની 'Remark' યથાર્થજ છે.

આ બધી કલ્પનાનો ઉદ્ભવ સાકાર બ્રહ્મના દ્વેષમાંથીજ અથવા તો બ્રહ્મપદમાં રહેલી જડ શ્રદ્ધામાંથી થયેલો છે એમ લાગે છે. આનંદમયને દુઃખરૂપ કહી અનિત્ય માયિક કહેવામાં વ્યાપ્ત વિરોધ સ્પષ્ટજ છે. લોકમાં પણ પ્રચુરપ્રકાશયુક્ત સૂર્ય છે, બહુ તાપવાળો ઉષ્ણકાલનો દિવસ છે, અંધકાર મયી વર્ષારાત્રિ છે આ વાકયોમાં તદ્વિરુદ્ધ અંધકાર, શીતલતા, પ્રકાશનો પ્રત્યક્ષજ બાધ થાય છે, ત્યાં પછી તેના અલ્પત્વની શંકા રહેતીજ નથી. વેદમાં તો 'સર્વ ભૂતો જેનાથી જીવે છે' એવા આનંદ પ્રચુર બ્રહ્મમાં તો દુઃખની શંકા સુદૂર છે. વળી જો આનંદમયને બ્રહ્મ ન માનીએ તો તે કયો પદાર્થ થાય તેનો પણ વિચાર શાંકરો કરતા નથી. આનંદમય જીવ તથા જડ નથી એમ તો વ્યાસાચાર્ય સ્વતઃ કહે છે. અર્થાત્ બ્રહ્મ વિના ઇતર વસ્તુ આનંદમયને માનવા જવામાં આચાર્ય શ્રીવલ્લભાધીશ્વર આજ્ઞા કરે છે

તેમ મહાસાહસિકતા, વા મહામૂઢતાજ પ્રતીત થાય છે. આમ આનંદમય બ્રહ્મ વિષેનું માયાવાદીનું કથન જેટલું અસત્ય છે તેટલુંજ અન્નમયાદિ પુરુષો વિષેનું તેમનું કથન પણ અસત્ છે. અત્ર શ્રુતિમાં અન્નમયાદિનું સ્પષ્ટ પુરુષત્વ, આત્મત્વ કહેલું છે છતાં તેનો અનાદર કરી લૌકિક દેહના અન્નમયાદિ પાંચ કોશો કહેવા એ સર્વથા અયુક્ત છે. શ્રુતિમાં આનંદમય બ્રહ્મનેજ અન્નમયાદિ સર્વ પુરુષોને આકાર સમર્પક કહી, અન્નમયાદિમાં અંતિમ પુરુષ આનંદમય ભગવાન છે એમ કહી તેનું સ્વતઃ સાકારત્વ પ્રતિપાદન કરેલું છે. વળી અન્નમયાદિ પુરુષોની ઉપાસનાનું પણ ઉપનિષદ્ કથન કરે છે, તેથી પણ અન્નમયાદિ કોશો નથી પણ પુરુષો છે, તેમજ તેમની પ્રાપ્તિ પણ આ લોકના ત્યાગ પછી થાય છે એમ શ્રુતિ કહે છે તેથી એમ નિશ્ચય થાય છે કે આ પાંચ કોશ નથી. પરન્તુ આ પાંચે પુરુષ ફલરૂપ વ્યાપક અને ભિન્ન છે. એ સર્વમાં અંતિમ-સર્વાન્તર આનંદમય છે તેના અન્વયથીજ અન્નમયાદિ અન્ય પુરુષવિધ થાય છે. માટે અંતઃસ્થિત આનંદમય જે અન્નમયાદિ ચાર પુરુષોની પુરુષવિધતા નિરંતર સંપાદન કરે છે તેજ પ્રભુ અત્યંત માન્ય છે. ભગવાનજ આનંદમય છે. અત્ર અમે વિસ્તાર ન કરતાં વાંચકને 'તૈત્તિરીયોપનિષદ્' પરનું શ્રીજયગોપાલભટ્ટકૃત ભાષ્ય સદ્ગત તેલીવાલાના ઉપોદ્ઘાત સહિત વાંચવા ભલામણ કરીએ છીએ જેથી માયાવાદી એ આ ઉપનિષદ્ના કરેલા ખોટા અર્થ સ્વતઃ માલમ પડશે. હવે વાદીએ કહેલું કે નિર્ગુણ બ્રહ્મને કંઇ પણ શરીરજ નથી, એ 'आनन्दमात्रकरपादमुखोदरादि,' 'विश्वतश्चक्षुरुत विश्वतोमुखो,' 'सर्व रसः', 'सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात्,' ઇત્યાદિ પ્રમાણોએ બ્રહ્મને અલૌકિક શરીર છે એમ સિદ્ધ થાય છે તેથી વાદીએ કહેલું મિથ્યા ઠરે છે. તેમજ શ્રીમદ્ ભગવદ્ગીતા પણ સર્વતઃ पाणिपादान्तं सर्वतोऽक्षिशिरोमुखम्' એ જ્ઞેય બ્રહ્મના સ્વરૂપ તરીકે કહે છે માટે વાદીએ કહેલું સર્વ રીતે મિથ્યા ઠરે છે. તેમજ આ બધા પ્રમાણો કંઈ માયાવાદી કહે છે તેમ સગુણ-માયિક, અનિત્ય બ્રહ્મ પરત્વે નથી પણ શુદ્ધ જ્ઞેય બ્રહ્મ પરત્વેજ છે. 'योऽन्यथा सन्तमात्मानमन्यथा प्रतिपद्यते। किं तेन न कृतं पापं चौरेणात्मापहारिणा'। એ શ્રુતિ અનુસાર જેવો બ્રહ્મનું અન્યથા પ્રતિપાદન કરે છે તેઓ આત્માપહારિ ચૌર છે હવે વાદીએ જે નિરાકાર શ્રુતિઓ પોતાના ગ્રન્થમાં આપી છે તેનું તાત્પર્ય બ્રહ્મમાં કેવલ લૌકિક શરીરનોજ નિષેધ કરવા પુરતું છે નહિ કે અપ્રાકૃત શરીરનું પણ. 'नेति नेति' અને मूर्त અને अमूर्त પ્રમાણો જેમ નિર્વિશેષ બ્રહ્મનું પ્રતિપાદન કરે છે તેમ 'सर्वोपेता च तद् दर्शनात्' सर्वधर्मोपपत्तेश्च ઇત્યાદિ સવિશેષ બ્રહ્મનું પ્રતિપાદન કરે છે. ઉભય સરખા પ્રમાણ રૂપ છે. માટે એવી રીતે સમન્વય કરવો જોઇએ કે પરસ્પર વિરોધ પ્રાપ્ત ન થતાં ઉભય સમાન પ્રમાણરૂપ રહે. શંકરાચાર્યના મત પ્રમાણે ઉભયનું સમાન પ્રામાણ્ય નથી. તેઓ સવિશેષશ્રુતિઓને સગુણ-માયિક બ્રહ્મ પરત્વે ઘટાવી અંતે તેને માયિક

કહે છે એટલે એ શ્રુતિઓ મિથ્યાજ ઠરી અને કેવલ ચૈતન્યરૂપ, શૂન્યબ્રહ્મને પ્રતિપાદન કરવામાં નિર્વિશેષ શ્રુતિઓનો ઉપયોગ કરી બ્રહ્મને અત્યંત નિર્વિશેષ કહે છે. આમ માનવામાં એક પણ શ્રુતિ સ્મૃતિનું પ્રમાણ તેઓ આપી શકતા નથી પણ કેવલ સ્વકલ્પનાના તરંગથીજ એમ કહે છે. તેમજ સૂત્રકાર પણ આ મતને એક પણ સૂત્રથી ટેકો આપતા નથી. માટે શ્રીવલ્લભાધીશ્વર યથાર્થજ આજ્ઞા કરે છે કે શ્રુતિઓ, 'प्रतीतं च निषेध्यम्, न अप्रतीतं, न श्रुति प्रतीतं, सत्यत्वादयश्च लौकिकाः, ततः सर्वं निषेधे तदज्ञानमेव भवेत्' આ મત પ્રમાણે શ્રુતિઓ કેવલ લોકમાં પ્રતીત થતાં ગુણોનોજ નિષેધ કરે છે નહિ કે શ્રુતિ પ્રતિપાદિત ગુણોનો. આજ વાતને સૂત્રકાર પણ 'प्रकृतैतावत्त्वं' સૂત્ર વડે ટેકો આપે છે. માટે વાદીએ આકારનો નિષેધ કરવાને જે પ્રમાણો આપ્યા છે તે પ્રમાણો લૌકિક આકારનોજ, લોકમાં પ્રતીત થતાં આકારનોજ નિષેધ કરે છે અને નહિ કે આનંદાકાર, દિવ્યાકાર શ્રુતિ પ્રતીત આકારનો નિષેધ કરે છે. સર્વ નિષેધ કરતાં તો બ્રહ્મનું જ્ઞાનજ ન સંભવે. બ્રહ્મ શૂન્ય થઇ જાય. આ વાતનો વિસ્તાર સગુણ નિર્ગુણ બ્રહ્મ પ્રકરણમાં અમે કરેલો છે માટે વિશેષ વિસ્તાર ન કરતાં, નિષેધ શ્રુતિઓનું તાત્પર્ય કેવલ લોક પ્રતીત લૌકિક આકારનોજ નિષેધ કરવામાં છે એમ અમે કહીએ છીએ. આજ પ્રમાણે પ્રતીક સંબંધે પણ વાદીનો મત ખોટો છે. 'न प्रतीकेन हि सः' એમ શ્રીવલ્લભાધીશ આ સૂત્રને વાંચે છે અને 'न प्रतीके न हि सः' એમ શંકરાચાર્ય માફક વાંચતા નથી. તેમજ એ સૂત્રનો અર્થ પણ વાદીનો કરેલો ખોટો છે. એ સૂત્રમાં તો વાદીના મતથી વિરુદ્ધ બ્રહ્મને, ભગવાનને પ્રતીક માનવાથી દોષ પ્રાપ્ત થાય છે એમ કહી પ્રતીકોપાસના કરનારને અર્ચિરાદિની પ્રાપ્તિ થતી નથી તો મોક્ષની વાત તો સુદૂરજ રહી. પ્રતીકનું લક્ષણ આમ છે, अतद्रूपे तत्त्वेनोपासनं हि प्रतीकमुच्यते। અતદ્રૂપને એટલે વાસ્તવિક, પારમાર્થિક જે રૂપ નહિ તેને, અનાત્મનો, ચિત્ત શુદ્ધિ અર્થેજ કેવલ ઉપયોગ સમજે છે, તે પ્રતીકોપાસના છે; અને એવી પ્રતીકોપાસનાથી મોક્ષસિદ્ધ થતો નથી. આ શાસ્ત્ર સિદ્ધ મંતવ્યનો પુષ્ટિમાર્ગીઓ અંગીકાર કરી પ્રતીકોપાસના કરતા નથી. તેથી તેઓ ભગવત્સ્વરૂપને મૂર્તિ કહેવાનું માયાવાદીવત્ સાહસ કરતા નથી. મૂર્તિપૂજા તો માયાવાદીના મતમાં છે. પુષ્ટિમાર્ગમાં મૂર્તિપૂજા નથી. મૂર્તિ અને પૂજા ઉભય શબ્દનો પુષ્ટિમાર્ગમાં બાધ છે. ભગવાનના સ્વરૂપને મૂર્તિ કહેવી, અતત્સ્વરૂપ કહેવું, અનિત્ય, ચિત્ત શુદ્ધિ પુરતોજ ઉપયોગ કહેવો એ ભગવાનની નિંદા કરવા બરાબર છે. સત્ આત્માને અન્યથા પ્રતિપાદન કરવારૂપી આત્માપહારનો દોષ લાગે છે. માયાવાદીની ઉપાસના અમોક્ષદાયિની અને ઇશ્વરના અનુગ્રહમાં બાધક છે કારણકે ભગવત્ સ્વરૂપાત્મકને તેઓ મિથ્યા પ્રતીક કહે છે. આથી વાદીએ કહેલું કે પુષ્ટિમાર્ગમાં ભગવાનના આધિભૌતિક શરીરનેજ પ્રાધાન્ય આપવામાં આવ્યું છે તે મિથ્યા છે. પુષ્ટિમાર્ગમાં ભગવાનના મૂલ સ્વરૂપ

આધિદૈવિક આનંદમય સ્વરૂપનીજ સેવા કરવામાં આવે છે અને નહિ કે માયિક, પ્રાકૃત શરીરિ સગુણ બ્રહ્મની પૂજા. અત્રે જેમ સ્વરૂપ અને પ્રતીકમાં ભેદ છે તેમ પૂજા અને સેવામાં પણ ભેદ છે. મૂલસ્વરૂપની એકાદ વિભૂતિનું સ્નેહ રહિત અર્ચન તે પૂજા અને મૂલસ્વરૂપનુંજ સ્નેહ સહિત અર્ચન તે સેવા. માયાવાદી ભગવાનની કોઇ એકાદ વિભૂતિને મુખ્ય શુદ્ધ બ્રહ્મથી ભિન્ન લેખી ચિત્તશુદ્ધિ અર્થે અને જ્ઞાનોદય થાય ત્યાં પર્યંતજ સાધનરૂપ ગણી સ્નેહ રહિત પૂજન કરે છે. મુખ્ય શુદ્ધ બ્રહ્મ મૂલસ્વરૂપતો તેઓના મતે નિરાકાર અને નીરૂપ છે. વસ્તુતઃ તેઓના મતમાં શુદ્ધ બ્રહ્મ તો સ્વયં પોતે જીવજ છે અને ઇશ્વર તો માયાબદ્ધ માયિક છે એટલે ઉપાસના પણ અજ્ઞાન દશામાં, અજ્ઞાનરૂપ, મિથ્યા છે. આવા પ્રકારની અર્ચનની વિપરીત પ્રથા તથા ભાવ કેવલ માયાવાદમાંજ જોવામાં આવે છે ને તેથી તો મનુષ્યને ઇશ્વર પ્રાપ્તિ કરાવવાને બદલે, પૂર્ણ બ્રહ્મને સ્થૂલભાવે અસતરૂપે માયિક આલેખી અધોગતિએ લઈ જવા જેવું થાય છે. વળી માયાવાદમાં સગુણ બ્રહ્મની. મિથ્યા પ્રતીકની માયિક લૌતિક શરીરનીજ પૂજાનું માહાત્મ્ય છે. વેદકાલની શુદ્ધ પ્રચલિત ઉત્તમ ઉપાસનાને બદલે આવા પ્રકારની માયિક અસત્ અધમ ઉપાસના માયાવાદીઓએ સ્વાર્થ વૃત્તિથી ગોગરદમ ફેલાવી દીધા છે અને લોકોને એમ શીખવવામાં આવે છે કે આ પૂજા વસ્તુતઃ ખરી નથી, તેમજ આ સ્વરૂપ વસ્તુતઃ સત્ય, નિત્ય નથી પણ માયિક પ્રતીક છે. આમ કહેવું એ વેદ શાસ્રનું અજ્ઞાનજ પ્રદર્શિત કરે છે. આથી ઉલટું બ્રહ્મવાદી તો સત્યજ કહે છે કે જેની તમે સેવા કરો છો તે મૂલસ્વરૂપનીજ છે, તે સત્યજ કહે છે કે જેની તમે સેવા કરો છો તે દ્વારા ભગવાન પ્રાદુર્ભાવ પામી સાક્ષાત્કાર કરાવે છે. પ્રાદુર્ભૂત સ્વરૂપ માયિક હોતું નથી. ભગવાનનો દેહ અવતાર કાલમાં પણ સત્ય અને આનંદરૂપજ છે. પ્રાકૃતાનુકૃતિ કેવલ આસુરોને વ્યામોહ કરવા પુરતીજ છે લીલાથી ભકતોના નિરોધાર્થ જેમ સંભવે તેમ પ્રભુ કરે છે. પ્રાકૃતાનુકરણથી લીલામાં કોઇપણ જાતની ન્યૂનતા આવતી નથી. પ્રત્યુત ભકતો માટે આમ પણ કરે છે એ ભગવાનનું અદ્ભુત માહાત્મ્ય જણાવે છે. ભકતોને દર્શન દેવા ભગવાનનું પ્રાકટય છે. ભકતોના પર અનુગ્રહ કરવા ભગવાન માનુષ દેહમાં સ્થિતિ કરે છે. 'अनुग्रहाय लोकानां मानुषं देहमास्थितः' એ પ્રમાણથી તેમજ यत्रावतीर्णो भगवान् परमात्मानराकृतिः એ નવમસ્કંધીય વાકયથી અવતાર કાલમાં પણ ભગવાનનું ભગવત્ત્વ જતું રહેતું નથી પણ વસ્તુતઃ ભગવાન ષડ્ગુણ સંપન્ન શુદ્ધ રૂપથીજ પ્રાકૃત રૂપધારણ કરે છે તેથી કાંઈ બ્રહ્મમાં પ્રાકૃતત્વ આવી જતું નથી. प्राकृतशिशु बभूव: એ શ્લોકના સુબોધિનીજી જુઓ. 'जन्मकर्म च मे दिव्यं' એ ભગવદ્ વાકયથી પણ ભગવાનનો જન્મ અલૌકિકજ છે. તેથીજ ભગવાનના જન્મને પ્રાકટય કહેવામાં આવે છે. નિત્ય અને અપરિચ્છિન્નનો સમાગમ તે પ્રાકટય એ વૈષ્ણવ તંત્રના સિદ્ધાંતાનુસાર ભગવાનના જન્મને પ્રાદુર્ભાવ

કહેવામાં આવે છે. તેથી અવતારકાલમાં પણ ભગવાનનું સ્વરૂપ અલૌકિકજ છે. કેવલ આસુરોનેજ તેમાં માયિકત્વનું ભાન થાય છે. ભગવાનના નટવત્ દેહાદિ ગ્રહણ અને ત્યાગથી ભગવાનના દિવ્ય સ્વરૂપાત્મક દેહને જેઓ પ્રાકૃત માને છે તેઓ આસુરી છે. પ્રભાસપાટણીય લીલા આવા પ્રકારની માયિકજ છે. આવી લીલા ઉપરથી જેઓ ભગવાનના નિત્ય વિગ્રહને અનિત્ય અને માયિક કહે છે તેઓ ભગવાનની માયાથી મોહ પામેલા છે. વિસ્તાર માટે જુઓ 'વિદ્વન્મણ્ડન' ગ્રંથ. ભગવાનના વિગ્રહને પ્રાકૃત અંગીકાર કરનારને શ્રાૈત સ્માર્ત વિધિમાંથી બહિષ્કાર કહેલો છે. જુઓ 'भगवद्विग्रहस्य प्राकृतत्वांगीकर्त्तुः। यो वेत्ति भौतिकं देहं कृष्णस्य परमात्मनः ससर्वस्माद्बहिः कार्यः श्रोतस्मार्त्त विधानत' । પ્રાકૃત દેહત્વ અને દેહ ત્યાગાદિક- અસુરોને વિમોહાર્થેજ છે એમાં ભગવાનમાં લેશ પણ દોષ આવતો નથી. જુઓ 'प्राकृतदेहत्वं देहत्यागादिकं तथा। असुराणां विमोहार्थं दोषा विष्णोर्न कर्हिचित्' (બ્ર. પુ.) આ બધા પ્રમાણોથી સિદ્ધ થાય છે કે અવતાર કાલમાં પણ ભગવાન અલૌકિકજ છે. આથી વાદીએ કહેલું કે અવતાર કાલમાં પણ અવતારી શરીર કાંઇ નિર્ગુણ બ્રહ્મ નથી પણ માયિક છે એ નિરસ્ત થાય છે. અવતાર કાલમાં પ્રગટ થતું સ્વરૂપ જો માયિક હોય તો ભગવાને અર્જુનને કરાવેલા દર્શન કેવા ? ભગવાને અર્જુનને દિવ્ય સ્વરૂપના વિશ્વરૂપ દર્શન કરાવ્યા છે. આ દર્શન પ્રાકૃત માયિક નથી. જો એમ હોય તો ભગવાને અર્જુનને જે એમ કહ્યું કે તું આ મારા સ્વરૂપને પ્રાકૃત ચક્ષુથી જોઇ શકે એમ નથી તેથી તને હું દિવ્ય ચક્ષુનું દાન કરૂં છું. આ દિવ્ય ચક્ષુના દાનથી અર્જુન તે દિવ્ય સ્વરૂપનાં દર્શન કરી પ્રભુનું તે વિશ્વરૂપનું વર્ણન કરે છે, કે જે પ્રાકૃત રૂપથી ભિન્ન છે અને જે અગાઉ એને કોઈ પણ વાર દીઠું નથી એમ સ્પષ્ટ ઉદ્‌ઘોષ કરે છે. એ બધું કેમ સંભવે ? જો અર્જુને દીઠેલું રૂપ પ્રાકૃત માત્રજ હોય તો પછી ભગવાનનાં અન્ય કયા સ્વરૂપનાં દર્શન કરવાનાં હતાં કે ભગવાન એને દિવ્ય ચક્ષુનું દાન કરે અને પ્રાકૃત સ્વરૂપનું તો અર્જુનને સાન્નિધ્ય હતુંજ એમાં દિવ્ય ચક્ષુ આપી દિવ્ય સ્વરૂપનું દર્શન કેવું ? दिव्यं ददामि ते चक्षुः। માત્ર પ્રાકૃતરૂપ હોત તો આમ શું કરવા આજ્ઞા કરત ? એટલેથીજ ભગવાન અટકતા નથી પણ આગળ પણ આપ આજ્ઞા કરે છે કે તને મારા જે આ સ્વરૂપના દર્શન થયાં તે 'વેદાધ્યયન યજ્ઞાદિક ક્રિયાઓ, અત્યંત તપ, દાન વગેરે કોઇ પણ સાધનથી શકય નથી, કિન્તુ મારી અનન્ય ભકિતથીજ મને જોઈ શકવાને મારામાં પ્રવેશ કરવા શકય છે' વગેરેમાં અનેક સાધનોથી પણ પ્રભુ દર્શન થતાં નથી એમ જે આજ્ઞા કરી તે માત્ર પ્રાકૃત સ્વરૂપને સારૂ નહિ, પણ અપ્રાકૃત, અલૌકિક ભગવદ્દર્શન સારૂજ. ભગવત્સ્વરૂપ માત્ર પ્રાકૃત હોત તો વૈદિક સાધનોથી પણ પ્રાપ્ય નથી એમ શા માટે આજ્ઞા કરત ? માટે બ્રહ્મ પ્રાકૃત આકારરહિત છે પણ અપ્રાકૃત આકાર સહિત છે, રસાકાર છે, સાકાર છે. નીરૂપ નથી પણ સરૂપ છે. માત્ર પ્રાકૃત ચક્ષુ જે પરિમિત રૂપ ગ્રહણ

કરી શકે છે, તે ભગવાનનું રૂપ જોઈ શકવા સમર્થ નથી, પણ પ્રભુકૃપા કરી દિવ્ય ચક્ષુઓ આપે ત્યારે અર્જુનની માફક અપ્રાકૃત રૂપનાં દર્શન થઈ શકે. જો માયાવાદી એમ કહે કે ગીતામાં દર્શાવેલું વિશ્વરૂપ દર્શન પણ માયિકજ હતું તો તે કહેવું પણ અસત્ છે કારણ કે ગીતામાં તે સ્થલે એમ કહ્યું નથી કે ભગવાને આ સ્વરૂપ માયાથી બતાવ્યું છે. તેમજ જો આ સ્વરૂપ માયિક હોય, અસત્ય હોય, મિથ્યા હોય તો ભગવાને જે કહ્યું કે આ સ્વરૂપનાં દર્શન વેદાદિ સાધનોથી પણ શકય નથી અને આ સ્વરૂપના દર્શન તારા સિવાય કોઈને અગાઉ કરાવ્યા નથી એ ભગવદ્વચન અસત્ય ઠરે. ભગવાન એવું અસત્ય કદાપિ પણ બોલેજ નહિ. ભગવાન સત્ય સંકલ્પવાન છે. માટે માયાવાદીનું કહેવું કે વિશ્વરૂપ દર્શન પણ માયિકજ હતું તે અસત્ છે. પ્રભુ અનુગ્રહ હોય તોજ દર્શન થઈ શકે. માયિક દર્શન કરાવવું એ તો એક જાતની પ્રતારણા ઠરી. આવી પ્રતારણા માયાવાદી સિવાય બીજું કોઈ કરે નહિ. ભગવાન ભકતોને પ્રતારણા કરતાજ નથી પણ અસુરોને વિમોહ કરવાને માટે પ્રાકૃત દેહનું ગ્રહણ અને ત્યાગ છે. જેમ અર્જુનને વિશ્વરૂપ દર્શન કરાવ્યા તેમ યશોદાજીને પણ મૃત્સ્ના ભક્ષણ સમયે દર્શન દીધાં છે. તેમજ ભગવાન અનેક ભકતોને પણ અવાતાર તેમજ અનવતાર કાલમાં દર્શન દે છે. માયાવાદીને ત્યાં તો જીવજ બ્રહ્મ હોવાથી તદ્વ્યતિરિકત કાંઈ પણ નહિ હોવાથી દર્શનાદિ મિથ્યા છે. માયાવાદીને ત્યાં દર્શનનો અર્થ ભગવત્ સાક્ષાત્કાર નહિ પણ 'હું બ્રહ્મ છું" એવા પ્રકારનું જ્ઞાન એજ દર્શન. પણ આ અર્થ ખોટો છે અને કેવલ વાક્જાળમાત્ર છે. દર્શનનો અર્થ માયાવાદી કહે છે તેમ સ્વીકારીએ તો અનેક ભકતોને થયેલો પ્રભુ સાનુભાવ ખોટો માનવો પડે પણ તેમ નથી. જેમ ધર્મરક્ષા, સત્પુરુષોની રક્ષા, ભૂભારહરણ, ભકતો પર અનુગ્રહ કરી નિત્ય સિદ્ધ લીલાનું દાન વિગેરે જેમ ભગવાનની લીલા છે, તેમ આસુર વ્યામોહ પણ લીલા છે. મોહ માયાથી થાય છે, તેથી આસુર વ્યામોહ લીલા માયિક છે. અસુરો આ લીલાને પણ લૌકિક માને છે અને ભગવાનને પણ લૌકિક પુરુષ માને છે. પરંતુ દૈવી પુરુષો તેમ માનતા નથી. **अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम्।** અસુરોનેજ મોહ ઉત્પન્ન કરવા ભગવાન એવું જ્ઞાન તેમનામાં ઉત્પન્ન કરે છે. તેથી તેઓ શ્રીકૃષ્ણને લૌકિક માયિક કહી હસે છે. આવા પ્રકારનું જ્ઞાન અસુર પુરુષોનેજ થાય છે નહિ તો દામોદર લીલામાં પ્રકટ શ્રીકૃષ્ણચંદ્રનુંજ ઉદર દોરડાઓથી અનવચ્છેદ્ય કહ્યું છે. ભગવાનનું ઉદર દોરાડઓથી માપી શકાતું નથી એમ નિરૂપણ કરેલું છે. તેથી ઉદર બ્રહ્મજ છે. ઉદરનો દોરડાઓથી અવચ્છેદ થયો નહિ, અર્થાત્ દેશ અને કાલથી પરિચ્છેદ થયો નહિ એટલે દેશ અને કાલથી અવિચ્છિન્ન હોવું એ બ્રહ્મનોજ અસાધારણ ધર્મ છે. આ લક્ષણ શ્રીકૃષ્ણચંદ્રના ઉદરમાં છે, એમ 'જેની અંદર અને બહાર નથી,' '**नचांतर्न बहिर्यस्य नपूर्वं**

नाधिकापरं' વિગેરેથી નિરૂપણ કરેલું છે. આ પ્રમાણે ધર્મી બ્રહ્મનું ગ્રહણ કરાવનાર પ્રમાણ શાસ્ત્ર વડે ભગવાનનો વિગ્રહજ બ્રહ્મ છે, સ્વરૂપાત્મક છે એમ સિદ્ધ થાય છે. વિગ્રહજ બ્રહ્મ હોવાથી લૌકિક મનુષ્યનું શરીર વિગેરે ધર્મ તેમાં નથી. આ ધર્મ ભગવાનના વિગ્રહમાં નથી, અને તેજ ધર્મો અસુરોને ભગવાન દર્શાવે છે, તેથી એ ધર્મો તેમને મોહ પમાડવાજ દર્શાવે છે એમ નિશ્ચય થાય છે, કારણકે આ પ્રમાણે માન્યા વિના અન્ય ગતિ નથી. જેમ ઇંદ્રજાલ વિદ્યામાં નટ સ્વર્ગમાં જાય છે, ત્યાં યુદ્ધમાં મરણ પામે છે, નીચે પડે છે, તેની સ્ત્રી તેની સાથે સતી થઈ બળી મરે છે એ સર્વ અનુભવ થાય છે, પરંતુ પછી નટ જીવતો આવે છે તેથી તેનો બાધ થાય છે, તેમ અહીં પણ '**जन्म कर्म च मे दिव्यं**,' '**जयति जननिवासः**,' '**नह्यस्य जन्मनो हेतुः कर्मणो वा महीपते**' વિગેરે પ્રમાણોથી ભગવાનની પૂર્વની લીલા નિત્ય સિદ્ધ થાય છે, તેથી આસુર વ્યામોહ લીલા એટલે ભગવાનને પ્રાકૃત દેહ છે ભગવાનના દેહનો વિનાશ થયો ઇત્યાદિ અસુરોને દર્શાવવાજ છે એમ સિદ્ધ થાય છે. આથી વાદીએ શ્રીકૃષ્ણના સ્વરૂપ સંબંધી તેમજ લીલાઓ સંબંધી કરેલી તમામ શંકાઓ નિરસ્ત છે. અસુરોનેજ ભગવાનનાં સ્વરૂપમાં અને લીલાઓમાં લૌકિકત્વનું ભાન થાય છે. અત્રે એનો વિસ્તાર ન કરતાં વાંચકને 'સુબોધિની,' 'વિદ્વન્મણ્ડન' વિ. ગ્રન્થો અવલોકવા સૂચવી વિરમીશું. હવે વાદીની છેલ્લી શંકાનું ખંડન કરી લઇએ. વાદી કહે છે કે 'બ્રહ્મને સાકાર તથા સાવયવ માનવાથી તો બ્રહ્મનો ખંડિત થવાનો તથા ઉચ્છેદ થવાનો પ્રસંગ પ્રાપ્ત થશે.' આમ કહેવું એ જાણે બ્રહ્મનું સ્વરૂપ આપણી બુદ્ધિથી નક્કી કરતાં નહિ હોય એ શું! શાસ્ત્ર તો સ્પષ્ટ આજ્ઞા કરે છે કે બ્રહ્મ સાકાર, આનંદાકાર છે. તેના આનંદની માત્રા ઉપર જીવ જગત્ ટકી રહ્યું છે. આવા બ્રહ્મના પ્રાકટ્યથી કંઈ બ્રહ્મ દેશ કાલાધીન, પરિચ્છેદ્ય પામતું નથી, વ્યાપક મટી જતું નથી. આથી વાદીએ બતાવેલી ખોટી ભીતિથી બ્રહ્મનું સ્વરૂપ ભૂલવું એ ઉચિત નથી. આ વાત હવે પછીના બ્રહ્મના વિરુદ્ધધર્માશ્રય પ્રકરણમાં આપણે જોઈશું.

**બ્રહ્મ વિરુદ્ધસર્વધર્માશ્રયયુક્તઃ**–માયાવાદી બ્રહ્મના વિરુદ્ધધર્માશ્રયત્વમાં નીચે પ્રમાણે આક્ષેપ કરે છેઃ–"વિરુદ્ધધર્માશ્રયત્વના અત્યંત વિલક્ષણ મતના સંબંધમાં જણાવવાનું કે વ્યાસાચાર્યે પોતેજ બ્રહ્મસૂત્રમાં આવી વિચિત્ર પદ્ધતિની ઉપેક્ષા કરી છે. જુઓ, '**नैकस्मिन्नसंभवात्**' એટલે એક વસ્તુમાં અનેક વિરુદ્ધ ધર્મો એકી વખતે ઘટાવવા એ અસંભવિત છે. જેમકે અગ્નિમાં ઉષ્ણત્વ ને શીતત્વ એવા વિરોધી ધર્મો કદિપણ ઘટીશકતા નથી. તો પછી નિરવયવત્વ અને સાવયવત્વ, અવિકૃતત્વ તથા વિકૃતત્વ, નિશ્ચલત્વ તથા ચંચલત્વ એવા પરસ્પર વિરોધી ધર્મો બ્રહ્મમાં કેમ ઘટી શકે? આનું નામ શાસ્ત્રાર્થ કહેવાય કે શાસ્ત્રની મશ્કરી? એવો વિચિત્ર ખુલાસો કોઈપણ બુદ્ધિમાન પુરુષ કબૂલ નહિ કરે. તે માન તો

કહેવાતા શુદ્ધાદ્વૈત મતનેજ ઘટે ? ગીતા તો સ્પષ્ટ જણાવે છે કેઃ–'संशयात्मा विनश्यति' જો સંશયાત્મક વિરોધીતત્ત્વો બ્રહ્મમાં ઘટાવવામાં આવે તો મૃત્યુ થાય. માટે શ્રીશંકરાચાર્યે માયાવાદથી વિરોધી શ્રુતિઓનો સમન્વય કરીને સર્વ સંશયો નાબુદ કર્યાં છે, અને તદનુસાર તેઓએ શ્રુતિના યથાર્થ અર્થાનુસારજ વ્યાસ સૂત્રો ઉપર ભાષ્ય રચ્યું છે. વળી તેમને બુદ્ધિપૂર્વક જે યુક્તિઓ બતાવી છે, તે પણ શ્રુતિને અનુકૂલજ છે. જો વેદાંત શાસ્ત્રમાં બુદ્ધિનું કાંઇ પણ ઉપયોગીપણું ન હોત તો પછી વ્યાસજીએ તથા જૈમિનિએ મીમાંસા શાસ્ત્રો રચ્યાં નહોત."

ઉપર પ્રમાણે માયાવાદી બ્રહ્મમાં વિરુદ્ધધર્માશ્રય નહિ સ્વીકારતા સગુણ નિર્ગુણ શ્રુતિઓનો અત્રે પૂર્વે જણાવી ગયા તેમ સગુણ શ્રુતિઓને નિર્ગુણને આધીન (Subordinating) કરી અંતે સગુણ શ્રુતિઓને અપારમાર્થિક કહી, વસ્તુતઃ સગુણ શ્રુતિઓની હત્યાજ કરે છે, છતાં તેવા પ્રકારના સમન્વયને ઉત્કૃષ્ટ પ્રતિપાદન કરવાનું ધાષ્ટર્ય ધરે છે. એવા પ્રકારની સગુણ નિર્ગુણની સમન્વય પ્રથા યથાર્થ નથી. એ સમન્વય નથી પણ સમન્વયાભાસજ છે. કારણકે એવા પ્રકારનો સમન્વય કરવામાં તેમને એક પણ શ્રુતિ સ્મૃતિ કે સૂત્રનો આધાર મલી શકતો નથી. વસ્તુતઃ સ્વકલ્પનાના તરંગ વડેજ એમ કરવાનું સાહસ માયાવાદી કરે છે. કારણ કે માયાવાદી જે જે નિર્ગુણ શ્રુતિઓને બ્રહ્મનું સ્વરૂપ નિર્ગુણ છે એમ પ્રતિપાદન કરવામાં પ્રમાણ તરીકે આપે છે તેજ શ્રુતિઓ તરતજ તેનીજ સાથે બ્રહ્મનું સગુણ સ્વરૂપ પ્રતિપાદન કરે છે. ઉદાહરણ તરીકે 'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह' ઇત્યાદિ વાકયમાં ધર્મનો નિષેધ કરીને પુનઃ તેજ વાકયમાં 'आनन्दं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन' ધર્મનું કથન કરે છે. अशब्दमस्पर्शमरूपमव्ययं' ઇત્યાદિ થી ધર્મનો નિષેધ કરી પુનઃ તેજ વાકયમાં अनाद्यनन्तं महतः परंध्रुवं ઇત્યાદિ વડે ધર્મનું કથન કરે છે. આમ સર્વ શ્રુતિઓ એકી વખતે એકજ વાકયમાં સગુણ નિર્ગુણનો બોધ કરે છે. તેમાંથી પોતાને ફાવતું માત્ર નિર્ગુણ પ્રતિપાદક વાકયનું ગ્રહણ કરી ઇતરનો ત્યાગ કરવો, ઇતરને અપારમાર્થિક કહેવું એ તમારી વેદ શાસ્ત્ર પર શ્રદ્ધા સૂચવે છે કે નાસ્તિકતા ? જેમ શ્રુતિ વાકયો એકજ વાકયમાં એકી વખતે સગુણનું પ્રતિપાદન કરે છે તેમજ સ્મૃતિ વાકયો પણ કરે છે. જુઓ अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम्' 'मत्स्थानि सर्वभूतानि नचाहं तेष्ववस्थितः न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम्' 'अनादि मत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते' આમ સ્મૃતિ વાકયો પણ ઉભયનું એકી વખતે પ્રતિપાદન કરે છે. તેમાંથી પોતાની કલ્પના પ્રમાણે બ્રહ્મને કેવલ નિર્ગુણ કહી સગુણને અપારમાર્થિક કહેવું એ શ્રુતિ સ્મૃતિનો યથાર્થ કર્યો કહેવાય ? આમ માનવાને શંકરાચાર્ય પાસે શાસ્ત્રનું કયું પ્રમાણ છે ? આ બાબતમાં સદ્ગત તેલીવાલા યથાર્થજ કહે છે, "On what authority Sánkara bases this theory of his, we are unable to trace.

No Sûtra of Badarâyana can with certainty be taken as an authority for drawing this distinction." આમ શ્રુતિ સ્મૃતિમાંથી શંકરાચાર્યે કહેલી સગુણ નિર્ગુણની કલ્પનાને લેશ પણ ટેકો મલતો નથી. હવે આપણે બાદરાયણના સૂત્ર તરફ વળીએ. ત્યાં પણ 'उभयव्यपदेशात् अहिकुण्डलवत्' (૩-૨-૨૭) 'न स्थानतोपि परस्य उभयलिङ्गं सर्वत्र हि' (૩-૨-૧૧) એ ઉભય સૂત્રોમાં બ્રહ્મનું વિરુદ્ધ ધર્માશ્રયત્વજ કહ્યું છે. માયાવાવાદી આ સૂત્રોનો પોતાના સંપ્રદાયના મતને ખરો ઠેરવવાના દુરાગ્રહને લઈને શ્રુતિ તથા સ્મૃતિના ખોટા તથા મનફાવતા અર્થો કરે છે. આપણે પૂર્વે જોઈ ગયા કે શંકરાચાર્યની સગુણ નિર્ગુણ કલ્પનાને એક પણ શ્રુતિ સ્મૃતિ ટેકો આપતી નથી તેજ પ્રમાણે આ ઉભય સૂત્રો પણ એમના મતને લેશ પણ ટેકો આપતા નથી. 'न स्थानतोऽपि' સૂત્રનો અર્થ શંકરાચાર્ય એમ કહે છે કે બંને પ્રકારના ધર્મવાળું બ્રહ્મ સ્થાનને આગળ કરીનેજ કહેવાય છે, અર્થાત્ ઉપાધિથીજ બ્રહ્મનું ઉભય લિંગત્વ કહેલું છે વસ્તુતઃ બ્રહ્મ નિર્ધર્મક છે. 'सर्वत्र हि' નો અર્થ શંકરાચાર્ય એમ કરે છે કે બ્રહ્મ સ્વરૂપ પ્રતિપાદન પરાયણ 'अशब्दमस्पर्शम' ઇત્યાદિમાં નિર્વિશેષ બ્રહ્મનો ઉપદેશ કરેલો છે. આમ કહેવું એ ખોટું છે કે કારણ કે સર્વ શ્રુતિ વાકયોને વિષે ઉભયલિંગ (ધર્મ) વાન ભગવદ્રૂપ છે, પણ તે ધર્મો સ્થાન થકી નથી. એટલે સ્થાનને લઈને (સ્થાનરૂપ ઉપાધિના યોગે જેમ માયાવાદી કહે છે તેમ) નથી, પણ સહજ છે, સ્વાભાવિક છે. 'सर्वकर्मा' 'सर्व कामः' તેમજ अस्थूल, अनणु એ ધર્મ સૂચક વાકયો ભગવત્સ્વરૂપ પ્રતિપાદક છે, પણ તે અનુવાદક નથી. જો તે વાકયો સ્થાન ગત ધર્મના અનુવાદક હોય તો તેથી બ્રહ્મજ્ઞાન થવાનો સંભવજ નથી, કેમકે ધર્મ વગર બ્રહ્મનું ચિંતનજ ન થઈ શકે. બ્રહ્મને આકાશ થકી મહાન કહેલું છે અને ડાંગેરના કણ થકી નાનું કહેલું છે. માટે સ્થાનને આગળ કરીને ધર્મ કહેવામાં આવે છે એમ સમજવું નહિ પણ બન્ને પ્રકારના ધર્મ બ્રહ્મનાજ છે, વળી શંકરાચાર્ય 'सर्वत्र हि' નો અર્થ શાસ્ત્ર નિર્વિશેષ બ્રહ્મનું પ્રતિપાદન કરે છે એમ કહેવું એ પણ ખોટું છે કારણ કે અમે પૂર્વે પ્રતિપાદન કરેલું છે કે શાસ્ત્ર બ્રહ્મના ઉભય ધર્મનું પ્રતિપાદન કરે છે. કેવલ નિર્ગુણનો આગ્રહ રાખી સગુણ શ્રુતિઓને આવિદ્યક, અપારમાર્થિક કહેવી એ શ્રુતિઓની હત્યા કરવા બરાબર છે. માટે શાસ્ત્ર તો ઉભયલિંગ બ્રહ્મનું, વિરુદ્ધ ધર્માશ્રયનું પ્રતિપાદન કરે છે. આજ વાત સૂત્રકાર 'उभयव्यपदेशात' એ સૂત્રમાં કહે છે. જેમ અહિ–સર્પ ઋજુ તેમજ કુણ્ડલરૂપે થાય છે તેમ બ્રહ્મ સ્વરૂપ સર્વ પ્રકારે ભકતેચ્છા પ્રમાણે સ્ફુરે છે. માટે કરીને સકલ વિરુદ્ધધર્મો ભગવાનમાંજ સંભવે છે. તેથી વિરુદ્ધધર્માશ્રય એ બ્રહ્મમાં દૂષણ નથી પણ ભૂષણ છે. જેમ સરલ આકાર અને કુંડલ આકાર એકબીજાથી વિરુદ્ધ છે, છતાં બન્ને આકારવાળો એકજ સર્પ છે, તેમ કોઇક શ્રુતિમાં નિર્ગુણ બ્રહ્મનું વર્ણન છે, તો કયાંય અનંત

પણાથી વર્ણન છે, કોઈ આકાર તરીકે પ્રતિપાદન કરે છે તો કોઈ શ્રુતિ નિરાકાર કહે છે, આમ પરસ્પર વિરુદ્ધ ધર્મોથી જેનું પ્રતિપાદન થાય છે તે બ્રહ્મ એકજ છે. અર્થાત્ સર્વ ધર્મવાળું બ્રહ્મ એકજ છે, અને નહિ કે માયાવાદી કહે છે તેમ સગુણ નિર્ગુણ બે બ્રહ્મ છે, એક માયિક છે, અપારમાર્થિક છે, બીજું તાત્વિક પારમાર્થિક છે. એવા બે જુદા જુદા બ્રહ્મનું શાસ્ત્રમાં કયાંયે પ્રતિપાદન નથી એ અમે પૂર્વે જણાવી ગયા છીએ. આમ બ્રહ્મ સર્વવિરુદ્ધધર્મના આશ્રયવાળું છે. નિર્ગુણનો અર્થ લૌકિક, ઇયત્તા વાચક ગુણ–ધર્મનોજ માત્ર શ્રુતિ નિષેધ કરે છે અને નહિ કે શ્રુતિ પ્રતિપાદિત દિવ્ય–અલૌકિક ધર્મનો. આજ વાત 'प्रकृतैतावत्' સૂત્રમાં સૂત્રકાર કહે છે. આ પ્રમાણયુક્ત યુક્તિ છે, શાસ્ત્રીય યુક્તિ છે, જ્યારે માયાવાદીની સગુણ–નિર્ગુણની કલ્પનાની યુક્તિ અશાસ્ત્રીય યુક્તિ છે, કારણ કે તેને એક પણ શ્રુતિ સ્મૃતિ તેમજ સૂત્રનો ટેકો મલતો નથી. તેમજ એમ કરવા જતાં શાસ્ત્રની મશ્કરીજ ઠરે છે. એવા પ્રકારનો વિચિત્ર ખુલાસો કોઇ પણ બુદ્ધિમાન આસ્તિક સ્વીકારે નહિ. માયાવાદથી સગુણ નિર્ગુણનો ખુલાસો કરવા જતાં શાસ્ત્રનું તેમજ તે માનનારનું મૃત્યુજ થાય. 'श्रुतेस्तु शब्द मूलत्वात्' એ પરમ વૈદિક વ્યાસાચાર્યના વચનમાં શ્રદ્ધા ન રાખતાં સ્વકલ્પના તરંગ વડે, તામસ રાજસ બુદ્ધિથી, શ્રુતિ સૂત્ર પ્રતિકૂલ યુકિતઓથી વેદાર્થ કરવો એના જેવું સાહસ અને મૂઢતાં એકે નથી. શંકરાચાર્યે શ્રુતિના યથાર્થ અર્થાનુસાર ભાષ્ય રચ્યું છે એ કહેવું એ શાંકર ભાષ્યની મિથ્યા પ્રશંસા માત્ર છે. વસ્તુતઃ શંકરાચાર્યનું વેદાંત સૂત્રો ઉપર ભાષ્ય નથી પણ ભાષ્યાભાસજ છે. ભાષ્યનુ લક્ષણ આમ છે. 'सूत्रार्थो वर्ण्यते यत्रवाक्यैः सूत्रानुसारिभिः। स्वपदानि च वर्ण्यन्ते भाष्यं भाष्यविदो विदुः' સૂત્રને અનુસરનારા વાકયોથી, (નહિ કે સ્વકલ્પનાના તરંગ વડે જેમ શંકરાચાર્ય કરે છે તેમ) જ્યાં સૂત્રના અર્થનું વર્ણન છે, તેને ભાષ્યને જાણનાર ભાષ્ય કહે છે. આમ શાંકરભાષ્ય કેવલ સ્વકલ્પનાના તરંગો પર અવલંબતું હોવાથી યથાર્થ ભાષ્ય સંજ્ઞાને યોગ્યજ નથી, માટેજ તે ભાષ્યાભાસ છે. છતાં એવા ભાષ્યની મિથ્યા પ્રશંસા કરવા મંડી જવું એ સ્વપક્ષપાત તેમજ દુરાગ્રહ પ્રદર્શિત કરે છે, એ સર્વ ભાષ્યો સાથે શાંકરભાષ્યની સમીક્ષા કરનાર, અધ્યયન કરનાર, સુજ્ઞ વાંચકને સ્પષ્ટ પ્રતીત થશે. આથી વાદીએ કહેલું, 'જો વેદાંત શાસ્ત્રમાં બુદ્ધિનું કાંઇપણ ઉપયોગીપણું નહોત તો પછી વ્યાસજીએ તથા જૈમિનીએ મીમાંસા શાસ્ત્રો રચ્યાં ન હોત' એ નિરસ્ત થાય છે, કારણ કે વ્યાસજીએ તથા જૈમિનીએ લૌકિક, તામસ રાજસ બુદ્ધિનું તેમજ તર્કનું યુકિતપણું સ્વીકાર્યું નથી. તેમ સ્વીકારવા જતાં પ્રમાણમાં અપ્રમાણ બુદ્ધિ, અને અપ્રમાણમાં પ્રમાણ બુદ્ધિ ઉત્પન્ન થવાનો સંભવ છે. જુઓ, 'श्रुतेस्तु शब्द मूलत्वात्' તેમજ 'तर्काप्रतिष्ठानात्' એ સૂત્રો સ્પષ્ટ લૌકિક બુદ્ધિનું તર્કનું વેદાંત શાસ્ત્રમાં, આપ્ત વાકયમાં અપ્રમાણત્વ દર્શાવે છે. છતાં લૌકિક

યુક્તિઓનું, બુદ્ધિનું ઉપયોગીપણું બતાવવા મંડી પડવું એ કેવલ સ્વકલ્પનાના બળ વડે બ્રહ્મ સ્વરૂપ નક્કી કરવા બરાબર છે. આથી સિદ્ધ થાય છે કે માયાવાદી વત્ બ્રહ્મવાદી કાંઈ શાસ્ત્ર વિરુદ્ધ બ્રહ્મમાં વિરુદ્ધધર્માશ્રય સ્વીકારતા નથી પણ શ્રુતિજ આજ્ઞા કરે છે अपाणिपादो जवनोगृहीता ' 'पश्यत्यचक्षुः', 'स शृणोत्यकर्णः', 'अरणो णीयान् महतो महीयान्', 'आत्मा गुहायां निहितोस्य जन्तोः', 'तदेजति तन्नैजति', 'तद्दूरे तद्वन्तिके', 'आसीनो दूरं व्रजति शयानो याति सर्वतः । अपि संराधने प्रत्यक्षानुमानाभ्याम्' कश्चित् धीरः प्रत्यगात्मानम् पेक्षत्' ઇત્યાદિ અનેક પ્રમાણો બ્રહ્મનું વિરુદ્ધધર્માશ્રયત્વ દર્શાવે છે. આમાંથી સગુણ નિર્ગુણની વિચિત્ર કલ્પના કાઢી, સગુણને નિર્ગુણને Subordinate કરી, પરમાર્થતઃ સગુણ શ્રુતિઓને માયિક, મિથ્યા કહી હત્યા કરવી એ શાસ્ત્રાર્થ કહેવાય કે શાસ્ત્રની મશ્કરી ? આવું કાર્ય શંકર ભગવાનનેજ સોંપ્યું. હવે વાદીએ 'न एकस्मिन्न संभवात्' એ સૂત્ર આપી એક વસ્તુમાં અનેક વિરુદ્ધ ધર્મો ઘટાવવા એ અસંભવિત છે એમ જે શંકા કરી છે તેનો નિરાસ આમ સમજવો. વસ્તુતઃ 'न एकस्मिन्न, સૂત્રમાં જૈન મતનું ખંડન છે. જૈનો સપ્ત ભંગી ન્યાય પ્રમાણે એકજ વસ્તુનું 'હોવું' 'નહિ હોવું' ઇત્યાદિ કહે છે. સૂત્રકાર તેને જવાબ આપતાં કહે છે કે જડ વસ્તુમાં એકી વખતે આવા ધર્મો સંભવતા નથી, એમ કહી એ પક્ષનું ખંડન કરે છે. શંકરાચાર્ય પણ સ્વભાષ્યમાં આ સૂત્ર જૈન મતના ખંડનમાં છે એમ સ્વીકારે છે. છતાં માયા-વાદી એમ કહે છે કે તમારા મતને પણ એ સૂત્ર લાગુ પડે છે. તો તેનો એટલોજ પ્રત્યુત્તર છે કે બ્રહ્મથી સ્વતંત્ર જડ વસ્તુ જેવી કે માયા, પ્રકૃતિ, અણુ ઇત્યાદિમાં એકજ કાલે બે પરસ્પર વિરુદ્ધ ધર્મો સંભવી શકતા નથી. એ સૂત્ર કાંઇ બ્રહ્મના વિરુદ્ધધર્માશ્રયનો નિષેધ કરતું નથી. વાદી કહે છે તેમ જો બ્રહ્મના પણ વિરુદ્ધ ધર્માશ્રયનો એ સૂત્ર નિષેધ કરતું હોત તો 'उभयव्यपदेशात्' એ સૂત્ર બ્રહ્મનું વિરુદ્ધધર્માશ્રયત્વ દર્શાવવા સૂત્રકાર યોજતજ નહિ. માયાવાદી સૂત્રકાર હોત તો અવશ્યજ એમ કરત. પણ અહીં તો સૂત્રકાર સ્પષ્ટ રીતે બ્રહ્મનું વિરુદ્ધધર્માશ્રયત્વ શ્રુતિ સ્મૃતિ અનુસાર દર્શાવે છે, તેમજ બ્રહ્મના ધર્મોનો જો શ્રુતિ સ્મૃતિ નિષેધ કરે તો બ્રહ્મનું જ્ઞાનજ સંભવે નહિ, શાસ્ત્રારંભજ વૃથા થઈ જાય. માટે વાદીનું કહેવું દ્વેષ મૂલક છે. શ્રુતિ સ્મૃતિ પણ અમે પૂર્વે આપેલા અનેક પ્રમાણો વડે બ્રહ્મનું વિરુદ્ધધર્માશ્રયત્વજ કહે છે, આ બધાને તિલાંજલિ આપી કેવલ સ્વકલ્પનાના તરંગ વડે બ્રહ્મનું સ્વરૂપ નક્કી કરવા મંડી જવું એ સર્વથા અનુચિત છે. વાદીએ કહેલું 'એકજં પદાર્થમાં એકી વખતે પરસ્પર વિરુદ્ધ ધર્મો જેમ અગ્નિમાં ઉષ્ણત્વ અને શીતત્વ ઘટી શકતા નથી', એ કહેવું કંઈક અંશે–સર્વાંશે નહિ–લૌકિક પદાર્થોને લાગુ પડી શકે પણ અલૌકિક બ્રહ્મને કદિ પણ એ ન્યાય લાગુ પડી શકતો નથી કારણ કે બ્રહ્મ સર્વભવનસામર્થ્યવાન છે, અનવગાહ્ય એનું માહાત્મ્ય છે, આપણી પ્રાકૃત

બુદ્ધિથી એનું સ્વરૂપ નક્કી થઈ શકે એમ નથી, 'आत्मनि चैवं विचित्राश्च हि' સ્વરૂપજ પરમ વિચિત્ર છે. માટે બ્રહ્મ સર્વ વિરુદ્ધધર્માશ્રયયુક્ત છે. વાદી માત્ર કોઈને કોઈ અંશે પણ વિરુદ્ધધર્માશ્રયત્વ સ્વીકારવા છતાં, બ્રહ્મવાદીપર તેઓની બ્રહ્મપદમાં રહેલી જડ શ્રદ્ધાને લઈ આક્ષેપ કરવા ઉદ્યુક્ત થાય છે. જુઓ, માયાવાદી માયાને અનાદિ છતાં સાંત, સત્ છતાં અસત્, અનિર્વચનીય, છતાં નિર્વચનીય, નૈયાયિકો એકજ પદાર્થમાં શીતોષ્ણ વિરુદ્ધધર્મ માને છે, મીમાંસકો કર્મનું જડત્વ છતાં ફલદાતૃત્વ કહે છે, સાંખ્યાચાર્ય વિરુદ્ધ ગુણવાળી સત્વ, રજ તમો ગુણ યુક્ત પ્રકૃતિને સ્વીકારે છે. આખી પૃથ્વી અનેક વિરુદ્ધધર્માશ્રયવાળી છે. આમ લોક તેમજ શાસ્ત્ર ઉભય વિરુદ્ધધર્માશ્રય સ્વીકારવા છતાં બ્રહ્મમાં શાસ્ત્ર સિદ્ધ રહેલાં વિરુદ્ધધર્માશ્રયત્વનો અનંગીકાર કરવો એ તેઓની નાસ્તિકતા અને બ્રહ્મપદમાં રહેલી જડ શ્રદ્ધા બતાવે છે. માયાવાદી 'અવિદ્યા માયાને અનાદિ કહી, અદ્વૈત જ્ઞાનથી નિવૃત્તિ થઇ શકે છે એમ કહી, અવિદ્યાની નિવૃત્તિ બ્રહ્મરૂપા કહી એટલે અધ્યસ્તની નિવૃત્તિ બ્રહ્મરૂપા સદ્રૂનિષ્ઠાથી ભિન્ન નથી પણ તે જાણે ભિન્ન હોય એમ વ્યવહારમાં પ્રતીત થાય છે, આમ કહી માયામાં વિરુદ્ધધર્માશ્રયત્વનો અનંગીકાર કહે છે. પણ આ વાક્જાળમાત્ર છે, કારણ કે શુદ્ધ બ્રહ્મથી ભિન્ન એવી અનાદિ માયા માનવાથી, માયાનું અનંતત્વજ કહેવું જોઇએ. બ્રહ્મ જ્ઞાનથી તેની નિવૃત્તિ કહેવી એ અસત્ છે. બ્રહ્મ જ્ઞાનરૂપ હતું છતાં માયાના અધ્યાસે કરી જીવ જગતરૂપ ભ્રાંતિમાં પડ્યું, તેની નિવૃત્તિ હવે થઈજ કેમ શકે? એ તો માયાના હાથની વાત છે કે બ્રહ્મને ભ્રમમાંથી મુક્ત કરવું કે નહિ? તેમજ માયા અને બ્રહ્મથી પૃથક્ જ્ઞાન ક્યાંથી આવ્યું કે જે જ્ઞાન વડે બ્રહ્મ માયા મુક્ત બને? આ વાતનો વિસ્તાર અમે મુક્તિ પ્રકરણમાં કરીશું. અત્રે તો એટલુંજ કહેવું બસ છે કે માયાને અનાદિ કહી સાંત કહેવામાં એક પણ શ્રુતિ સ્મૃતિ તેમજ સૂત્રનું પ્રમાણ નથી. વળી અનાદિ હોય તે અનંતજ હોય, જેમ બ્રહ્મ અનાદિ અનંત છે. વળી સતથીજ કાર્ય સંભવી શકે. મૃગજળ, વંધ્યા પુત્ર, ખપુષ્પ વિગેરે મિથ્યા અસત્ પદાર્થથી કાંઇ પણ વ્યવહાર સંભવતો નથી એ લોક સિદ્ધ છે. છતાં અસત્ એવી માયાથી બ્રહ્મને અધ્યાસ થાય છે એમ કહેવું એ ભ્રાંતિ છે. લોકમાં પણ ઇંદ્રજાળ વિદ્યામાં નટ જે કાંઇ અસત્ પ્રતીતિ કરાવે છે ત્યાં મંત્રનું સામર્થ્ય, વિદ્યા સત્ છે નહિ તો કાર્ય સંભવીજ શકે નહિ પણ અહીં તો બ્રહ્મજ્ઞાનથી તેનો બાધ કહી, માયા, અવિદ્યાને અસત્ કહેવામાં આવે છે. આ વિરુદ્ધધર્માશ્રય નહિ તો બીજું શું? કેવલ શબ્દજાળ પાથરી સ્વમતની મિથ્યા પ્રશંસા કરનારને સ્વપક્ષદોષ ક્યાંથી સ્ફૂરે? આમ માયાવાદીની માયામાં સ્પષ્ટ વિરુદ્ધધર્માશ્રય રહેલો છે છતાં બીજાના મત પર મિથ્યા આક્ષેપ કરવાના ઉત્સાહમાં સ્વપક્ષદોષની સ્ફૂર્તિ થતી નથી એ કેટલું ખેદકારક છે! બ્રહ્મવાદીને કાંઇ માયાવાદીની

માફક બ્રહ્મમાં વિરુદ્ધધર્માશ્રય કલ્પવા જવો પડતો નથી, પણ શાસ્ત્રજ બ્રહ્મનું વિચિત્ર અનવગાહ્ય માહાત્મ્ય પ્રદર્શિત કરવા બ્રહ્મને વિરુદ્ધધર્માશ્રયી કહે છે. વાદીને તો પોતાના ઘરના શબ્દો ઉમેરવા પડે છે. જેમકે સગુણ શ્રુતિઓ બ્રહ્મનું અપારમાર્થિક સ્વરૂપ, વ્યાવહારિક, ઉપાસના પુરતું સ્વરૂપ બતાવે છે જ્યારે નિર્ગુણ શ્રુતિઓજ બ્રહ્મનું વાસ્તવિક, પરમાર્થતઃ સ્વરૂપ બતાવે છે. આવો શ્રુતિઓનો ભેદ કયા શાસ્ત્રમાંથી કાઢયો ? આ કલ્પના નહિ તો બીજું શું ? આવી કલ્પનાને કયી શ્રુતિ સ્મૃતિ ટેકો આપે છે ? છતાં આવા કલ્પના પર અવલંબેલા શાસ્ત્રની અને કલ્પિત સમન્વયની મિથ્યા પ્રશંસા કરવી એ પ્રતારણા નહિ તો બીજું શું ? માયાવાદીને સ્વપક્ષ સિદ્ધ કરવામાં એક પણ શ્રુતિ સ્મૃતિ કે સૂત્ર મલતું નથી. જ્યારે શાસ્ત્ર માત્ર બ્રહ્મનું સર્વતો મુખથી વિરુદ્ધધર્માશ્રય વર્ણવે છે. જુઓ, ગીતા પણ 'पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति, तदहं भक्त्युपहृतमश्नामि' એ શ્લોકમાં બ્રહ્મ નિરપેક્ષ છે તેને ક્ષુધાતૃષા કાંઈ નથી છતાં ભક્ત પાસે સાપેક્ષ છે. ભકતોનું અર્પેલું આરોગે છે. બ્રહ્મનિર્ધર્મક છે તથાપિ સધર્મક છે, નિરાકાર છે તથાપિ સાકાર છે, નિર્વિશેષ છે તથાપિ સવિશેષ છે. નિર્ગુણ છે તથાપિ સગુણ છે. 'निर्गुणं गुणभोक्तृ च। અણુથી પણ અણુ છે તથાપિ મહાનથી પણ મહાન છે. બ્રહ્મ અનંત મૂર્તિમત્ છે તથાપિ એકજ વ્યાપક છે, કૂટસ્થ છે તથાપિ ચલ છે, અકર્તૃ છે તથાપિ કર્તૃ છે, અવિભકત છે તથાપિ વિભક્ત છે, કેવળ ઈચ્છા વડે તાવન્માત્ર પ્રકટ થાય છે ત્યારે વિભક્તિમત્ હોય છે; અગમ્ય છે તથાપિ ગમ્ય છે. બ્રહ્મ અદૃશ્ય છે તથાપિ દૃશ્ય છે. બ્રહ્મ અનેકરૂપ છે તથાપિ ગાઢ, ઘનીભૂત સૈંધવ ઘનવત્ બાહ્યાભ્યંતર સદા સર્વદા એકરસ છે, શુદ્ધ છે, બ્રહ્મ બાલક છે તથાપિ રસિક મૂર્ધન્ય છે, સ્વવશ છે તથાપિ ભક્ત વશ છે, અભીત છે છતાં ભકત પાસે મુગ્ધ છે, આત્મારામ છે છતાં રમણ કરે છે, રમણાર્થ સૃષ્ટિ ઉત્પન્ન કરે છે. વ્યાપક છતાં ભક્ત પાસે પ્રકટ થઇ તેને દર્શન દે છે. અવતાર દશામાં પણ બ્રહ્મ પ્રાપંચિક ધર્મનો અંગીકાર કરવા છતાં પણ અચ્યુત છે, અવિકૃત છે. સર્વ કાર્યોમાં બ્રહ્મ સ્થિતિ કરે છે, તો પણ બ્રહ્મને તેનો સ્પર્શજ થતો નથી, બ્રહ્મ આધાર છે, આધેય છે, તથાપિ અવિકૃત નિર્લેપ છે. અવિકૃત છે તથાપિ કૃપા કરી પરિણામ પામે છે. આમ બ્રહ્મ વિરુદ્ધધર્માશ્રયનો અનુભવ કરાવી નિઃસીમ અગાધ માહાત્મ્ય પ્રકટ કરે છે. બ્રહ્મમાં શાસ્ત્ર સિદ્ધ વિરુદ્ધધર્માશ્રયનો અંગીકાર કરવાથી વાદીએ કરેલી તમામ શંકાઓ જેવી કે વિકૃતિ વગર પરિણામ સંભવે નહિ, કાર્યગત દોષ કારણ બ્રહ્મમાં પણ લાગે એટલે બ્રહ્મ જડ થઈ જશે, સાકાર માનશો તો વ્યાપક ન રહેતાં બ્રહ્મનો ઉચ્છેદ થઇ જશે, ઇત્યાદિ તમામ શંકાઓનો નિરાસ થાય છે. જ્યારે વેદાદિ શાસ્ત્રથી વિરુદ્ધ માયામાં વિરુદ્ધધર્માશ્રય માનવાથી, માયાથી સગુણ નિર્ગુણનો સમન્વય કરવામાં, માયાથી તમામ શંકાઓનો પરિહાર કરવા જતાં

નાસ્તિકતામાં પર્યવસાન થાય છે. એવી તે માયાવાદીની માયામાં શી જડ શ્રદ્ધા છે કે જ્ઞાનરૂપ બ્રહ્મને પણ માયા મોહ પમાડે છે? જે વાદમાં માયા બ્રહ્મને મોહ પમાડે છે, માયાના અધ્યાસે કરી બ્રહ્મ સ્વ સ્વરૂપ ભૂલી જાય છે, જડ જીવાત્મક રૂપે ભ્રાંતિ થાય છે, તે નાસ્તિક મત છે. તે મતમાં બ્રહ્મના સ્વરૂપની અધોગતિ થાય છે અને માયા માહાત્મ્ય સિવાય અન્ય કાંઈ તે વાદીને સ્ફૂરતું નથી. વસ્તુતઃ ભગવાનજ અસુરોને વ્યામોહ કરવા આવા પ્રકારની પ્રતીતિ કરાવે છે, જેથી અસુરો ભગવાનના સ્વરૂપને માયિક, માયાધીન, લૌકિક, વિકૃત, પ્રાકૃત ઇત્યાદિ માને છે. માયાવાદિની માયા શી છે તેનો વિચાર હવેના પ્રકરણમાં આપણે કરીશું. અત્રે તો એટલુંજ કહેવું બસ છે કે બ્રહ્મ અનેક ધર્મોના આશ્રયરૂપ છે, આ ધર્મો માયિક નથી, લૌકિક નથી, માયાથી ભાસતા નથી પણ સહજ સ્વાભાવિક છે. બ્રહ્મનું સ્વરૂપજ એવું વિચિત્ર છે કે આપણી બુદ્ધિથી તે નક્કી થઇ શકે એમ નથી. માટે આસ્તિક માત્રે '**श्रद्धावाँल्लभते ज्ञानं**' એ ભગવદ્ વચનમાં શ્રદ્ધા રાખી, શાસ્ત્ર જેવું બ્રહ્મ સ્વરૂપ ઉપદેશે છે તેવુંજ સ્વીકારવામાં તેનું કલ્યાણ રહેલું છે અને નહિ કે માયાવાદિની માફક શાસ્ત્રોમાં અશ્રદ્ધા બતાવી તામસ રાજસ બુદ્ધિથી, સ્વકલ્પનાના તરંગો વડે બ્રહ્મ સ્વરૂપ નક્કી કરવા બેસી જવું. અત્રે વિસ્તાર ભીતિથી આટલુંજ કહી અમે વિરમીએ છીએ.

માયાઃ—માયાવાદી માયાના સ્વરૂપ વિષે નીચે પ્રમાણે કહે છેઃ—"માયાના નામથી કેટલાએક પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો બહુ ભડકી જાય છે. પણ માયાનો ખરો અર્થ શું છે તે હજુ સુધી તે બિચારાઓ સમજી શકયા હોય એમ લાગતું નથી. જે જાણી ન શકાય અથવા જે અનિર્વચનીય છે તે માયા. માયા સત્ નથી તેમ અસત્ પણ નથી. તે સદ્-સત્ય નથી કારણ કે આત્યંતિક સત્ય તો માત્ર નિર્ગુણ બ્રહ્મજ છે. તે અસત્-અસત્ય (શૂન્ય) પણ નથી, કારણ કે જગત્માં અલીકવત મિથ્યા કોઇ પદાર્થજ નથી. એટલે માયા સદસદ્થી વિલક્ષણ છે જે વ્યવહારોપયોગી છે. માયાને બ્રહ્મની એક ઔપાધિક (accidental) અવસ્થા માનવામાં આવે છે, જે પરિણામી વૈકારિક તથા અનિત્ય છે અને પરબ્રહ્મને સદૈવ આધીન છે. વેદાંતમાં મૂળ પ્રકૃતિનેજ માયા કહેવામાં આવે છે. જુઓ શ્રુતિ '**मायां तु प्रकृतिं विद्यात्। मायिनं तु महेश्वरं**' પ્રકૃતિ જડ હોવાથી તેને અજ્ઞાન પણ કહેવામાં આવે છે, તેના અધિષ્ઠાતા મહેશ્વરને માયાવી કહેવામાં આવે છે, જે જ્ઞાન સ્વરૂપ છે ને માયાથી સ્વતંત્ર છે, ને તે માયાને પોતાના નિયમમાં રાખી શકે છે. માયા એટલે મિથ્યા-શૂન્ય એવો અર્થ શાંકર મતમાં થતો નથી. પણ શ્રીશંકરાચાર્યના મતના વિરોધી દુરાગ્રહીઓએ જાણી જોઇને એવો અસત્ય દોષારોપ શ્રીશંકરાચાર્ય પર કરી તેમને મહાન અન્યાય કર્યો છે. માયા, આવરણ તથા વિક્ષેપ નામની શક્તિથી શુદ્ધ બ્રહ્મના પ્રકાશથી પ્રકાશિત થઈ સૃષ્ટિનો વિકાશ કરે છે. આવરણ નામની શક્તિથી માયા

પ્રાણી માત્રને પરબ્રહ્મના શુદ્ધ જ્ઞાનથી વંચિત કરે છે, એટલુંજ નહિ પણ વિક્ષેપ નામની બીજી શક્તિથી તેઓને સંસારના અનેક વિષય સુખમાં મોહિત તથા લુબ્ધ કરે છે. શંકરાચાર્યે માયાનો સિદ્ધાંત કાંઇ નવો પ્રતિપાદન કર્યો નથી, પણ માયાનો સિદ્ધાંત શ્રુતિ અને સ્મૃતિ પ્રતિપાદ્ય છે એમ બતાવી આપ્યું છે. આના પ્રમાણમાં જુઓઃ इन्द्रो मायाभिः पुरूरूपईयते। दैवीह्येषा गुणमयी मम माया दुरत्यया। भ्रामयन्सर्व भूतानि यंत्रारूढानि मायया। બીજું માયાને કાંઇ બ્રહ્મથી વ્યતિરિક્ત સ્વતંત્ર પદાર્થ તરીકે માનવામાં આવી નથી, પણ તે બ્રહ્મનેજ સદા આધીન છે. વળી વ્યવહારમાં બ્રહ્મથી વ્યતિરિક્ત પ્રતીત થતી, પ્રકૃતિ તથા અવિદ્યાનો પણ વેદાંતના અદ્વૈત જ્ઞાનથી બાધ થઇ શકે છે તો પછી દ્વૈતાપત્તિની શંકા નિરસ્ત થાય છે."

આમ માયાવાદી પૂર્વપક્ષ છે. પ્રથમ તો વાદીએ જે કહ્યું કે પુષ્ટિમાર્ગીયો માયાથી બહુ ભડકી જાય છે અને તે બિચારાઓ હજુ સુધી માયાનો ખરો અર્થ સમજ્યા નથી તો તે સંબંધે કહેવાનું કે માયાથી પુષ્ટિમાર્ગીઓ ભડકતા નથી પણ શાંકરો અને તેમનું બ્રહ્મજ ભડકે છે. જ્ઞાનરૂપ બ્રહ્મપર માયા ચઢી બેસે છે, તેથી શાંકરોનું બ્રહ્મજ ભડકી ઉઠે છે અને તેને લઇને શાંકરો ભડકી ઉઠે છે. માયા શાંકરો અને તેમના બ્રહ્મનેજ ભડકાવે છે,' ભગવાનના ભક્તને કાંઈ કરી શકતી નથી કારણ કે ભક્ત લોકો પુષ્ટિમાર્ગીઓ માયાવાદીની માફક બ્રહ્મથી પૃથક્ એવી સ્વતંત્ર માયા સ્વીકારતા નથી પણ શુદ્ધ બ્રહ્મની પરબ્રહ્મની શક્તિ તરીકે માનતા હોવાથી, તે સદૈવ બ્રહ્માધીન છે, બ્રહ્મની ઈચ્છાનુસાર કાર્ય કરે છે એટલે ભગવાનને શરણે રહેનારા ભક્તોને ભગવાનને અધીન એવી માયા કાંઇ પણ કરી શકતી નથી. ઉલટું ભગવાનની આગળ તે ઉભી રહેવાને પણ લજાય છે 'मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते' આ લોકમાં 'एव' શબ્દ વડે ભગવાનનેજ શરણે રહેનારને માયા કાંઈ કરી શકતી નથી. આથી ઉલટું માયાથી હરાયલા જ્ઞાનવાળા આસુર ભાવનો આશ્રય કરેલા અધમ-મૂઢ લોકો ભગવાનનો આશ્રય કરતા નથી. માટે માયાથી આસુરોજ મોહ પામે છે, તેઓજ ભડકે છે. હવે માયાનો અર્થ કોણ સમજ્યું નથી તે આપણે જોઇએ.

માયાવાદીએ આપેલા પ્રમાણો જેવાકે 'दैवीह्येषा' 'इन्द्रो मायाभिः' 'भ्रामयन्सर्व भूतानि मायया' ઇત્યાદિ અનેક પ્રમાણોમાં માયાને શુદ્ધ બ્રહ્મનીજ શકિત કહેલી છે અને નહિ કે માયાવાદી કહે છે તેમ સગુણ બ્રહ્મની. ત્યાં સગુણ બ્રહ્મ એવો શબ્દજ નથી અને શુદ્ધ ભગવત્સ્વરૂપની વાત છે. સગુણ નિર્ગુણની કલ્પના માયાવાદીની પોતાનાજ ઘરની છે એ અમે પૂર્વે અનેક પ્રમાણોથી સિદ્ધ કરેલું છે, માટે માયા એ શુદ્ધ બ્રહ્મનીજ શકિત છે અને નહિ કે સગુણ બ્રહ્મની. વળી માયાવાદીને ત્યાં તો સગુણ બ્રહ્મ માયાનું કાર્ય છે, માયામાં પડેલાં શુદ્ધ બ્રહ્મના પ્રતિબિંબનેજ તેઓ ઇશ્વર-સગુણ બ્રહ્મ કહે છે એટલે માયા પરમેશ્વરની શકિત છે,

પરમેશ્વરને આધીન છે એમ કહેવું, એ માયા પરમેશ્વરની શકિત છે, એમ સિદ્ધ થાય ત્યારેજ તેને આશ્રયે રહેનારી છે એમ સ્વીકારી શકાય. તેમજ શુદ્ધ બ્રહ્મની શક્તિ પણ માયાવાદીને ત્યાં સંભવી શકિત નથી કારણ કે તેમ માનવા જતાં માયાવાદીનું બ્રહ્મ સધર્મક થઈ જાય અને તેમના સિદ્ધાંતનો વ્યાકોપ થાય. આમ પાશારજ્જુ જેવી સ્થિતિ માયાવાદીની છે. માટે 'પરબ્રહ્મની કે માયોપાધિ ઈશ્વર-સગુણ બ્રહ્મની શક્તિ, બન્નેમાંથી એકે વિકલ્પ માયાવાદીના સિદ્ધાંતથી સિદ્ધ થઈ શકે એમ નથી. આમ માયાવાદીના સિદ્ધાંતમાં સગુણ કે નિર્ગુણ બેમાંથી એકે બ્રહ્મની શકિત માયા ન હોવાથી તેઓ માયાને અનાદિ અનિર્વચનીય કહે છે. આમ કહેવું એ પણ શાસ્ત્ર વિરુદ્ધ છે. કારણ કે આવું માયાનું સ્વરૂપ પ્રસ્થાન ત્રયમાં કશે પ્રતિપાદિત નથી.–'मम माया', विद्याविद्ये हरि शक्ती माययैव विनिर्मिते । विद्याविद्ये मम तनू । मायया मे विनिर्मिते । ઇત્યાદિ સહસ્રસ્થલે શુદ્ધ બ્રહ્મનીજ શક્તિ તરીકે માયાને કહેલી છે અને નહિ કે અનાદિ. હવે અનાદિ હોય તે અનંતજ હોય જેમકે બ્રહ્મ. આમ અનાદિ અનંત માયાને સ્વીકારતાં દ્વૈતાપત્તિ આવશે જે વાદીને ઈષ્ટ નથી. તેથી વાદી તૃતીય પક્ષ આરંભે છે કે માયા કાદાચિત્ક છે, (accidental) આ પક્ષ પણ સંભવતો નથી કારણ કે માયાનું કદાચિત્ હોવું કદાચિત્ નહિ હોવું એમ પણ સંભવી શકતું નથી. કારણ કે તેમ થવામાં માયાને કાંઇ કારણ હોવું જોઇએ પણ તે તમે કહી શકતા નથી. તેમજ વળી 'आत्मैवेदमग्रासीत्' એ શ્રુતિ પ્રમાણે આગળ આત્માજ હતું. 'एव' શબ્દ અન્યનો વ્યવચ્છેદ કરે છે. એટલે આત્મા વ્યતિરિક્ત આરંભમાં એકે પદાર્થ હતોજ નહિ તો માયાવાદીની અનાદિ અવિદ્યા–પ્રકૃતિ માયા કયાંથી આવી ? માયાને અનાદિ કહેવામાં દ્વૈતજ રહે છે. બ્રહ્મજ્ઞાનથી માયાનો બાધ કહી સાંત કહેવાથી દ્વૈતાપત્તિ આવતી નથી એમ કહેવું એ પણ વૃથા છે. કારણ કે અમે પૂર્વે કહ્યું તેમ માયા અનાદિ હોય તો અનંતજ હોય. તેમ તેનો બાધ જ્ઞાનથી પણ થઇ શકે એમ નથી કારણ કે જ્ઞાનરૂપ બ્રહ્મ હતું છતાં તેની અધોગતિ થઇ, અજ્ઞાનરૂપ–માયાધીન બન્યું તો હવે કયા જ્ઞાનથી એની મુક્તિ માનશો ? માયા અને બ્રહ્મ ઉભયથી પૃથક્ :ત્રીજું જુદું જ્ઞાન લાવવું પડશે, તેનો સંભવજ નથી. તેમજ આરંભમાં એકજ અદ્વિતીય બ્રહ્મ હતું, 'આ આત્માજ આગળ હતો' ઇત્યાદિ પ્રમાણોએ ત્રણ અનાદિ–માયા–બ્રહ્મ–અને માયાથી મુક્ત કરનાર જ્ઞાન આમ ત્રણ અનાદિ કયાંથી આવ્યા ? આમ માયાને અનાદિ અનંત સ્વીકાર્યા વિના છૂટકોજ નથી. માયાને અનંત માનતા કોઇ દિવસ માયાનો નાશ નહિ થવાથી બ્રહ્મ સદૈવ માયાબદ્ધ રહેશે એની મુક્તિજ કોઇ દિવસ સંભવશે નહિ તેમજ જગત્ સર્વદા રહેવાથી મોક્ષ કે પ્રલય થવાનો વખતજ નહિ આવે અને મોક્ષ તથા ઉત્પત્તિ પ્રલયાદિને કહેનાર શ્રુતિ, સ્મૃતિ અને પુરાણાદિના

વાક્યોનો બાધ આવશે. વળી તમારા મતમાં એકજ વ્યાપક આત્મા હોવાથી એકના જ્ઞાનથી સર્વની મુક્તિ થવી જોઇ, પણ તેમ જોવામાં આવતું નથી. શંકરાચાર્ય માયાવાદ રૂપી જ્ઞાનશાસ્ત્ર મૂકી ગયા છતાં માયાવાદી પંડિતોની હજુ સુધી મુક્તિ જણાતી નથી તેમજ શંકરાચાર્ય જ્ઞાન પ્રાપ્ત કરી ગયા છતાં હજુ સુધી જગત્ તદવસ્થજ છે, માટે તમારા મતમાં જ્ઞાનથી મુક્તિજ નથી. વસ્તુતઃ જ્ઞાન પણ માયિકજ છે, માયાની કોટિમાંથી જ્ઞાનને પણ તમે મુક્ત કરી શકો એમ નથી. 'स्वप्रवृत्तिविघातेन गुर्वादीनां च दूषणात् मायावादो न मंतव्यः सर्वव्यामोहकारकः'। માયાને વેદ વગેરેમાં દેવતાની વા અસુરોની અચિંત્ય શક્તિરૂપે વર્ણવેલી છે, છતાં આ માયાવાદીની માયા શું છે તે તો માયાવાદીજ જાણે ? અમારા મતમાં માયાને બ્રહ્મની શક્તિ માનેલી હોવાથી તમારી માફક માયા કાંઈ બ્રહ્મપર ચઢી બેસતી નથી, માયાને લીધે કાંઈ અમારૂં બ્રહ્મ તમારી માફક માયિક બની જતું નથી, તેમજ આ માયા પણ બ્રહ્મથી કાંઇ પૃથક્ નથી પણ 'प्रकाशाश्रयवद्वातेजस्त्वात्' એ સૂત્રાનુસાર બ્રહ્માભિન્ન છે. તમે તો બ્રહ્મથી ભિન્ન તેમજ અભિન્ન કાંઇ નહિ કહેતાં સત્ પણ ખરી કારણ કે બ્રહ્મને બંધન કરે છે, અને અસત્ પણ ખરી કારણ કે બ્રહ્માત્મૈકય જ્ઞાનથી તેનો બાધ પણ થઈ શકે છે, પરમાર્થતઃ મિથ્યા છે, આવા પ્રકારનો વિચિત્ર ખુલાસો કયા શાસ્ત્રના આધારે કરો છો ? કઈ શ્રુતિ સ્મૃતિમાં માયાને અનિર્વચનીય કહી છે ? શ્રુતિ સ્મૃતિથી ભિન્ન કલ્પિત પરિભાષા ઉપજાવવાનું માન કહેવાતા કેવલાદ્વૈત વા શાંકર વેદાંતનેજ છે. માયાવાદી પોતાના પુસ્તકમાં વારંવાર વેદાંત શબ્દ વાપરે છે અને કહે છે કે વેદાંતમાં આમ કહ્યું છે અને તેમ કહ્યું છે, તો કયા વેદાંતમાં ? શાંકર વેદાંતમાં કે ઔપનિષદ્ વેદાંતમાં કે અપૌરુષેય વેદનો જે અંત, નિર્ગલિત અર્થ તે વેદાંત ? પ્રથમજ, એટલે શાંકર વેદાંતજ, નહિ કે દ્વિતીય, ઔપનિષદ્ વેદાંત, કારણ કે ઉપનિષદ્ કાંઇ વેદાદિ શાસ્ત્રને અપારમાર્થિક, પશુતુલ્ય અનિત્ય કહેતા નથી તેમજ માયાવાદીએ ઉપજાવેલી-કલ્પેલી પરિભાષાનું કિંચિત્ માત્ર પણ સૂચન તેઓ કરતા નથી. માટે વાંચકે વેદાંત શબ્દથી ભ્રમમાં પડવું નહિ. માયાવાદી વેદાંત શબ્દ વાપરી વાંચકની બુદ્ધિમાં ભ્રમ ઉત્પન્ન કરવા પ્રયત્ન કરે છે પણ સુજ્ઞ વાંચકો તો તરતજ તેમની પ્રતારણા અને પોકળપણું સારી રીતે સમજી જાય છે. આમ માયાવાદીના મત પ્રમાણે માયા જન્ય પણ નથી કારણ કે જન્ય માનતાં બ્રહ્મથીજ તેની ઉત્પત્તિ માનવી પડે અને તેમ કરવા જતાં તેમનું બ્રહ્મ સધર્મક થઈ જાય, અજન્મા કહેતાં અદ્વૈત ભંગ થાય છે, માટે અનિર્વચનીય કહી ઉડાવી દેવા પ્રયત્ન કરે છે. પણ વળી અનાદિ કહી સાંત કહેવાથી નિર્વચનીય થઈ જાય છે તેનું ભાન તે વાદીને રહેતું નથી. અસત્નો આશ્રય કરનારને તે કયાંથી રહે ? વળી એવી તે કેવી માયા કે જેનું સ્વરૂપજ તમે નક્કી કરી શકતા નથી ? અનિર્વચનીય માયાનું સ્વરૂપ કાંઈ

શાસ્ત્રમાં પ્રતીત થતું નથી. વળી માયા પણ કેવી વિરુદ્ધધર્માશ્રયી ? અનાદિ અને સાંત ! સત્ અને અસત્ ! માયા પણ કેવી, કપોલ કલ્પિત ! બ્રહ્મવાદીના શાસ્ત્રસિદ્ધ વિરુદ્ધધર્માશ્રયમાં અશ્રદ્ધા બતાવી તેના ખંડનમાં પ્રયત્ન કરવા જતાં સ્વમતનું ખંડન થાય છે તેનું પણ ભાન તે વાદીને રહેતું નથી. 'नैकस्मिन्नसंभवात्' એ સૂત્ર હવે તમને લાગુ પડે છે કે નહિ ? તેનો વિચાર જરા કરજો અને પછી બીજાના મતપર શાસ્ત્રાભ્યાસ કરી આક્ષેપ કરવા ઉદ્યુક્ત થજો. પૂર્વ પક્ષીએ આપેલાં 'मम माया', 'इन्द्रो मायाभिः' ઇત્યાદિ પ્રમાણો પણ માયાવાદને ટેકો આપતા નથી પણ તેઓ માયાને શુદ્ધ બ્રહ્મની શકિત કહી બ્રહ્મવાદનેજ અનુસરે છે. માયાવાદમાં માયા શુદ્ધ બ્રહ્મની શક્તિ છેજ નહિ તો પ્રસ્તુત પ્રમાણો માયાવાદના ઉપષ્ટંભમાં કેમ આપવામાં આવ્યા હશે તે તો માયાવાદીજ જાણે ! માયાવાદમાં માયા શુદ્ધ બ્રહ્મની શક્તિ નથી પણ સગુણબ્રહ્મ, કાર્યબ્રહ્મની શક્તિ છે એમ કેટલાક માયાવાદી કહે છે પણ તે વદતોવ્યાઘાતજ છે કારણ કે સગુણ બ્રહ્મ માયાનું કાર્ય હોવાથી અને કાર્ય પહેલાં કારણ અવશ્ય હોવું જોઈએ એટલે સગુણ બ્રહ્મની શક્તિ માયા સંભવી શકતીજ નથી એ અમે પુનઃ પુનઃ પ્રતિપાદન કરી ગયા છીએ. તેમજ કેટલાક માયાવાદી માયાને બ્રહ્મથી પૃથક્ કહે છે તે પણ પ્રસ્તુત પ્રમાણથી વિરુદ્ધ છે. શ્વેતાશ્વતર ઉપનિષદ્ વિ. માં 'मायां तु प्रकृतिं' ઇત્યાદિ સ્થલે પણ માયાને ભગવાની શક્તિ, આત્માની શક્તિ તરીકે કહી છે નહિ કે સગુણ અનિત્ય બ્રહ્મની. તેમજ બ્રહ્મથી પૃથક્ એવી કોઈ માયા કહી નથી. વળી 'सर्वस्य वशी,' 'सर्वस्येशान' ઇત્યાદિમાં માયા શક્તિ ભગવાનનેજ વશ છે, નહિ કે ભગવાનથી પૃથક્ એવી માયા, ભગવાનના સ્વરૂપને પણ ભૂલાવી દઈ, આત્મા, ભગવાનને પણ મોહ પમાડે. ભગવાન ગીતામાં 'मम माया दुरत्यया' ઇત્યાદિ સ્થલે માયાને સ્વશક્તિ કહી, દુસ્ત્યજ કહે છે. અને એવી માયાને તરવાનો ઉપાય કેવલ સ્વશરણાગતિજ કહે છે. 'मामेव प्रपद्यन्ते' ઇત્યાદિ સ્થલમાં 'एव' શબ્દથી કેવલ પોતાનેજ નહિ કે ઇતર શિવાદિ વિભૂતિને શરણે જવાથી માયા તરી શકાય છે. 'श्रीया पुष्टया' એ શ્રીમદ્ ભાગવતના શ્લોકમાં પણ ભગવાનની મુખ્ય દ્વાદશ શક્તિઓમાં માયાને ભગવાનની શક્તિ કહી છે. માયાને ભગવાનની શક્તિ લેવામાં કોઈ પણ જાતનો બાધ નથી. રામાનુજાચાર્ય પણ માયાને આશ્ચર્ય વાચક શક્તિ કહે છે. "વેદમાં પણ જ્યાં જ્યાં 'માયા' શબ્દ વપરાયેલો છે ત્યાં તે વેદના મંત્રનો અર્થ કરતાં સાયણાચાર્ય માયાનો અર્થ પ્રભારૂપ એમ કરે છે. માયાનો અર્થ શકિત હોય એમ પણ વારંવાર પ્રતીત થાય છે. યાસ્કાચાર્ય નિરુક્તકાર માયાને પ્રજ્ઞાનો પર્યાય લેખે છે. માયા, વયુન, અભિખ્યા, ઇત્યાદિ માયાના પર્યાયજ છે. ઉપનિષદ્ તરફ દૃષ્ટિ કરતાં ત્યાં પણ માયા શબ્દનો અનેકશઃ ઉપયોગ થયેલો દૃષ્ટિગોચર થાય છે. 'मायां तु प्रकृतिं विद्यात्' ઇત્યાદિ વાક્યમાં માયા એ પ્રકૃતિ

વાચક છે. શ્રીગીતાજીમાં પણ 'संभवामि आत्ममायया' ઇત્યાદિ વાક્યમાં માયાનો અર્થ શકિત વાચક છે. શ્રીમદ્‌ભાગવતમાં પણ 'मदयन्मूढं मायाभिः मायेशान्नो जिगीषसि' ઇત્યાદિ વાક્યમાં માયાનો અર્થ ઈશ્વરની વ્યામોહક શકિત એવો થાય છે. શાંકર લોકો માયાવાદના ઉપષ્ટંભમાં 'इन्द्रो मायाभिः पुरुरूप ईयते' મુખ્યત્વે કરીને ટાંકે છે. ત્યાં માયાનો અર્થ શક્તિ વાચક છે. માયા શબ્દ જ્યાં જ્યાં વપરાયેલો છે ત્યાં ત્યાં માયાનો અર્થ શકિત લેવામાં કોઈ પણ પ્રકારનો બાધ દૃષ્ટિ ગોચર થતો નથી. કાલક્રમની શકિત ઓર છે! માયાનો અર્થ વિસ્મૃત થઇ ગયો. અને પ્રત્યેક ટીકાકારે સ્વમતાનુસાર આ શબ્દનો યથેષ્ટ અર્થ કર્યો. શંકરે માયાનો અર્થ આપાતતઃ શકિતજ કર્યો છે પણ તે શકિત વ્યાવહારિક, વસ્તુતઃ અસત્ય ઈશ્વરની છે. માયાનો અર્થ તેથી બીજો પણ આપે છે. 'तत्त्वातत्त्वाभ्यां अनिर्वचनीया शक्तिः' તત્ત્વ સત્ય, અતત્ત્વ એટલે અસત્ય એ બેમાંથી એક પણ ગ્રહણ કરી શકાય નહિ ત્યારે વસ્તુ અવસ્તુ બની જઈને અનિર્વચનીયત્વ પ્રાપ્ત કરે છે. આ ઉપર આખો માયાવાદ અવલંબે છે. માયાનો અર્થ કવચિત્ લીલા કરવા ચૂકતા નથી. આ માયાને વ્યાવહારિક ઈશ્વરની શકિત કલ્પે છે. આ શકિતથી ઈશ્વર જગત્ ઇત્યાદિકનું ઉપાદાન કારણ થાય છે. કવચિત્ પ્રકૃતિ પણ કરે છે. કવચિત્ અનર્થ જાલ પણ કરે છે, એ પ્રમાણે શાંકર ટીકાકારો સ્વ સ્વરુચિને અનુસરીને પરસ્પર વિરુદ્ધ એમ ભિન્ન ભિન્ન અનેકાનેક અર્થ કલ્પે છે. આશ્ચર્ય એ છે કે માયા જે પ્રજ્ઞા-જ્ઞાનનો પર્યાય, તેનો આવો અયોગ્ય અર્થ ક્યાંથી પ્રાપ્ત થયો! કવચિત્ આ માયાને જીવની અવિદ્યા જે વડે બ્રહ્મને જીવત્વ પ્રાપ્ત થાય છે અને સંસાર કલ્પાય છે તેમ કહે છે. બાદરાયણવ્યાસ માયાનો અર્થ એકજ વાર કહે છે. સૂત્ર ૩-૨-૩માં સ્વપ્ન પ્રપંચની અસત્યતા દર્શાવવાને તે શબ્દ વ્યાસે યોજેલો છે. નિષ્કામ યજ્ઞ કરવાથી જ્યારે બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિ યોગ્ય દેહ પ્રાપ્ત થાય છે, તે દેહને સ્વપ્ન પ્રપંચના ગુણ દોષ લાગે તો તે પ્રાપ્તિ વ્યર્થ થાય તેથી વ્યાસ ભગવાન્ સ્વપ્નનું અસત્યત્વ માયા શબ્દ વડે પ્રતિપાદન કરે છે. શ્રીવ્યાસને જગત્ પ્રપંચનું અસત્યત્વ વા માયિકત્વ કોઈ પણ પ્રકારે સંમત નથી એ તો પોતે 'वैधर्म्याच्च' એ સૂત્રમાં જગત્‌ને સ્વપ્નથી ભિન્ન લેખે છે. શાંકર પ્રતિપાદિત માયાનો અર્થ ભગવન્ માહાત્મ્યનાશક છે કેમકે માયાના સંબંધથી બ્રહ્મ ઈશ્વર બને છે, બ્રહ્મને સર્વજ્ઞત્વ, સર્વશક્તિત્વ, સર્વ કર્તૃત્વ ઇત્યાદિ માયાના સંબંધથી પ્રાપ્ત થાય છે. આ સર્વ સર્વજ્ઞત્વાદિ ગુણો માયિક છે. પરમાર્થતઃ તેવું કાંઇ છેજ નહિ. આથી માયાનો આવો અર્થ સર્વથા ઉપેક્ષ્યજ છે." (રા. તેલીવાલા) માયાવાદીની માયા કે જેના ઉપર આખો માયાવાદ અવલંબે છે તેનો વિચાર કર્યો. હવે જગત સ્વરૂપ સંબંધી વિચાર કરીએ.

જગત્ સ્વરૂપ:-માયાવાદી પોતાના ગ્રન્થમાં જગત્ સ્વરૂપ સંબંધમાં નીચે પ્રમાણે લખે છે:-"માયાવાદનું તાત્પર્ય એટલુંજ છે કે આ જગત્ નિત્ય નથી પણ પરિવર્તનશીલ, વિકારી, ને પરિણામી છે. 'જગત્' શબ્દ 'ગમ્' એટલે જવું એ ધાતુ પરથી થયેલો છે. એટલે જગત્નું મૂળ પ્રકૃતિ અથવા માયા છે, જે ચંચલ તથા વિનાશી છે અને પરબ્રહ્મને આધીન છે. પરબ્રહ્મ સૃષ્ટિ સૃજવામાં પોતાના સત્ય સંકલ્પથી માત્ર અવ્યકત મૂળ પ્રકૃતિને નામરૂપ ઉપાધિરૂપે વ્યકત કરે છે. તેથી કાંઈ નિરાકારી નિર્ગુણ બ્રહ્મનું કદાપિ પરિણામ થતું નથી શાંકર મતમાં વ્યવહારની આધ્યાસિક ઉપયોગીતા સ્વીકારવામાં આવી છે, પણ મિથ્યા કહી વ્યવહારને ઉડાવી દેવામાં આવ્યો નથી. 'मायामात्रं तु कात्स्न्येंन' એ સૂત્રમાં સ્વપ્ન સૃષ્ટિને માયા માત્ર કહી છે. પણ તેમાં નિર્દિષ્ટ થયેલો સિદ્ધાંત જાગ્રત સૃષ્ટિને પણ લાગુ પડે છે એટલે જાગ્રત સૃષ્ટિ પણ માયા માત્રજ છે. જાગ્રત સૃષ્ટિ તથા સ્વપ્નસૃષ્ટિ સંપૂર્ણ રીતે સમાન નથી; જાગ્રત સૃષ્ટિ, સ્વપ્નસૃષ્ટિ કરતાં વિલક્ષણ ધર્મવાળી છે એતો સર્વ કોઈને જાણીતું છે, છતાં પણ જાગ્રત સૃષ્ટિ તથા સ્વપ્નસૃષ્ટિમાં અકૃત્સ્નતાનું લિંગ સમાન છે અને બ્રહ્મની અપેક્ષાએ તે માયિક તથા અનિત્ય છે. વેદાંત મતમાં પરબ્રહ્મના અધ્યક્ષપણા હેઠળ ઈશ્વર, પ્રકૃતિ તથા જીવનો; તમામ વ્યવહાર સાચવી રાખવામાં આવ્યો છે વેદાંત મતમાં જગતને, સંસારને કે વ્યવહારને કોઈપણ રીતે અલીકવત્ ગણી ઉડાવી દેવામાં આવ્યો નથી. નિર્ગુણબ્રહ્મ એજ પરમ, નિરપેક્ષ Absolute-Real સત્ય તત્ત્વ છે, જે જગતના તમામ પદાર્થો સાથે અનન્ય સંબંધ ધરાવે છે. એટલે તે પદાર્થો નિર્ગુણ બ્રહ્મથી ભિન્ન કે સ્વતંત્ર નથી, પણ નિર્ગુણ બ્રહ્મની સત્તાથીજ તમામ કાર્યો કરી શકે છે. પરબ્રહ્મ સમસ્ત જગતમાં વ્યાપક Immanent છતાં પણ તે સર્વ પદાર્થોથી પર તથા સ્વતંત્ર ( Transcendental ) છે એમ પ્રતિપાદન કર્યું છે. જગતની દરેક વસ્તુ કે જેને નામ રૂપ આપવામાં આવે છે તે માત્ર જગતનો વ્યવહાર ચલાવવા પુરતી સાચી હોય છે પણ તે કાંઇ ઉપર જણાવ્યા પ્રમાણે તે રૂપે તાત્ત્વિક દૃષ્ટિથી સત્ય નથી. જેટલા વિકારો છે તેટલામાં ભેદભાવ જોવામાં આવે છે અને લોક વ્યવહાર એ પ્રમાણે છે. આવી વિકૃતિ તથા ભેદભાવના મૂળ પ્રકૃતિમાંથી થવા પામે છે અને તેથીજ તે કારણને વ્યવહારની બીજ શકિત તરીકે આલેખવામાં આવે છે અને તેના કાર્યનેજ અધ્યાસ, અવિદ્યા તથા ભ્રાન્તિ એવાં નામો આપવામાં આવે છે. વ્યવહારનું મૂળ કારણ અવિદ્યા તથા અધ્યાસ છે. નામરૂપાત્મક દૃશ્ય વસ્તુઓ આપણાથી જુદી પ્રતીત થાય છે તેનું કારણ જીવની અનાદિ અવિદ્યા તથા અધ્યાસ છે. વિવર્તવાદમાં કાર્ય કારણનો અનન્ય સંબંધ માનવામાં આવે છે. કાર્યસૃષ્ટિને કારણ બ્રહ્મથી સ્વતંત્ર કે વ્યતિરિકત માનવામાં આવતી નથી એટલે કાર્યસૃષ્ટિ કારણ બ્રહ્મથી વ્યતિરિકત અથવા સ્વતંત્ર વાસ્તવિક રીતે નથી છતાં પણ ઈશ્વરની અનિર્વચનીય માયાની આવરણ

તથા વિક્ષેપ નામની બે અલૌકિક શક્તિથી જુદી હોય તથા બ્રહ્મના વિવર્ત અથવા રૂપાંતર સરખી હોય એમ ભાસ થાય છે. અને નામરૂપાત્મક જુદી દેખાતી દશ્ય સૃષ્ટિ અવિદ્યા કલ્પિત હોવાથી તે સૃષ્ટિને પારમાર્થિક દૃષ્ટિથી સત્ય માનવામાં આવતી નથી. જગત્, સંસાર, જીવ, માયા, તથા અવિદ્યા એ સર્વ પ્રવાહ અનાદિકાળથી જગન્નિયંતાના શાસન તથા નિયમ પ્રમાણે બીજઅંકુરન્યાય પ્રમાણે ચાલ્યાજ કરે છે. આ જગત્ બ્રહ્મના વિવર્તરૂપે છે તથા પ્રકૃતિના પરિણામરૂપે છે. ઈશ્વરની સત્તાથીજ વ્યવહાર કાર્યરૂપે સત્ય છે. 'तदात्मानं स्वयमकुरुत' શ્રુતિનો અર્થ માત્ર એટલોજ થાય છે કે સર્વ જગત્ આત્મારૂપે સત્ય છે, કારણકે તે આત્મા એટલે પરમાત્માથી વ્યાપ્ત છે પણ આત્માથી વ્યતિરિક્ત જડ અનાત્મા અસત્ય ઠરે છે; અને તેથી ઈશ્વરનો તથા કાર્ય જગતનો ઐક્ય સંબંધ ઠરતો નથી."

આમ માયાવાદી પૂર્વપક્ષ છે. તે શ્રુતિ સૂત્ર તથા યુક્તિ સામે કેટલે અંશે ટકી શકે છે તેનાં વિચાર કરીએ. માયાવાદી કહે છે કે જગત્ એ 'गम्' ધાતુ ઉપરથી સિદ્ધ થતું હોવાથી ગમનશીલ, પરિવર્તન પામનારૂં એવું એનું સ્વરૂપ હોવાથી તે અનિત્ય, મિથ્યા છે. જો જગત્‌ને 'गम्' ધાતુ ઉપરથી સિદ્ધ કરી અનિત્ય કહેશો તો 'बृह' ધાતુ ઉપરથી સિદ્ધ થતું એવું તમારૂં બ્રહ્મ પણ અનિત્ય ઠરશે. કારણકે તમે બ્રહ્મને વૃદ્ધિરૂપ માનતા નથી. તેમ માનવામાં તમારા મતમાં બ્રહ્મ સધર્મક બની જાય છે. જેમ 'बृह' ધાતુ ઉપરથી સિદ્ધ થતું બ્રહ્મ અનિત્ય નથી તેમ 'गम्' ધાતુ ઉપરથી સિદ્ધ થતું જગત્ પણ અનિત્ય માયિક નથી. એમ માનવામાં 'આજે કાંઈ છે તે સત્ય છે,' 'આ સર્વ નિશ્ચય બ્રહ્મ છે,' 'હું સર્વ જગતનો પ્રભવ છું,' 'તેમાંથી, આ આત્મામાંથી આકાશાદિ થયાં' ઇત્યાદિ સહસ્ત્ર પ્રમાણો બ્રહ્મમાંથી જગત્ ઉત્પત્તિ કહે છે તે મિથ્યા ઠરશે. તેમજ એ બધા પ્રમાણો સગુણ બ્રહ્મ-માયિક બ્રહ્મનું વર્ણન કરે છે એ કહેવું પણ શ્રુતિ સ્મૃતિના અર્થથી વિરુદ્ધ છે એમ અમે પૂર્વે પ્રતિપાદન કરી ગયા છીએ કારણકે તમારે ત્યાં સગુણ બ્રહ્મ એ આત્યંતિક સત્ય વસ્તુ નથી માટે એ વસ્તુને પ્રતિપાદન કરનાર પ્રમાણ મિથ્યાજ ઠરે અને એ શ્રુતિઓની હત્યાજ ઠરે ! આવો પ્રમાણ ભેદ શાંકર કલ્પિત માયાવાદ સિવાય બીજે કાંયે દીઠામાં આવતો નથી. માટે શ્રુતિ સ્મૃતિ સૂત્રો તો પ્રસિદ્ધ શુદ્ધ બ્રહ્મનુંજ પ્રતિપાદન કરે છે નહિ કે અતાત્ત્વિક-અશુદ્ધ-માયોપહિત સગુણ-ગુણાધીન બ્રહ્મનું. બ્રહ્મનું કાર્ય એવા જગત્‌ને અનિત્ય કહેવાથી બ્રહ્મ પણ અનિત્યજ ઠરે. જગતમાં વિકાર પરિણામ, પરિવર્તન ઇત્યાદિ જોવામાં આવે છે માટે જગત્ અસત્ય છે એમ કહેવું પણ વૃથા છે. કારણકે પરિણામાદિ બ્રહ્મની સ્વેચ્છાથીજ બ્રહ્મની આવિર્ભાવ તિરોભાવ શક્તિ દ્વારા થયા કરે છે તેથી કાંઇ કાર્ય જગત્ અસત્ય નથી. 'तत् एतत् अक्षयं नित्यं जगत् मुनिवर! अखिलम्' એ પણ જગતની નિત્યતામાં પ્રમાણ છે. બ્રહ્મ વ્યતિરિક્ત પ્રકૃતિ-માયા-અવિદ્યા માનવાથી દ્વૈતજ થાય, તેમ બ્રહ્માધીન

બ્રહ્મથી ભિન્ન પ્રકૃતિ સ્વીકારવાથી પણ દ્વૈતજ ઠરે અને બ્રહ્મનું સામર્થ્ય-ઐશ્વર્યત્વ સ્વાતંત્ર્ય કુંઠિતજ ઠરે એ અમે પૂર્વે પુનઃ પુનઃ પ્રતિપાદન કરીગયા છીએ એટલે તેનો વિસ્તાર ન કરતાં એટલુંજ કહીશું કે 'જગત્‌નું મૂળ પ્રકૃતિ અથવા માયા જે ચંચળ તથા વિનાશી છે અને પરબ્રહ્મને આધીન છે' એ પક્ષનો નિરાસ સમજી લેવો. તેમજ તમારે ત્યાં પરબ્રહ્મ જેને આધીન પ્રકૃતિ-માયા-અવિદ્યા છે એમ જે તમે કહો છે તે પરબ્રહ્મ તો તમારા મતમાં અવિદ્યા-માયા-પ્રકૃતિનું કાર્ય છે તો કારણરૂપ એવી પ્રકૃતિ-માયા, કાર્યરૂપ-સગુણ-માયોપહિત પરબ્રહ્મને આધીન કેવી ? આ વદતોવ્યાઘાત છે. તાર્કિક રીતે અજ્ઞપુરુષોને ઠગવાની યુક્તિ માત્ર છે. માટે પરબ્રહ્મને આધીન એવી પ્રકૃતિ દ્વારા-પરબ્રહ્મ પોતાના સત્ય સંકલ્પથી માત્ર અવ્યક્ત મૂળ પ્રકૃતિને નામરૂપ ઉપાધિસ્વરૂપે વ્યક્ત કરે છે એ પક્ષ પણ અસંગત અને તમારા મતથી ખોટો ઠરે છે. તેમજ પરબ્રહ્મને જો તમે શુદ્ધ બ્રહ્મ-તાત્ત્વિક બ્રહ્મના અર્થમાં કહેતા હો તો તે શુદ્ધ બ્રહ્મ સત્ય સંકલ્પત્વ વિ. ધર્મોને લઈને સગુણ-સધર્મક બ્રહ્મ ઠરશે જે તમારા મતથી વિરુદ્ધ છે. આમ વદતો વ્યાઘાત સ્વીકારવા કરતાં શ્રુતિ સ્મૃતિ સૂત્રાનુસાર પરબ્રહ્મનેજ-શુદ્ધબ્રહ્મનેજ-જગતકર્તા સ્વીકારવામાં શું ક્ષતિ થાય છે ? તે તો શંકર ભગવાનજ જાણે. જગત્‌માં વિકારાદિ પ્રતીત થાય છે માટે બ્રહ્મ વિકારી થઈ જશે, પ્રકૃતિના ગુણોનું બ્રહ્મમાં સાંકર્ય થઇ જશે ઇત્યાદિ ભીતિ પણ વૃથા છે. કારણ કે અમારા મતમાં બ્રહ્મ સમ્પૂર્ણ સામર્થ્ય-વાન અને સ્વતંત્ર છે એટલે કાર્ય જગત્‌ના વિકારો પ્રકૃતિના ગુણોનો સંબંધ બ્રહ્મને લેશ પણ થતો નથી અને બ્રહ્મ સદા સર્વદા અલિપ્ત અને અવિકૃતજ રહે છે એજ એનું અચિંત્ય ઐશ્વર્ય અને અનવગાહ્ય માહાત્મ્ય છે, જે નાસ્તિક માયાવાદીને પ્રતીત થઈ શકે એમ નથી. सत्त्व रजस्तमइति निर्गुणयस्य गुणास्त्रयः। स्थिति सर्ग निरोधेषु गृहीता मायया विभोः। (૨-૫-૧૮) એ શ્રીમદ્‌ભાગવતના શ્લોક ઉપરના શ્રીસુબોધિનીજી જુઓ. વિકૃતિ વગર કાર્ય થઈજ શકે નહિ, કાર્ય વિકૃત હોય તો તેનો દોષ કારણને પણ લાગેજ ઇત્યાદિ પ્રલાપ દુરાગ્રહ પુરતોજ છે. વસ્તુતઃ લોકમાં પણ કામધેનુ, ચિંતામણિ, યોગી, મૃત્તિકા, ઇત્યાદિ અનેક ઉદાહર-ણોથી એમજ સિદ્ધ થાય છે કે બ્રહ્મ જગત્ કર્તા હોવાથી કાર્યગત્ વિકૃતિ બ્રહ્મમાં લેશ પણ આવતી નથી એજ એનું સમ્પૂર્ણભવનસામર્થ્ય બતાવે છે. જુઓ વ્યાસસૂત્ર 'विकार शब्दात् इतिचेन्न प्राचुर्यात्' એમાં સૂત્રકાર સ્પષ્ટ રીતે વિકૃતિનો નિષેધ કરે છે માટે કેવળ દુરાગ્રહથી એમ કહેવું કે જગતમાં પ્રતીત થતાં વિકારો ને લઈને, બ્રહ્મને જગત્ કર્તા સ્વીકારવાથી, બ્રહ્મ પણ વિકૃત થઈ જશે, જડ બની જશે, ગુણોનું બ્રહ્મમાં સાંકર્ય થઇ જશે ઇત્યાદિ કલ્પનાઓ અસત્ છે, અને એવું કહેનાર નાસ્તિક છે. વિકૃતિની ભીતિએ બ્રહ્મને અકર્તા કહી બ્રહ્મથી ભિન્ન એવી માયા, અવિદ્યા, પ્રકૃતિ સ્વીકારવાથી નાસ્તિક મતમાં પ્રવેશ થાય છે અને તેટલે અંશે દ્વૈતવાદ ગણાય છે.

માટે પૂર્વ પક્ષીએ કહેલું "શ્રીવલ્લભાચાર્ય સિવાયના બધાજ આચાર્યોએ સૃષ્ટિકાર્યમાં શુદ્ધ બ્રહ્મના પરિણામની ઉપેક્ષા કરી છે તથા શરીર, શકિત વિ. ઇતર સાધનની અપેક્ષા બતાવી છે, ને તેથી તેઓ આડકતરી રીતે શાંકરમતનેજ ટેકો આપે છે" એ કહેવું વૃથા છે, પ્રશંસા માત્ર છે. વસ્તુતઃ જેના મતમાં બ્રહ્મને જેટલે અંશે શરીર, શકિત, પ્રકૃતિ વિ, ની સહાય્ય લેવી પડે છે અપેક્ષા રહે છે એમ કહે છે તેના મતમાં તેટલે અંશે બ્રહ્મનું સમ્પૂર્ણ ઐશ્વર્ય અને સ્વાતંત્ર્ય કુંઠિતજ થાય છે અને તેટલે અંશે તે મત અવૈદિકજ ઠરી, ઈશ્વરના સામર્થ્યમાં અશ્રદ્ધાજ પ્રતીત કરાવે છે. આથી બ્રહ્મ જો જગત્ કર્તા હોય કે જગતરૂપે પરિણામ પામે તો તેનામાં વિકૃતિ આવે એ પક્ષનો નિરાસજ સમજી લેવો. નિરાકાર નિર્ગુણ બ્રહ્મનું પરિણામ સંભવે નહિ એમ કહેવું પણ વૃથા છે. 'आत्मकृतेः परिणामात्' સૂત્રમાં સ્પષ્ટ આત્મા બ્રહ્મનું પરિણામ કહ્યું છે. નિર્ગુણ અને નિરાકારનો અર્થ તમે જે કરો છો તેમ નથી. પ્રાકૃત આકાર અને પ્રાકૃત ગુણ રહિત તે નિરાકાર અને નિર્ગુણ અને એવા બ્રહ્મનું પરિણામ સૂત્ર સ્પષ્ટ કથે છે. પરિણામ છતાં પણ વિકૃતિ થતી નથી એમ અમે પૂર્વે સિદ્ધ કરેલું છે. 'તેણે પોતાના આત્માને જગતરૂપ કર્યું' એ શ્રુતિનો તમે જે અર્થ કરો છો તે ખોટો છે. એમાં તો સ્પષ્ટ એટલુંજ કથ્યું છે કે બ્રહ્મ-ઇતરની અપેક્ષા વિના-પ્રકૃતિ-માયા-અણુ-શરીર કશાની પણ સહાય્ય-અપેક્ષા વિના સ્વયં જગતરૂપ થાય છે. તમે કહો છો તેમ સર્વ જગત્ કેવળ આત્મરૂપે સત્ય છે, કારણકે તે આત્મા એટલે પરમાત્માથી વ્યાપ્ત છે પણ આત્માથી વ્યતિરિક્ત જડ અનાત્મા અસત્ય ઠરે છે એમ એ શ્રુતિ કહેતી નથી. જો તમારા કહેવા પ્રમાણે હોય તો અનાત્મા, જડ, આવ્યું કયાંથી? અનિર્વચનીય માયા-પ્રકૃતિથી પ્રતીત થાય છે, વ્યવહાર થાય છે એ કહેવું અસત્ય છે, કારણકે આરંભમાં પૂર્વે એકજ અદ્વિતીય બ્રહ્મ હતું તો અનિર્વચનીય માયા આવી કયાંથી? આમ માનવાથી તો દ્વૈતવાદ થાય અને બ્રહ્મ સદા-સર્વદા માયા બદ્ધજ રહે અને જગત્ કર્યાજ કરે એમ અનવસ્થા દોષ પ્રાપ્ત થાય. તેમજ શ્રુતિ સૂત્રોનો વિરોધ તો સ્પષ્ટજ છે. 'હું સર્વ જગતનો પ્રભવ છું,' 'આ સર્વ નિશ્ચય બ્રહ્મ છે,' 'જેમાંથી જગતના જન્માદિ થાય છે' ઇત્યાદિ સહસ્ર પ્રમાણોનો વિરોધ આવે છે. પણ તમારે તો વૈદિક પ્રમાણો માનવાજ કયાં છે? લૌકિક યુકિત પ્રયુકિતથી પોતાનો કપોલ કલ્પિત મત સિદ્ધ કરવોછે અને બને ત્યાં થોડાક શ્રુતિ સૂત્રોના વ્યાકરણ તથા શબ્દના સહજ નિયમથી સિદ્ધથતાં અર્થને ઉડાવી પોતાનો કલ્પિત મત આગળ કરવો છે, એવા નાસ્તિક વાદીને બીજું શું કહીએ? નામરૂપાત્મક દશ્યો-વસ્તુઓ આપણાથી જુદી પ્રતીત થાય છે તેનું કારણ જો જીવનની અનાદિ અવિદ્યા, અધ્યાસ હોય તો, એવી અનાદિ અવિદ્યા આવી કયાંથી? બ્રહ્મ વ્યતિરિક્ત કોઇ પદાર્થજ આરંભમાં નહોતો તો એવી અનાદિ

અવિદ્યાને માનવાનું પ્રયોજન શું? એવી તે કેવી અવિદ્યા કે જે નથી તેને છે એવી પ્રતીતિ કરાવે છે? એવો તે તમારો અવિદ્યામાં કેવો મોહ કે જે જ્ઞાનરૂપ બ્રહ્મને 'નથી' તેને 'છે' એમ પ્રતીત કરાવે છે? આવી બ્રહ્મની અધોગતિ કરનારી અવિદ્યા કેવી? આવા વાદને તે શું કહેવું? આવો મત નાસ્તિક મત નહિ તો બીજું શું? બ્રહ્મમાં અવિદ્યા શક્તિ સ્વીકારવાથી બ્રહ્મ અશુદ્ધ બની જાય, આવિદ્યક ઠરે અને બ્રહ્મથી પૃથક્ અનાદિ સ્વતંત્ર અવિદ્યા-માયા-પ્રકૃતિ, બ્રહ્મ સ્વરૂપને વિસ્મૃત કરી દઇ અસત્ પ્રતીતિ કરાવે છતાં બ્રહ્મ શુદ્ધ રહે એમ કહેવું એ પોતાના મતની મિથ્યા પ્રશંસા અને ઇતરનો દ્વેષ સ્પષ્ટ નથી બતાવતું, તો બીજું શું બતાવે છે? પ્રભુનું પૂર્ણ સામર્થ્ય, સ્વાતંત્ર્ય નહિ સ્વીકારતાં બ્રહ્મ અવિદ્યા શક્તિને લીધે આવિદ્યક અશુદ્ધ બની જાય, પરિણામ પામે તો વિકૃતિ આવે એવા પ્રકારના દુરાગ્રહથી, તમારી બુદ્ધિથી બ્રહ્મનું સ્વરૂપ નક્કી કરવું એ નાસ્તિકતા નહિ તો બીજું શું? બ્રહ્મ સ્વરૂપ શ્રુતિ સ્મૃતિ સૂત્રો જે કહે છે તે નહિ સ્વીકારતાં તમારી પરિમિત બુદ્ધિથી બ્રહ્મસ્વરૂપમાં દોષો માનવા એ શાસ્ત્ર પ્રત્યે તમારી અશ્રદ્ધા નહિ તો બીજું શું સૂચવે છે? માટે બ્રહ્મ પરિણામ પામ્યા છતાં પણ શુદ્ધજ રહે છે, અવિકૃતજ રહે છે કાર્યગત્ વિકૃતિના દોષો એને લેશ પણ પ્રાપ્ત થતાં નથી એ સુવર્ણ યોગી કલ્પવૃક્ષ ઇત્યાદિ અનેક ઉદાહરણો વડે સિદ્ધ થાય છે છતાં બ્રહ્મ પરિણામ પામે તો તેનામાં વિકૃતિ આવે, બ્રહ્મ વિકૃત થઇ જાય એ ભીતિ અને દુરાગ્રહ અસ્થાને છે. તમે કહો છો કે નિર્ગુણ બ્રહ્મ એજ પરમ, નિરપેક્ષ, 'Absolute Real' સત્યતત્ત્વ છે, જે જગત્‌ના તમામ પદાર્થો સાથે અનન્ય સંબંધ ધરાવે છે તો આ તમારા કથનાનુસાર તો એમ સિદ્ધ થાય છે કે જગત બ્રહ્મની સાથે અનન્ય છે, જે તમારા સિદ્ધાંતથી વિરુદ્ધ છે. આ કેવા પ્રકારનો વદતોવ્યાઘાત? તમારે ત્યાં તો કાર્ય જગત્ મિથ્યા છે-અલીક છે-સ્વપ્ન છે તો એવા અસતનો વસ્તુતઃ નહિ એવાનો બ્રહ્મની સાથે અનન્ય સંબંધ કેવો? અનન્ય સ્વીકારી લો તો સારૂં, તો પછી બ્રહ્મવાદીની સાથે દ્વેષ ક્યાં રહ્યો? વળી અનન્ય સંબંધ સ્વીકારી નિર્ગુણ બ્રહ્મની સત્તાથીજ તમામ પદાર્થો કાર્યો કરી શકે છે એમ કહેવામાં તમારૂં નિર્ગુણ બ્રહ્મ સધર્મક થઇ જાય છે જે તમારા સિદ્ધાંતથી વિરુદ્ધ છે તેનો વિચાર કર્યો છે ખરો કે? આખા પુસ્તકમાં તમે વદતોવ્યાઘાત પદ્ધતિ સ્વીકારી છે તેનું તમને ભાન છે ખરૂં કે? શાંકર મતમાં તો સત્તાત્મક બ્રહ્મ સગુણ બ્રહ્મ-માયોપહિત બ્રહ્મ કહેવાય છે જે માયાનું કાર્ય છે અને માયા એ સગુણ બ્રહ્મની તેમજ નિર્ગુણ બ્રહ્મની ઉભયમાંથી એકેની શકિત નથી કારણ કે નિર્ગુણ બ્રહ્મ અત્યંત નિર્ધર્મક છે, નપુંસક છે, સગુણ બ્રહ્મ માયાનું કાર્ય છે અને કાર્ય પહેલાં કારણ અવશ્ય હોવુંજ જોઈએ એ નિયમાનુસાર માયાને તમારે નિર્ગુણ-તેમજ સગુણ બ્રહ્મથી ભિન્ન પદાર્થ સ્વીકારવો પડશે જે સ્વીકારતાં તમારો દ્વૈત

અને નાસ્તિક મતમાં પ્રવેશ થાય છે, તેનું ભાન છે ખરૂં કે? માટે લોકોને વ્યામોહ કરવાં કહેવું કે નિર્ગુણ બ્રહ્મની સત્તાથી-નિયંતાપણાથી-જગત્‌ના તમામ પદાર્થો કાર્ય કરે છે અને તે પદાર્થોનો નિર્ગુણ બ્રહ્મની સાથે અનન્ય સંબંધ છે એ તમારા સિદ્ધાંતથી વિરુદ્ધ છે, એવો સિદ્ધાંત તો બ્રહ્મવાદીનો છે, માટે તમે તમારોજ મત પુરેપુરો સમજ્યા નથી તો બીજાના મતની શી વાત? જગત્‌નું સત્યત્વ નહિ સ્વીકારવાને લીધેજ તમારે વ્યવહાર પરમાર્થ એમ ભિન્ન ભિન્ન અવસ્થા કલ્પવી પડે છે. 'तदनन्यत्व' અધિકરણમાં 'અનન્યત્વ' નો અર્થ તમે જેમ 'મિથ્યાત્વ' કરો છો તેમ નથી. તેમ હોય તો એકના વિજ્ઞાન વડે સર્વનું વિજ્ઞાન એ પ્રતિજ્ઞામાંજ વિરોધ આવે, સર્વ તો મિથ્યા છે તો કયા સર્વનું વિજ્ઞાન શ્રુતિને કરાવવું રહ્યું? સંવેષ્ટિત પટ અને વિસ્તૃત પટ જેમ અનન્ય છે, ભિન્ન નથી, જેમ ગુંચળું વાળી બેઠેલો સર્પ અને લાંબો સર્પ ભિન્ન નથી, તેમજ આવિર્ભાવ તિરોભાવ વડે બ્રહ્મ જગત્‌ની અનન્યતા છે. જેમ પ્રાણાપાનના નિયમન અનિયમન વડે પ્રાણ ભેદ કહેવાતો નથી તેમજ બ્રહ્મ-જગત્‌નો ભેદ કહેવાય નહિ. આજ અર્થમાં 'અનન્યત્વ' શબ્દ સૂત્રકારે યોજ્યો છે તમે કહો છો તે અર્થમાં 'મિથ્યાત્વ' ના અર્થમાં નહિ. 'मायामात्रं' એ સૂત્રમાં સ્વપ્ન સૃષ્ટિને મિથ્યા કહી છે એમ તો તમે સ્વીકારોજ છો પણ સાથે સાથે જાગ્રત સૃષ્ટિને પણ તે ન્યાયે મિથ્યા કહો છો તે વૃથા છે. જગત્ જો પરમાર્થતઃ મિથ્યા હોય તો પછી બ્રહ્મ અને જગત્‌નો અનન્ય સંબંધ કેવો? અમે પૂર્વે જગત્‌નું બ્રહ્મ સાથે અનન્યત્વ સિદ્ધ કર્યું છે પણ મિથ્યાત્વ નહિ, માટે પણ જગત્ પરમાર્થતઃ મિથ્યા નથીજ. તેમજ 'वैधर्म्याच्च न स्वप्नादिवत्' એ સુત્રમાં જગત્‌ને સ્વપ્ન સૃષ્ટિથી સ્પષ્ટ ભિન્ન કહ્યું છે. તમે કહો છો તેમ અકૃત્સ્નતાના સમાન લિંગથી મિથ્યા કહ્યું નથી પણ વિધર્મવાળું કહી અસમાન ધર્મને લીધે ભિન્નજ કહ્યું છે વળી તમે જુદી જુદી ચાર સૃષ્ટિ કહો છો એવું વર્ણન કોઈ પણ શાસ્ત્રમાં નથી પણ તમારા પોતાના કરેલાં-કહેલાં માયાવાદ શાસ્ત્રમાંજ છે. ગીતાકારતો 'असत्यं' એ શ્લોકમાં જગત્ ને અસત્ય, મિથ્યા કહેનારને સ્પષ્ટ આસુર કહે છે. જગત્ અસત્ય તો મોક્ષ પણ મિથ્યા, મોક્ષ પ્રવૃત્તિનો પણ વ્યાઘાતજ. સત્પ્રવૃત્તિ માત્ર મિથ્યા ઠરી વૃથા થઈ જાય. મિથ્યા જગત્‌માં રહી મિથ્યા જગત્‌માં બ્રહ્મ સત્યમ્ કહેવું એ પણ મિથ્યા છે. જગત્, જીવ અને મોક્ષ સંબંધમાં અરવિંદ ઘોષના વિચારો નીચે પ્રમાણે જાણવા જેવા છે તે વાંચકની જાણ સારૂ અમે લખીએ છીએ.

"કેટલાક સંપ્રદાયવાળા (માયાવાદી) પ્રભુના માત્ર નિર્ગુણ-અસંગ-અવ્યક્ત સ્વરૂપને જાણી તે સ્વરૂપને પામવું તેનેજ મોક્ષ કહે છે. જગત્‌ને છોડી-પ્રભુના એવા અવ્યક્ત સ્વરૂપમાંજ લય થવું તે પ્રભુ પદની પ્રાપ્તિ કહેવાય નહિ, ત્યાં મોક્ષનું સુખ મળશે નહિ. કારણ કે ત્યાં સુખ લેનાર અને સુખ એવા બે તત્ત્વો રહેતા નથી. એ લ્હાજ મેળવવા માટે જો કર્તવ્ય હોય તો મનુષ્ય જીંદગીનો હેતુ

[illegible] જણાશે નહિ. કારણ કે એવા સ્વરૂપમાં લય થતાં કોઈ જાતનું જીવન રહેશે નહિ. એવા નિર્ગુણ સ્વરૂપમાં અનંત શક્તિ રહેલી છે. જીવ અને જગત્ પણ તેમાં-જેમ વૃક્ષ બીમાં રહે છે તેમ-રહેલ હોવાં જોઈએ. કારણ કે નહિતર તે તેમાંથી ઉત્પન્ન થઈ શકે નહિ. માયાથી પણ જીવ અને જગત્ થઈ શકે નહિ, કારણ કે માયા પણ સત્-ચિત્-આનંદ પ્રભુની ચિત્ શક્તિ છે અને તેથી પ્રભુના સ્વરૂપની અંદર રહેલી વસ્તુઓને બહાર દેખાડ્યા વગર રહેશે નહિ. માયા છે-માયા નથી એમ બે પ્રકારનાં માયાનાં સ્વરૂપ કહી શકાય નહિ. અમે કહીએ છીએ કે માયા છે અને તે પ્રભુની અનંત શક્તિ છે અને તેથી જગત્ પણ નિત્ય હતું અને નિત્ય રહેશે. તે પણ પ્રભુનું સ્વરૂપ હોવાથી અનંત વખત તેની ઈચ્છાનુસાર આવિર્ભાવ-તિરોભાવ પામ્યા કરશે. જેની અંદર જીવ અને જગત્ આવી રીતે રહ્યાં છે એવું પ્રભુનું સ્વરૂપ જોતાં છતાં જીવ અને જગત્ મિથ્યા છે એમ કહી શકાય નહિ. પ્રભુની શક્તિને માયા કહીએ, શક્તિ કહીએ, પ્રકૃતિ કહીએ, મોહ કરનાર અજ્ઞાન કહીએ અથવા ઉત્પન્ન કરનાર ચિત્ શકિત કહીએ, જ્ઞાન શક્તિ કહીએ, ક્રિયા શક્તિ કહીએ, આ બધાનો એજ અર્થ થાય છે કે પ્રભુ પોતાની શક્તિથી પોતાનું આખું સ્વરૂપ બહાર લાવે છે, અને તે શકિત પ્રભુનીજ હોવાથી અનાદિ અનંત હોવાથી પ્રભુને બરાબર દેખાડ્યા વગર રહેશે નહિ; તેથી પ્રભુના માત્ર નિર્ગુણ સ્વરૂપમાં લય થવાથી જીવ તે દશામાં રહી શકશે નહિ એટલે કે મુક્ત થઈ શકશે નહિ. છતાં ધારો કે રહે તો તેનો શું અર્થ થાય ? અને તે દશામાં જીવ તત્ત્વ મટી જવાથી કોણે મોક્ષ મેળવ્યો ? એમ માનીએ કે નિર્ગુણ બ્રહ્મ પોતાની માયાથી-કલ્પનાથી પોતાને જીવ માન્યા પછી તે કલ્પના છોડી દઈ મુક્ત થયેલ છે, પણ માયા નિત્ય સિદ્ધ હોવાથી ફરીથી તે માયાથી, તે કલ્પનાથી દુઃખી જીવ ભાવને નહિ પામે તેની ખાત્રી શું ? અમને લાગે છે કે જીવ અને જગત્ પણ પ્રભુનીજ શક્તિ હોવાથી પ્રભુ સ્વરૂપ છે અને માયામય ન હોવાથી, સત્-ચિત્ આનંદ પ્રભુ, જીવ અને જગત્રૂપે નિત્ય સગુણ અવસ્થામાં અને અવ્યકત અસંગરૂપે નિર્ગુણાવસ્થામાં-બન્ને સ્થિતિ એકી સાથે ધારણ કરતા હોવાથી જ્યાં સુધી તે બન્ને સ્વરૂપનો અનુભવ ન થાય ત્યાં સુધી જ્ઞાન પરિપૂર્ણ થશે નહિ. ઉંચામાં ઉંચી દશાએ જતાં પણ જીવ અને જગત્ના તત્ત્વનો નાશ થતો નથી. અમારા અનુભવથી એમ લાગે છે અને ઉપનિષદમાં કહ્યું છે કે જગત્ની ઉત્પત્તિ, સ્થિતિ, અને લય ત્રણે બ્રહ્મમાં થાય છે. બ્રહ્મ સર્વમાં, સર્વ બ્રહ્મમાં અને સર્વ બ્રહ્મ એ ત્રણ પ્રકારનો અનુભવ એજ ખરૂં આત્મજ્ઞાન છે. માયાવાદ કહે છે કે સર્વ મિથ્યા છે, માત્ર બ્રહ્મજ સત્ય છે. આ સંપ્રદાય કેવલ અદ્વૈતવાદ કહેવાય છે પણ ખરી રીતે તો તે માયા-

વાદ છે. ઉપનિષદના ખરો અદ્વૈતવાદ કહે છે કે 'सर्वं खल्विदं ब्रह्म' એટલે સર્વ એક છે એમ સ્વીકારે છે, તે સર્વનું ઐક્ય કરે છે. અદ્વૈત સાક્ષાત્કાર સચ્ચિદાનંદ સ્વરૂપ જોતાં જણાશે કે જગતરૂપે આવિર્ભાવ થયેલ પણ પોતેજ છે. જીવરૂપે તેમાં રમતા પણ પોતેજ છે અને જીવ જગત્ ઉપર રહેલ શુદ્ધ સ્વરૂપ પણ પોતેજ છે. આ વસ્તુ સ્થિતિ અનુભવથી સાચી લાગે છે, અને તેથી મિથ્યા હોઈ શકે નહિ. એવી બે જુદી સ્વતંત્ર વસ્તુ નથી કે જયાં એક શુદ્ધ બ્રહ્મ, નિત્ય સિદ્ધ સ્વયંજયોતિ છે અને બીજી માયા છે તે બ્રહ્મથી જુદી છે અને ફક્ત જીવ અને જગતને ઓળખાવે છે. એ તો દ્વૈતવાદ થયો. તેના એકજ સ્વરૂપને માનવું તેનો એવો અર્થ થાય છે કે જાણે કે પ્રભુનું સ્વરૂપ કેમ આપણી કલ્પનાથી નક્કી થતું હોય. પ્રભુને એવી રીતે આપણી કલ્પના ઉપર પરતંત્ર કરી શકીએ નહિ. બ્રહ્મ અનેક રૂપે થયાં છતાં એક રૂપે તે મટતો નથી. એક રૂપે રહીને અનેક રૂપ લઇ શકે છે, તેજ સાચામાં સાચું સત્ય છે કે જેનો બરાબર અનુભવ થાય, જેના સમગ્ર સ્વરૂપનું જ્ઞાન થાય તો બાકી ન જાણ્યું તેવું આ જગત્માં કાંઇ રહેતું નથી કારણ કે તે સર્વ છે. "यस्मिन् विज्ञाते सर्वं विज्ञातम् ।" ઉપલા સર્વ વિચારોથી વાચકની સહજ પ્રતીતિ થઇ રહેશે કે જગત્ કોઇ પણ રીતે મિથ્યા નથી તેમજ બ્રહ્મ જગતરૂપ, અનેક રૂપ થયાં છતાં તેનો ઉચ્છેદ થઈ જતો નથી. બ્રહ્મ એવું પરિપૂર્ણ છે કે પૂર્ણમાંથી પૂર્ણ લઈ લેતાં

પણ પૂર્ણજ સ્વરૂપે રહે છે. જગત્રૂપે દેખાતા બ્રહ્મને સ્વપ્ન કહેવું, મિથ્યા કહેવું, અવસ્તુ કહેવું એ બનતું નથી. બ્રહ્મ સર્વ વ્યાપક હોવાથી સર્વત્ર અનુભવમાં આવે છે. દ્રષ્ટા પણ તે છે. દશ્ય પણ તે છે. તે સર્વ વસ્તુમાં છે. સર્વત્ર છે એટલુંજ નહિ પણ સર્વ વસ્તુ તેનુંજ રૂપ છે. માયાવાદી કહે છે કે "શાંકર મતમાં વ્યવહારની આધ્યાસિક ઉપયોગીતા સ્વીકારવામાં આવી છે, પણ વ્યવહારને જગતને સંસારને અલીકવત્ ગણી ઉડાવી દેવામાં આવ્યો નથી. જગત્ની દરેક વસ્તુ કે જેને નામરૂપ આપવામાં આવે છે તે માત્ર જગત્નો વ્યવહાર ચલાવવા પુરતી સાચી હોય છે પણ તે કાંઈ તાત્ત્વિકરૂપે, તાત્ત્વિકદૃષ્ટિથી સત્ય નથી." આમ માયાવાદી વ્યવહાર પરમાર્થદશા ઉપજાવી વ્યવહારને તો પરમાર્થતઃ મિથ્યાજ કહે છે એટલે તત્ત્વતઃ નામરૂપે વ્યવહાર થતું જગત્ મિથ્યાજ છતાં અજ્ઞાન અવસ્થામાં વ્યવહારનું ઉપયોગીપણું સ્વીકારી તેને સત્ય કહે છે એ પણ વદતોવ્યાઘાતજ છે. તત્ત્વાર્થવાદ થાય ત્યા વળી વ્યાવહારિક સત્ય, પારમાર્થિક સત્ય એવા ભિન્ન ભિન્ન સત્ય કયાંથી આવ્યા? એ તો તમારા સિદ્ધાંતની નિર્મોલ્યતા બતાવે છે અને તેને ઢાંકવાને ખોટી યુકિત માત્ર શોધી કાઢી છે. શ્રુતિ તો આજ્ઞા કરે છે કે "[illegible]

वै नामरूपयोर्निर्वहिता ते यदन्तरा तद्ब्रह्म ॥ જે આકાશ નામરૂપ કર્તા છે તેજ આત્મા અને બ્રહ્મ છે. 'नामरूपे व्याकरोत्' નામરૂપને વિસ્પષ્ટ કરતી, ઇત્યાદિ અનેક પ્રમાણો બ્રહ્મકૃત નામરૂપનું પ્રતિપાદન કરે છે છતાં તમે અજ્ઞાનને–અધ્યાસને આગળ કરો છો. તેમાં અનેક દોષો આવે છે. પ્રથમ તો નામરૂપે વ્યવહારાતું જગત્‌નું મૂળ અજ્ઞાન ક્યાંથી આવ્યું ? અજ્ઞાનને તો તમે બ્રહ્મથી પૃથક્ સ્વીકારેલું છે એટલે દ્વૈતવાદ થાય છે. એનો અર્થ તો એટલોજ થાય છે કે બ્રહ્મ અજ્ઞાનને લઈને–અધ્યાસને લઈને–પોતાના સર્વજ્ઞ સ્વરૂપને ભૂલ જઈને અસત્ નામરૂપે વ્યવહારાય છે, આમ માનવું એ પ્રભુના સર્વજ્ઞ સ્વરૂપને તિલાંજલિ આપી પ્રભુને અજ્ઞાનાધીન બનાવી તેના ઐશ્વર્ય અને સ્વાતંત્ર્યમાં અશ્રદ્ધા બતાવી પરિણામે નાસ્તિકતા ઉત્પન્ન કરે છે. બ્રહ્મ પોતાની શક્તિથી જગત્‌માં ક્રિયામય થઈ જવાથી પોતે પોતાને ખોઈ બેસતું નથી. પોતાના મૂળ સ્વરૂપે તે એવું'ને એવુંજ રહે છે. શુદ્ધ સ્વરૂપે તે અખંડજ છે. માટે નામરૂપે વ્યવહારાતું જગત્ પણ બ્રહ્મજ છે, બ્રહ્માભિન્ન છે, બ્રહ્મકૃત છે. જે અસત્ છે તે માત્ર જીવે કલ્પેલી અહંતા મમતાજ છે, પણ પદાર્થ કાંઈ અસત્ નથી. પદાર્થ તો બ્રહ્મરૂપજ છે બ્રહ્મથી અનન્ય:છે. જીવે કલ્પેલી અહંતા મમતા એ સંસાર કહેવાય છે અને તે મિથ્યા છે. માયાવાદીને ત્યાં જગત્ સંસાર ભેદ નથી. જગત્ સંસાર ભેદ આટલો પ્રત્યક્ષ છતાં તે વાદી ભ્રાંત થઈ ભગવત્કાર્યરૂપ જગત્‌ને પણ મિથ્યા કહે છે. સંસાર અસત્ એટલે કાંઇ માયાવાદી કહે છે તેમ "અહંતા મમતાત્મક ચૈતન્યરૂપ જીવ જેને વ્યવહારમાં 'અહંભાવ' સ્વાભાવિક રીતે રાખવોજ પડે છે" તે મિથ્યા છે એમ નહિ. ફક્ત જીવનું દ્વૈતજ્ઞાનજ, અહંતા મમતાજ મિથ્યા છે નહિ કે જીવ કે જગત્. જીવ અને જગત્ તો ઉભય શુદ્ધ બ્રહ્મનાજ સ્વરૂપો છે. ફક્ત બ્રહ્મ સ્વલીલાર્થેજ કોઈ જીવને વિદ્યા તો કોઇને અવિદ્યાનું દાન કરી પોતેજ સ્વતઃ રમણ કરે છે તેથી કાંઇ શુદ્ધ બ્રહ્મને અવિદ્યા સ્પર્શ કરી શકતી નથી. અવિદ્યા વડે જીવજ બદ્ધ થાય છે નહિ કે બ્રહ્મ. એતો માયાવાદીને ત્યાં અવિદ્યા વડે બ્રહ્મ બદ્ધ થાય છે. માટે જીવ કે જગત્ ઉભયમાંથી કોઇ પણ મિથ્યા કે અવિદ્યાનું કાર્ય નથી. વ્યવહારમાં જીવને જે 'અહંભાવ' થાય છે તે બ્રહ્મની અવિદ્યા શક્તિવડેજ થાય છે અને તે વ્યવહારજ અહંતા મમતાજ મિથ્યા છે નહિ કે જીવ કે જગત્. 'અહંકાર' કે અવિદ્યા વડે કાંઈ જીવ ઉત્પન્ન થતો નથી પણ તે તો શુદ્ધ બ્રહ્મનો શુદ્ધ અંશજ છે તેને બ્રહ્મકૃત અવિદ્યા લાગવાથી ભગવત્સ્વરૂપ એવા જગત્‌માં 'હું' અને 'મારૂં' એવો અધ્યાસજ થાય છે તેથી જગત્ અધ્યાસનું કાર્ય નથી પણ ભગવત્સ્વરૂપ એવા જગત્‌માં અધ્યાસરૂપે કરાતો વ્યવહાર કે જેને 'સંસાર' એવું નામ આપેલું છે તેજ મિથ્યા છે. અવિદ્યાનું કાર્ય છે. જીવના અજ્ઞાન સાથે બ્રહ્મ કે જગત્‌ને કાંઈ લેવા દેવા નથી; માટે વાદીએ કહેલું 'જો સાંસારિક જીવનું જ્ઞાન

મિથ્યા છે તો તેવા જ્ઞાનથી પ્રતીત થતું સમસ્ત જગત્ પણ મિથ્યાજ ઠરે' એ કહેવું ખોટુંજ છે કારણકે જીવનાજ્ઞાન સાથે જગત્‌ને કાંઇ લેવા દેવા નથી, જગતનો કર્તા કાંઇ જીવ નથી, જગત્ તો ભગવાનનું કાર્ય છે, ભગવદ્રૂપ છે. જીવ વિદ્યા પ્રાપ્ત કરે તો પણ જગત કાંઇ ચાલ્યું જતું નથી, ઉડી જતું નથી, તે તો તદવસ્થજ રહે છે, માત્ર અવિદ્યાવડે-અધ્યાસવડે થતો વ્યવહારજ નિવૃત્ત થઇ જાય છે નહિ કે જીવ કે જગત. અધ્યાસ નિવૃત્ત થતાં સંસાર નિવૃત્તિ થાય છે, જીવન્મુકિત થાય છે, દેહ, ઇંદ્રિય પ્રાણ, અંતઃકરણ સર્વનો અધ્યાસ માત્ર નિવૃત્ત પામે છે, દેહાદિ સ્વતઃ કાંઈ જતાં રહેતાં નથી કારણકે તે તો જગન્મધ્યપાતી છે, પણ તેનો અધ્યાસ જતો રહે એટલે કાંઈ દેહાદિ જતાં રહે એમ કાંઇ નથી; એટલે પણ સંસાર અને જગત્ ભિન્ન છે. જગત્ ભગવાનનું કાર્ય છે, સંસાર અહંતામમતાત્મક છે, તે જીવે અવિદ્યાથી કલ્પેલો છે, આ અવિદ્યા બ્રહ્મથી પૃથક્ અને અસત્ તત્ત્વ નથી જેમ માયાવાદી કહે છે તેમ, પણ શુદ્ધ બ્રહ્મની શક્તિ છે, અવિદ્યા શક્તિવડે કાંઈ બ્રહ્મ અવિદ્યાધીન બની જઈ આવિદ્યક થઇ જતું નથી પણ જેમ લોકમાં જાદુગર પોતાના મંત્ર સામર્થ્યથી લોકોને નજર બંધી કરી અન્યથા ખોટો દેખાવ બતાવે છે તેથી કાંઈ જાદુગર સ્વયં મોહ પામી પોતાનું સ્વરૂપ ભૂલી જતો નથી, તેમજ મંત્ર સામર્થ્ય પણ ખોટું નથી કારણ કે તેમ હોય તો લોકોને મોહ પમાડવાનું બની શકે નહિ તદ્વત્ બ્રહ્મ પણ પોતાની અવિદ્યારૂપી શકિતવડે જીવને મોહ પમાડે છે તેથી કાંઈ તે શકિત-અવિદ્યા શકિત બ્રહ્મને સુદ્ધાં કાંઇ મોહ પમાડી શકિત નથી અને તેના સ્વરૂપને ભૂલાવી દેતી નથી, તેમજ તે શકિત ખોટી પણ નથી તેમ હોય તો મોહ પમાડવાનું બની શકેજ નહિ માટે જીવને લાગેલી અવિદ્યા સાથે બ્રહ્મને કે જગત્‌ને કાંઇ સંબધ નથી. હવે માત્ર એકજ શંકાનો નિરાસ કરવો રહ્યો. બ્રહ્મને જીવને અવિદ્યા લગાડવાનું-મોહ કરવાનું પ્રયોજન શું? માત્ર લીલા. લીલા એ બ્રહ્મનો સહજ સ્વભાવ છે.

વાદી શંકા કરે છે કેઃ-" પ્રભુએ રમણાર્થે આ સૃષ્ટિ કરી તથા જગત્‌ની ઉત્પત્તિ ક્રીડા માટેજ છે, તો શું ઈશ્વિર પારણામાં ઝુલતું નાનું બાળક છે કે તે માત્ર ઢીંગલા ઢીંગલીની રમત રમવા સૃષ્ટિ સૃજે? શું સૃષ્ટિ રચવામાં પ્રભુનો ક્રીડા કરવાનોજ હેતુ છે? આતો ન્યાય મૂર્તિ ઈશ્વિરની મશ્કરી કરવા જેવું થાય છે. શું આપ્ત કામ ઈશ્વિરને ત્યાં કાંઇ ન્યૂનતા છે કે એને જગતરૂપે ક્રીડાભાંડ રમકડું રચી રમણ કરવાનું બાકી રહી ગયું?"

વેદપર સંપૂર્ણ આસ્થા રાખનાર આવી શંકા કરેજ નહિ. શ્રુતિ સ્વયં જગત્‌ને પ્રભુની રમણ સૃષ્ટિ કહે છે. 'स एकाकी न रमते, द्वितीयमैच्छत्। स ऐक्षत् स अकामयत्। एकोहं बहुस्याम प्रजायेय' આ બધી શ્રુતિઓ સ્પષ્ટતાથી જગત્‌ને

પ્રભુએ રમણાર્થે સૃજ્યું એમ આજ્ઞા કરે છે તેનો અસ્વીકાર કરી પોતાની કલ્પનાથી શું જાણે બ્રહ્મ સ્વરૂપ નક્કી થતું નહિ હોય તેમ શંકા કરવી એ અયોગ્ય છે. જો પોતાની કલ્પનાથીજ બ્રહ્મસ્વરૂપ નક્કી થતું હોય તો પછી પ્રમાણરૂપ વેદાદિ સત શાસ્ત્રોની જરૂરજ શું છે? અને દરેક વ્યક્તિ પોતાને મન માન્યું. કાલ્પનિક બ્રહ્મ સ્વરૂપનેજ માને તો બ્રહ્મ સાક્ષાત્કાર જેવી વસ્તુજ ન રહે. માટે વાદીએ કરેલી શંકા નિરસ્ત છે. ઉપબૃંહણાત્મક શ્રીમદ્ભાગવત તો સ્પષ્ટ ક્રીડાભાંડ શબ્દ યોજે છે, 'क्रीडा भांडमिदं विश्वम' સૂત્રકાર પણ 'लोकवत्तु लीला कैवल्यम' સૂત્રમાં બ્રહ્મ આપ્ત કામ હોવા છતાં પણ સૃષ્ટિ સૃજે છે એમ આજ્ઞા કરે છે. એજ એનું અનવગાહ્ય માહાત્મ્ય પ્રદર્શિત કરે છે. બ્રહ્મ રસસ્વરૂપ છે માટે વિવિધ રસ ભોગવવા વિવિધરૂપે વિહાર કરે છે, આ બધું પ્રાકૃત નથી. બ્રહ્મમાં કાંઇ પણ પ્રાકૃત માનવું એજ નાસ્તિકતાનું મુખ્ય લક્ષણ છે. શ્રુતિ સૂત્રો કાંઇ બ્રહ્મમાં પ્રાકૃતતાનો બોધ નથી કરતા પણ લોકવત્ પ્રાકૃતતાનું બ્રહ્મમાં ભાન થાય તેનો નિષેધ કરે છે, નહિ તો વેદાદિ શાસ્ત્રોની અલૌકિકતાજ શું? તમે પણ ગૌડપાદની કારિકા આપી સૃષ્ટિ રચવી એ દેવનો, આપ્ત કામ હોવા છતાં પણ, સહજ સ્વભાવ છે એમ સ્વીકારો છો. તો દેવ શબ્દ दिव ધાતુ ઉપરથી સિદ્ધ થાય છે અને 'दिव' ધાતુ ક્રીડાર્થમાં છે તેનો કાંઇ વિચાર કર્યો છે ખરો કે? કે જ્યાં ત્યાં વદતોવ્યાઘાતજ કરવો. વળી સૃષ્ટિ રચવી એ પરમેશ્વરનો સહજ સ્વભાવજ હોય તો બ્રહ્મ સદા સર્વદા સૃષ્ટિ રચ્યાજ કરશે. તેનો અંતજ નહિ આવે અને પ્રલયાદિનું જે વર્ણન શાસ્ત્રમાં કહેલું છે તે વૃથા ઠરશે. તેમ બ્રહ્મ સ્વભાવને વશ રહેવાથી તેટલે અંશે તેનું નિરંકુશ સ્વાતંત્ર્ય ખંડિત જ થાય. પણ આમ નથી. પ્રભુ જ્યારે સ્વાત્મ રમણેચ્છા કરે છે ત્યારે જગત્નો સર્વ સુખાવહ લય થાય છે. વાદી કહે છે તેમ જો સૃષ્ટિ કરવી એ એનો સ્વભાવજ હોય, અને બાહ્યક્રીડા કરવી હોય ત્યારે જગત્નો પોતાનામાંથી આવિર્ભાવ કરે છે, અને આંતર, સ્વાત્મ ક્રીડા કરવી હોય ત્યારે લય કરે છે એ સિદ્ધાંત ન હોય તો, 'હુંજ સર્વ જગત્નો પ્રભવ અને પ્રલય છું', ઇત્યાદિ અનેક પ્રમાણોનો વિરોધ આવે. માટે ક્રીડાથી વ્યતિરિક્ત સ્વભાવ કહેવો એ શબ્દજાળ માત્ર છે. જગત રચવું એ બ્રહ્મની લીલા છે એમ શાસ્ત્ર સિદ્ધ મતનું પ્રતિપાદન અમે કર્યું. જગત સંસાર ભેદ પણ આથી સ્પષ્ટ થશે. તત્ત્વજ્ઞાનથી અવિદ્યાનો નાશ થતાં સંસારનોજ લય થાય છે, જગત્નો નહિ. કોટિશઃ જ્ઞાનીઓનો પરમ મોક્ષ થાય તો પણ જગત્ તો તદવસ્થ જ રહે છે. સંસારી જીવના જ્ઞાનથી જગતને મિથ્યા કહેવું એ વૃથા છે. સંસારી જીવનો પોતાનો જ કલ્પેલો અહંતામમતાત્મક સંસારજ મિથ્યા છે પણ ભગવદ્ રચીત, ઐચ્છિક એવું ભગવદ્ કાર્યરૂપ જગત્ તો સત્ છે, સંસારી જીવ અજ્ઞાનવશાત જગત્ને ગમે તે પ્રકારે જુવે તેથી કાંઈ તેની પ્રતીતિ સાથે ભગવાનના ઐચ્છિક કાર્યરૂપ જગત્ને લેશ પણ

સંબંધ નથી, તેવા સંસારી જીવની પ્રતીતિજ મિથ્યા ઠરે છે પણ તેવી અસત્ પ્રતીતિથી જગત્ કાંઇ અસત્ કહેવાતું નથી, જ્ઞાનીઓને તો જગત બ્રહ્મરૂપેજ પ્રતીત થાય છે, અને એવા જ્ઞાનીઓનીજ પ્રતીતિ સત્ય છે. માયાવાદી જગત્‌ને અસત્ માનતા હોવાથી તેના મતમાં જીવન્મુક્તિજ સંભવતી નથી, કારણ કે તે દેહાદિ તથા જગત્‌ને મિથ્યા, માયાનું કાર્ય કહે છે. અને માયાની નિવૃત્તિ જ્ઞાનથી કહે છે. જો જગત મિથ્યા હોય, માયાનું કાર્ય હોય, જ્ઞાનથી તેનો બાધ થઇ જતો હોય તો જ્ઞાનીની સ્થિતિ જગતમાં સંભવીજ શક્તિ નથી, કારણ કે જ્ઞાનનો ઉદય થયે કારણરૂપ અવિદ્યાનો, માયાનો નાશ થતાં કાર્યરૂપ જગતનો પણ નાશ થવો જોઈએ, પણ તેમ થતું નથી. તેમજ તે આપણા અનુભવથી પણ વિરૂદ્ધ છે માટે જગત્ કોઈપણ રૂપે અસત્ય નથી. વાદી કદાચ કહે કે પ્રારબ્ધ પર્યંત દેહાદિ રહે છે તો પ્રારબ્ધ નિવૃત્તિ માટે બીજું જ્ઞાન લાવવું પડશે.

માયાવાદી જગતને બ્રહ્મનું વિવર્ત માને છે. તેના મતમાં પરમાર્થતઃ અત્યંત નિર્ગુણ એકજ અદ્વિતીય બ્રહ્મ, અનાદિ, અનિર્વચનીય, અવિદ્યા સંબંધ કરીને જગદ્રૂપ વિવર્ત પામે છે, બ્રહ્મમાં અનાદિ માયા સંબંધથી જગદ્રૂપની ભ્રાન્તિ થાય છે. પણ આ મત કપોલ કલ્પિત અને અનેક દોષગ્રસ્ત છે. અમે પુનઃ પુનઃ કથી ગયા છીએ કે આરંભમાં એકજ અદ્વિતીય બ્રહ્મ હતું ત્યાં અનાદિ અવિદ્યા-માયા આવી ક્યાંથી ? માયાને અનાદિ કહી સાંત કહેશો તે ચાલશે નહિ કારણ કે અનાદિ હોય તે અનંતજ હોય વળી સાંત કેવી ? આ કેવા પ્રકારનો વિરુદ્ધધર્માશ્રય ? બ્રહ્મ જેમ અનાદિ અનંત છે તેમ માયા પણ જો અનાદિ હોય તો અનંતજ હોવી જોઈએ. જો માયાને સાંત કહેશો તો એક વખત જગત્‌નો પ્રલય થઇ ગયા પછી પુનઃ તેની ઉત્પત્તિ થશે નહિ, પણ આમ કહેવું શાસ્ત્ર વિરુદ્ધ છે કારણકે શાસ્ત્રમાં તો જગત્‌ની વારંવાર ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય વર્ણવેલાં છે. વળી સાંત એટલે નહિ એવી માયા આવી ક્યાંથી અને બ્રહ્મને તેનો અધ્યાસ કેવી રીતે લાગ્યો ? આ બાબતનો ખુલાસો માયાવાદી કાંઇ પણ કરી શકતા નથી તે એમના મતના પ્રશંસક ડૉ. ડયૂસનનાજ શબ્દો અત્રે અમે ટાંકીએ છીએ. "How does Brahman become joined with Maya or **अविद्या**. Sankar does not give any reason for this. In reality ( **परमार्थतः** ) there is nothing else besides Brahman alone. If we imagine we perceive a transformation ( **विकारः** ) of Him into the world, a division ( **भेद** ) of Him into a plurality of individual souls, this depends on **अविद्या**. But how does this happen ? How do we manage to deceive ourselves into seeing a transformation and a plurality, where in reality Brahman alone is ! On this question our authors give us no information" ( System of Vedant. P. P. 302.)

માયાને અનિર્વચનીય કહેવા કરતાં જો બ્રહ્મનેજ વિરુદ્ધસર્વધર્માશ્રયી અને અચિંત્ય ઐશ્વર્યયુક્ત શબ્દ પ્રમાણરૂપ વેદથીજ સ્વીકારીએ તો આયો અને વેદની કૃતાર્થતા છે. મલિન અનિત્ય માયાને આવું મોટું ઐશ્વર્ય (બ્રહ્મને છેતરવારૂપી–અજ્ઞ બનાવવારૂપી) આપવા ધાષ્ટર્ય ધરવું સર્વથા અયુકત છે. તે કરતાં તો શ્રુતિ સ્મૃતિથી ફલિત થતું બ્રહ્મજ સ્વીકારવું યોગ્ય છે. અનિર્વચનીય માયા સ્વીકારતાંએ જડ કારણવાદીના સમસ્ત દોષો તમારા મતમાં પણ આવશે. પ્રથમ માયા જડ છે કે ચેતન? જડ કહેશો તો જડમાં પ્રથમ ક્રિયા તેમજ જ્ઞાનજ સંભવતું નથી એટલે બ્રહ્મને અધ્યાસ–મોહ કરવા રૂપી શકિતજ સંભવતી નથી, 'તુષ્યતુ દુર્જન' ન્યાયે સ્વીકારી લઇએ તો પણ બ્રહ્મ મુકત થયા છતાં પણ પછી માયા નહિ વળગે તેની ખાત્રી શું? કારણકે માયા નિત્ય છે, સાંત કહી ઉડાવી દેશો તે નહિ ચાલે કારણકે પૂર્વ અમે જણાવી ગયા છીએ તેમ જો માયા સાંત હોય તો આવી કયાંથી અને બ્રહ્મને તેનો અધ્યાસ લાગવાથી જગદ્રૂપ વિવર્ત કેવી રીતે બન્યું? બ્રહ્મને અનિર્વચનીય માયા સંબંધે અધ્યાસ થયો એમ કહેવું એજ નાસ્તિકતા છે. જ્ઞાનરૂપ બ્રહ્મને વળી અધ્યાસ કેવો? તમે કહેશો કે તમારા મતમાં પણ અધ્યાસ માન્યો છે અને વ્યવહારને અધ્યાસનું કાર્ય કહી અસત્ કહ્યો છે, તો તે શંકા પણ વ્યાજબી નથી. કારણકે અમારા મતમાં અધ્યાસ બ્રહ્મને થતો નથી પણ જીવને થાય છે અને તે પણ આકસ્મિક્ થતો નથી પણ શુદ્ધ બ્રહ્મની રમણેચ્છાથીજ જીવ મોહ પામી બ્રહ્મના ક્રીડાભાંડ જગત્‌માં 'હું' અને 'મારૂં' એમ અહંમમત્વ રાખે છે જે અવિદ્યાનું કાર્ય છે અને મિથ્યા છે તેથીજ શાસ્ત્ર પણ બંધન અને મુકિતની આમ વ્યાખ્યા આપે છે. अहं ममेति बंधः नाहं ममेति मोक्षः। એમ કહી અહંતા અને મમતાનેજ મિથ્યા કહે છે નહિ કે જગત્‌ને. આ અહંમમત્વ બ્રહ્મને તમારા મત પ્રમાણે લાગતું નથી પણ જીવનેજ, અને બ્રહ્મ તો શુદ્ધ સ્વરૂપે રહી, સહજ દ્રષ્ટા છે. તેમજ અવિદ્યાથી કાંઈ જીવ થતો નથી, સ્વરૂપતઃ શુદ્ધ જ છે પણ બ્રહ્મની રમણેચ્છાથી અવિદ્યાથી પદાર્થમાં અભિનિવેશ, અહંમમત્વ થાય છે જે અજ્ઞાન–અવિદ્યાનું કાર્ય છે અને જ્ઞાનથી તે અભિનિવેશ અહંમમત્વ નિવૃત્ત કરી સર્વત્ર બ્રહ્મભાવ અનુભવવો એજ પરમપુરુષાર્થ છે. આ અવિદ્યા પણ અસત્ મિથ્યા તમારા મતપ્રમાણે નથી, પણ સત છે. અસતથી બંધનરૂપી કાર્યજ કેવી રીતે સંભવી શકે? અસત પદાર્થની ઉત્પત્તિ કરી શકતું નથી. જુઓ અરવિંદઘોષના વિચારો :–"અજ્ઞાન એવું કાંઈ ન કરી શકે કે જેથી પ્રભુને મુશ્કેલી ઉભી થાય, તેના રચેલા જગત્‌માં ગોટાળા થાય. અજ્ઞાન કાંઇ અતિગૂઢ ન સમજાય તેવી સ્વતંત્ર વસ્તુ નથી કે જેની પ્રભુને ખબર ન હોય અથવા જેના વિષે તે આપણને કાંઇ ખબર આપી ન શકે. અજ્ઞાન એ સર્વજ્ઞ પ્રભુનું એક પ્રકારનું ડહાપણ હોવું જોઇએ. પ્રભુની

એક પ્રકારની શક્તિ હોવી જોઈએ. જગતનાં ચક્રને બરાબર નિયમમાં ચલાવવા માટે પ્રભુએ અજ્ઞાનને એક જરૂરી વસ્તુ તરીકે રાખેલું હોવું જોઈએ. જેવું જગત્ થવાનું હતું તેવું થવાની જરૂર હોવાથી અજ્ઞાન પણ તેમાં એક ઉપયોગી સાધન તરીકે આવે છે. અજ્ઞાન તદ્દન અસત્ય વસ્તુ ઉત્પન્ન કરતું નથી. પણ માત્ર સત્યને સત્ય તરીકે જોવા આપતું નથી. તે ઝાંઝવાના જળની માફક તદ્દન માયામય વસ્તુ બતાવતું નથી પણ અપૂર્ણ જ્ઞાનથી થતી ભૂલનું પરિણામ છે." ઉપરોક્ત વિચારોથી વાચકની સહજ પ્રતીતિ થશે કે માયાવાદી કહે છે તેમ અજ્ઞાન–માયા–અવિદ્યા કાંઈ અનિર્વચનીય નથી, તેમજ પ્રભુ કાંઇ તેવા અજ્ઞાનથી પોતાનું સ્વરૂપ ભૂલી જતા નથી, તેમજ જીવને પણ તે વિશે કાંઇ ખબર આપી શકતા નથી તેમ પણ નથી, તેમજ તે કાંઇ સ્વતંત્ર વસ્તુ નથી કે જે તદ્દન અસત્ય વસ્તુ ઉત્પન્ન કરે છે. આ ઉપરથી વાચક જોઈ શકશે કે બ્રહ્મવાદમાં જે અધ્યાસ માનવામાં આવ્યો છે તે માયાવાદીના અધ્યાસથી પૃથક્ છે. બ્રહ્મવાદમાં બ્રહ્મને કાંઇ અધ્યાસ થતો નથી તેમજ જીવને પણ જે અધ્યાસ થાય છે તે તદ્દન અસત્ય, મિથ્યા એવી અવિદ્યાથી થતો નથી પણ બ્રહ્મની સહજ શક્તિ એવી અવિદ્યારૂપી શક્તિથી બ્રહ્મની સ્વેચ્છાથી રમણાર્થેજ થાય છે, તેનાથી જીવ કે જગત્ કંઈ ઉત્પન્ન થતાં નથી, તેમજ અવિદ્યા શક્તિથી બ્રહ્મમાં કંઇ અવિદ્યા–અજ્ઞાન આવી જતું નથી, બ્રહ્મના સ્વરૂપને તે કાંઈ ભૂલાવી દેતી નથી. આ વાતનો સ્વીકાર માયાવાદી પોતે જ કરે છે. જુઓ: "શું કોઈ પણ બાજીગર માયાવી પુરુષ પોતાની રચેલી બાજીથી કદી પણ પરાધીન થયો એમ કહેવાય ખરૂં કે? તે માયાવી પુરુષ તો પોતે રચેલી માયાથી સ્વતંત્ર તથા અલિપ્ત છે. તેજ પ્રમાણે ઈશ્વર પણ માયાથી અલિપ્ત છે." (પૃ–૨૬) ઉપર પ્રમાણે વાદી પોતાના સિદ્ધાંતથી વિરુદ્ધ, ઈશ્વરને માયા–અવિદ્યાથી અલિપ્ત કહે છે, છતાં અવિદ્યા–માયાથી બ્રહ્મનો અધ્યાસ માને છે, આ તે કેવા પ્રકારનો વદતોવ્યાઘાત? આખા પુસ્તકમાં ઠેર ઠેર આમજ સર્વત્ર વદતોવ્યાઘાત જોવામાં આવે છે. આનું કારણ કેવળ અસત્ તર્ક અને કલ્પનાનો આશ્રય. ઈશ્વરનું–બ્રહ્મનું સ્વરૂપ પોતાની કલ્પનાથી નક્કી કરવું એજ પ્રચ્છન્ન બૌદ્ધ કાર્ય. હવે વાદીની મુખ્ય શંકાનું સમાધાન કરીએ. વાદી વારંવાર પોતાના ગ્રન્થમાં લખે છે કે જો બ્રહ્મને જગત્ કર્તા માનીએ તો બ્રહ્મમાં પ્રકૃતિના ગુણોનું સાંકર્ય થાય. જગત્માં દેખાતી વિકૃતિ બ્રહ્મમાં માનવી પડશે અને બ્રહ્મ વિકૃત થશે. આ શંકા કેવળ શાસ્ત્રમાં શ્રદ્ધા નહિ હોવાથી અને પોતાની કલ્પનાથી જાણે શું બ્રહ્મ સ્વરૂપ નક્કી થતું નહિ હોય, એને લઈનેજ થાય. શાસ્ત્ર તો સ્પષ્ટ કહે છે કે બ્રહ્મ પરિણામ પામ્યાં છતાં પણ અવિકૃતજ છે, તેમાં વિકૃતિ થતી નથી, પ્રકૃતિના ગુણોનું સાંકર્ય પ્રભુમાં થતું નથી, એજ અવિકૃતપરિણામનું પરમ રહસ્ય છે. 'आत्मकृतेः परिणामात्' સૂત્રમાં બ્રહ્મનું સ્પષ્ટ પરિણામ કહ્યું છે છતાં તેનો અસ્વીકાર કરી

પોતાના અસત્ તર્કથી તેનો અન્યથા અર્થ કરવો એ સર્વથા અયુકત છે. જગતનું ઉપાદાન કારણ સાક્ષાત્ બ્રહ્મજ થાય છે તથાપિ તેમાં વિકૃતિ થતી નથી એ અવિકૃત પરિણામ સિદ્ધાંતનું કરોળીયો, માટી, સુવર્ણ વિ. વૈદિક ઉદાહરણથી, તેમજ સર્પ, યોગી, દેવ, પાષાણ આદિ વેદાન્ત સૂત્રોક્ત ઉદાહરણથી, સમર્થન થાય છે છતાં દુરાગ્રહથી એમ કહેવું કે વિકૃતિ વગર પરિણામ સંભવીજ શકે નહિ એ કેવળ દ્વેષજ સિદ્ધ કરે છે. જુઓ ગીતાકાર પણ કહે છે કેઃ-"ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये । मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि । જે સાત્ત્વિક ભાવો છે, જે રાજસ અને તામસ (ભાવો છે) તે મારાથીજ છે એમ જાણ. પરંતુ હું તેઓમાં નથી, તેઓ મારામાં છે. આ શ્લોકમાં પ્રકૃતિના સત્ત્વ રજસાદિ ગુણો ભાવોનું પ્રવર્તકપણું ઈશ્વરમાં કહેલું છતાં જીવવત્ પોતે તેને અધીન નથી, જીવવત્ તે ગુણો પોતાને બંધન કરી શકતા નથી, પોતામાં તે ગુણોથી વિકૃતિ આવી જતી નથી એમ જણાવવા 'તેઓમાં હું નથી' એટલે જીવની પેઠે હું તેઓને આધીન થતો નથી, મારામાં વિકૃતિ આવી જતી નથી, એમ સ્પષ્ટ કહ્યું છે છતાં પ્રકૃતિના ગુણોનું બ્રહ્મમાં સાંકર્ય કહેવું એ કેવળ દુરાગ્રહજ બતાવે છે. આનેજ મળતો શ્લોક શ્રીમદ્ભાગવતનો અમે પૂર્વે આપ્યો છે અને તે શ્લોકમાં કરોળીયાના દૃષ્ટાંતથી પણ પ્રકૃતિના સત્ત્વાદિ ગુણો બ્રહ્મને સ્પર્શ કરી શકતા નથી, બ્રહ્મને વિકૃત બનાવી શકતા નથી એમ સમર્થન કરેલું છે. જેમ બ્રહ્મમાં અવિદ્યા શક્તિ માનવાથી બ્રહ્મ આવિદ્યક, અજ્ઞ બની જતું નથી તેમ બ્રહ્મમાં પ્રકૃતિ શક્તિ માનવાથી પણ બ્રહ્મમાં પ્રકૃતિના ગુણોનું સાંકર્ય થતું નથી એજ બ્રહ્મનું નિઃસીમ માહાત્મ્ય છે. બ્રહ્મવાદીનું બ્રહ્મ માયાવાદીના બ્રહ્મ જેવું નપુંસક નથી કે જેના પર અવિદ્યા-માયા ઇત્યાદિ પોતાનો પ્રભાવ બતાવી શકે, બ્રહ્મસ્વરૂપને ભૂલાવી દઈ અજ્ઞ બનાવે. માયાવાદીને ત્યાં બ્રહ્મ માયાયે કરી, અજ્ઞાનને લીધે પોતાનું સ્વરૂપ ભૂલી જતું હોવાથી બ્રહ્મવાદીના બ્રહ્મ પર પણ તેજ આક્ષેપ કરવા-એટલે બ્રહ્મમાં જો વિરુદ્ધ-ધર્માશ્રયે અવિદ્યા શક્તિ માનશો તો બ્રહ્મ અશુદ્ધ-આવિદ્યક બની જશે એમ ધાર્ષ્ટ્ય ધરવું સર્વથા અયુકત છે. માયાવાદના ચક્ષુને લઈને એમ પ્રતીત થાય છે કે બ્રહ્મમાં અવિદ્યા શક્તિ માનવાથી બ્રહ્મ અશુદ્ધ-આવિદ્યક બને છે પણ શુદ્ધ બ્રહ્મવાદના દૃષ્ટિ બિન્દુથી તો બ્રહ્મના નિઃસીમ માહાત્મ્યને લઈ બ્રહ્મમાં લેશ પણ અવિદ્યા-પ્રકૃતિનો સ્પર્શ માત્ર પણ થતો નથી. જેને બ્રહ્મમાં અવિદ્યા શક્તિને લીધે અશુદ્ધતા પ્રકૃતિના ગુણોનું સાંકર્ય, બ્રહ્મમાં વિકૃતિ, લૌકિકત્વ ઇત્યાદિ દોષો સ્ફૂરે છે તેમનું જ્ઞાન બ્રહ્મની માયા શક્તિથી હરાયલું છે અને તેઓ આસુર ભાવને પ્રાપ્ત થયેલાં છે તેને લઈને બ્રહ્મના પરમ ભાવને જાણતા નથી. જુઓઃ-"माययाऽपहृतज्ञाना आसुरं भावमाश्रिताः । मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् (ગી. ૭-૧૩-૧૫) 'मायेत्यासुराः' એ શ્રુતિ અનુસાર પણ આસુરો માયાના ઉપાસકો હોવાથી તેઓને

બધું માયિકજ લાગે છે તેથીજ તેઓ બ્રહ્મને પણ માયાધીન, કહેવાને ઉદ્યુક્ત થાય છે. આમ વાંચક જોઈ શકશે કે બ્રહ્મવાદમાં બ્રહ્મ પરિણામ પામ્યા છતાં પણ અવિકૃતજ રહે છે. પ્રકૃતિના ગુણો કે અવિદ્યા બ્રહ્મને લેશ પણ વિકૃત બનાવી શકતા નથી, એજ બ્રહ્મનું અનવગાહ્ય માહાત્મ્ય છે. આથી ઉલટું વિકૃતિની ભીતિથી બ્રહ્મથી ભિન્ન એવી પ્રકૃતિ અવિદ્યા–માયા ઇત્યાદિ સ્વીકારવાથી દ્વૈત થાય છે અને તેટલે અંશે બ્રહ્મનું સ્વાતંત્ર્ય કુંઠિતજ થાય છે જે શાસ્ત્રથી વિરુદ્ધ છે. હવે વિવર્તવાદમાં રહેલાં દોષો અમે બતાવીએ છીએ. પ્રથમ તો બ્રહ્મથી પૃથક્ અસત્ એવી માયા સ્વીકારવી પડે છે, જે શાસ્ત્રથી વિરુદ્ધ છે. વેદમાં તો એકજ અદ્વિતીય બ્રહ્મનું વર્ણન કરેલું છે ત્યાં નહિ એવી સાંત માયા આવી ક્યાંથી ? આ પ્રથમ દોષ. હવે એવી અનિત્ય મલિન માયાથી બ્રહ્મ સ્વ સ્વરૂપને ભૂલી જઈ, અધ્યાસ પામી વિવર્ત પામે એમ કહેવામાં બ્રહ્મના સર્વજ્ઞ સ્વરૂપને તિલાંજલિ આપવા રૂપી મુખ્ય દોષ, નાસ્તિકતા પ્રાપ્ત થાય છે અને બ્રહ્મ અશુદ્ધ બને છે, બ્રહ્મમાં અવિદ્યા શક્તિ સ્વીકારવાથી બ્રહ્મ અશુદ્ધ આવિદ્યક બની જાય અને બ્રહ્મથી પૃથક્ અનિર્વચનીયમાયાના અધ્યાસે કરી બ્રહ્મ વિવર્ત પામે છતાં બ્રહ્મ શુદ્ધ રહે, અથવા તેવું બ્રહ્મ શુદ્ધ છે એમ કહેવું એ કેવળ સ્વમતનો દુરાગ્રહ બતાવે છે અને ઇતરનો દ્વેષ સ્પષ્ટ કરે છે. વિવર્તવાદના સમર્થનમાં રજ્જુ સર્પ, મૃગજળ ઇત્યાદિ દૃષ્ટાંતો આપવામાં આવે છે તેમાં નીચે પ્રમાણેના દોષો આવે છે. જેમ રજ્જુ, સર્પ અને દૃષ્ટા એમ ત્રણ તત્ત્વો જગત્માં પૃથક્ છે તેમ માયાવાદીને પણ બ્રહ્મ, અનિર્વચનીય માયા તેમજ તે બે વસ્તુના સંબંધે થતું બ્રહ્મનું વિવર્ત એમ ત્રણ તત્ત્વો નિત્ય માનવા પડશે જે શ્રુતિ સ્મૃતિ અને સૂત્રથી વિરુદ્ધ છે. શાસ્ત્રતો કહે છે કે આરંભમાં એકજ અદ્વિતીય બ્રહ્મ હતું તદ્વ્યતિરિક્ત તત્ત્વ હતુંજ નહિ ત્યાં બ્રહ્મથી અતિરિક્ત કોઈ પણ વસ્તુ ન હોવા છતાં બ્રહ્મમાં જગતનો ભાસ કેમ થાય છે ? તેમજ અજ્ઞાન અવિદ્યા જેવી અસત્ વસ્તુ બીજી અસત્ય વસ્તુને કદી ઉત્પન્ન કરી શકતું નથી. લોકમાં પણ જયાં રજ્જુમાં સર્પ બુદ્ધિ ઉત્પન્ન થાય છે તે તદ્દન અસત્ય વસ્તુ નથી પણ અપૂર્ણ જ્ઞાનથી થતી ભૂલનું પરિણામ છે. પ્રથમ તો જેને રજ્જુમાં સર્પ બુદ્ધિ થાય છે તેણે કોઈ પણ સ્થલે, કોઈ પણ કાલે સર્પ જોયેલોજ હોવો જોઇએ, નહિ તો સર્પ બુદ્ધિ થાયજ નહિ. વાદી તદ્દન અસત્ વસ્તુનું પ્રતિપાદન કરવા જાય છે પણ દૃષ્ટાંતમાં સર્પ તદ્દન અસત્ વસ્તુ નથી. અવસ્તુની કલ્પના પણ બનતી નથી. મનથી થયેલ ભૂલના ક્ષેત્રની બહાર કોઈ પણ સ્થળે સર્પ વસ્તુ સ્વરૂપે માલમ પડે છે, તેમજ બ્રહ્મમાં અવિદ્યાનો અધ્યાસ થતાં જગત્ કોઇ પણ સ્થલે કોઇ પણ કાલે જોયેલું હોવુંજ જોઈએ. તેમજ રજ્જુ અને સર્પ સમાન ધર્મવાળા છે. ઉભયમાં સાદૃશ્ય છે, તેથી વિવર્ત સંભવી શકે પણ દાર્ષ્ટાંતિકમાં જગત્ અને બ્રહ્મ અસમાન ધર્મવાળાં છે. માયાવાદમાં બ્રહ્મ અત્યંત નિર્ગુણ નિરાકાર છે અને

જગત્ તો સાકાર સ્વરૂપ છે એટલે એ દૃષ્ટાંતજ બંધ બેસતું નથી છતાં વિવર્તવાદના મિથ્યાગ્રહને લઇને મારી મચડીને જગત્‌ને બ્રહ્મનું વિવર્ત સિદ્ધ કરવા વૃથા પ્રયાસ આદરવામાં આવ્યો છે. શાસ્ત્રી હાથીભાઈ વિવર્તવાદ ઉપનિષદ્ વિદ્યાનું હૃદય છે એમ લખે છે એ પણ એક જાતનો કેવલ ભ્રમજ છે અને શાંકર મત પ્રત્યેનો એમનો મિથ્યા આગ્રહજ સૂચવે છે. જેના મતમાં કેવલ શૂન્યજ બ્રહ્મ વ્યતિરિક્ત કાંઈ તત્ત્વજ નથી ત્યાં દૃષ્ટા અને દૃશ્ય આવ્યુંજ ક્યાંથી ? વિવર્તવાદના ઉપષ્ટંભમાં માયાવાદી રજ્જુ સર્પનું દષ્ટાંત આપે છે પણ રજ્જુ સર્પના દષ્ટાંતથી જગત્ મિથ્યાત્વની સિદ્ધિ ત્રિકાલમાં પણ સિદ્ધ થતી નથી. રજ્જુમાં સિંહનો ભ્રમ શા માટે થતો નથી ? આનો ખુલાસો માયાવાદી કાંઇ કરી શકતા નથી. અમે પૂર્વે જણાવી ગયા તેમ આ દૃષ્ટાંતમાં રજ્જુ અને સર્પ બન્ને સત્ય છે, પૂર્વે દૃષ્ટ થયેલાં છે. બન્ને વચ્ચે સાદૃશ્ય છે અને દૃષ્ટાની દૃષ્ટિ દુર્બલ છે. આ દૃષ્ટાંતથી જો વિવર્તવાદ સિદ્ધ થતો હોય તો વાદીએ નીચે પ્રમાણેનો સ્વીકાર કરવો જોઇએ. (૧) દૃષ્ટાંતમાં જેમ રજ્જુ અને સર્પ એ ભિન્ન પદાર્થો છે અને તેનો દૃષ્ટા એ બેથી ભિન્ન છે તેમ તમારા મતમાં પણ જગત્ અને બ્રહ્મ એ બે પદાર્થો નિત્ય ભિન્ન સ્વીકારવા પડશે અને તેનો દૃષ્ટા જગત્ અને બ્રહ્મથી કોઇ પૃથક્ સ્વીકારવો પડશે. (૨) જેમ દષ્ટાંતમાં રજ્જુ અને સર્પમાં સાદૃશ્ય છે તેમ તમારે જગત્ અને બ્રહ્મનું સાદૃશ્ય માનવું પડશે તેમ કરવા જતાં તમારૂં બ્રહ્મ સાકાર અને સરૂપ થઇ જશે જે તમારા મતથી વિરુદ્ધ છે. આમ વિવર્તવાદનું પ્રત્યેક દૃષ્ટાંત માયાવાદીને સ્વમત હાનિરૂપ ફલ અર્પે છે. આવો દોષગ્રસ્ત વિવર્તવાદ ઉપનિષદ્ વિદ્યાનું હૃદય છે એમ કહેવું એ કેવલ ઉપનિષદ્‌નું અજ્ઞાન અને સ્વમત દુરાગ્રહજ સૂચવે છે. કોઈ પણ ઉપનિષદ્‌માં વિવર્તવાદના રજ્જુ સર્પનું, તેલધારા કે મૃગજળનું એક પણ દૃષ્ટાંત આપ્યું નથી. પરંતુ શુદ્ધ અવિકૃત પરિણામ સૂચવવાને મૃત્તિકા, લોહ અને સુવર્ણના દૃષ્ટાંતો આપ્યા છે આથી સિદ્ધ થાય છે કે ઉપનિષદ્‌નું હૃદય કેવળ શુદ્ધ અવિકૃત પરિણામવાદમાંજ પર્યવસે છે. જગતનું વિવર્ત સિદ્ધ કરવાને માયાવાદીને એક પણ સ્પષ્ટ શ્રુતિ સ્મૃતિ વા સૂત્ર પણ મલતું નથી. સ્વેષ્ટ અર્થ સાધવાને તેઓ 'तदनन्यत्वमारंभण शब्दादिभ्यः' સૂત્રનો આશ્રય લે છે પણ તે તેમનું વ્યાસ સૂત્રનું અજ્ઞાનજ પ્રકટ કરે છે. વ્યાસ ઉક્ત સૂત્રમાં 'वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्' શ્રુતિનો અર્થ નિર્ણય કરે છે. માયાવાદી શ્રુતિનો એવો અર્થ કરે છે કે "વાણીથી શરૂ થતાં નામરૂપાત્મક તથા વિકારાત્મક માટીના પદાર્થો વસ્તુતઃ ઉપાદાન કારણ માટી રૂપેજ સત્ય છે; એટલે ત્રિગુણાત્મક પ્રકૃતિ ઉપાદાન કારણ કાર્યની અપેક્ષા એ સત્ય છે. પણ તેથી કાર્યરૂપે તુચ્છ તથા નાશવંત છે. કાર્યનો ચૈતન્યમય કારણ બ્રહ્મની સાથે ઐક્ય સંબંધ ઠરતો નથી. જો શ્રુતિનો એવો આશય હોત તો પછી 'तदनन्यत्वे' ને બદલે 'तदैक्य' એમ સૂત્ર યોજવામાં

આવત. એવો અર્થ કરવામાં બ્રહ્મ પોતે જડ ઠરે પણ તે તો સદા શુદ્ધ ચૈતન્યજ છે." (પૃ. ૫૬–૫૭.) આમ માયાવાદી કાર્યને તુચ્છ, અનિત્ય અને મિથ્યા કહે છે. પણ આમ કહેવામાં શ્રુતિ અને સૂત્રનો અર્થ ઉડી જાય છે. 'वाचारम्भणं नामधेय' ઇત્યાદિ શબ્દ અનન્યત્વ વાચી છે. વિકાર માત્ર જગદાદિ બ્રહ્મથી અનન્ય છે. અભિન્ન છે, એટલુંજ આ સૂત્રથી સિદ્ધ થાય છે. જગત્‌નો અભાવ વા મિથ્યાત્વ ત્રિકાલમાં પણ સિદ્ધ થતું નથી. 'एकत्व' ને બદલે अनन्यत्व શબ્દ યોજવાનું મુખ્ય પ્રયોજન એટલુંજ છે કે જગત્ કારણ રૂપથીજ સત્ય છે, તેની પૃથક્ સત્તા નથી, કારણજ કાર્યાવસ્થા રૂપે થાય છે, ત્રણે કાલમાં કાર્ય કારણરૂપજ છે પણ કાર્ય મિથ્યા નથી. જગતનું મિથ્યાત્વ, વિકાર વા અભાવ સૂત્રકારને જો સંમત હોત તો 'तन्मिथ्यात्व-मारम्भण शब्दादिभ्यः' એમ સૂત્ર યોજત. તેમજ શ્રુતિ પણ 'व्यतिरेकेण अभावः वा विकारो नाम वस्तुतः कश्चिन्नास्ति' એમ આજ્ઞા કરત. તેમજ જો કારણનુંજ કેવલ સત્યત્વ દર્શાવવું હોત તો 'मृत्तिकैव सत्या' એમ વદત. પણ શ્રુતિ તો इत्येव सत्य એમ નપુંસક પ્રયોગ વાપરી કાર્યને પણ કારણનોજ પ્રકાર કહી સત્ય કહે છે. કાર્ય ઘટાદિ કારણરૂપ મૃત્તિકાનાજ પ્રકાર છે એટલે મૃત્તિકાવત્ સત્ય છે, વિકાર તો માત્ર વાણીથીજ આરંભાય છે વસ્તુતઃ નથી, માટે કાર્ય જગતનું અસત્યત્વ વા મિથ્યાત્વ શ્રુતિ તેમજ સૂત્રકાર ઉભયમાંથી એકેને પણ ઇષ્ટ નથી. જગતનું ભાવત્વ, સત્યત્વ, 'भावे चोपलब्धेः 'सत्वाच्चावरस्य' સૂત્રથી પણ નિઃસંદિગ્ધ રીતે પ્રતિપાદન કરે છે. ભાવ હોય સત્તા હો તોજ પ્રતીતિ થાય એમ ગીતાકાર પણ "नासतो विद्यते भावो नाभावो विद्यते सतः' અસત્‌નો ભાવ થતો નથી અને અભાવની સત્તા હોતી નથી. પ્રતીતિ સત્તા માત્રથી સત્યત્વની પ્રસિદ્ધિ થતી નથી એમ સ્વપ્નદૃષ્ટ પદાર્થથી વાદી શંકા કરે તો પણ અમે પૂર્વે જણાવી ગયા તેમ 'वैधर्म्याच्च' એ સૂત્રથી સ્વપ્ન સૃષ્ટિથી આ જગત્ વિધર્મી છે, ભિન્ન છે તેમજ જગત્ સ્વપ્નવત્ અસત્ નથી એમ પ્રતિપાદન કરે છે. હવે વાદીની બે મુખ્ય શંકાઓનું સમાધાન કરી લઇએ. વાદી કહે છે કે જો જગત્ બ્રહ્મરૂપ હોય તો 'तदनन्यत्व' ને બદલે तदैक्य શબ્દ વાપરવો જોઇતો હતો એટલે જગત્ બ્રહ્મજ–શુદ્ધ ચૈતન્યજ છે પણ જડ નથી, અને જડને પણ જો બ્રહ્મરૂપ માનશો તો બ્રહ્મ જડ થઈ જશે આ શંકા. પણ બ્રહ્મવાદનું હાર્દ ન સમજવાથીજ થાય છે. પ્રથમ તો બ્રહ્મવાદમાં જગતનું અનન્યત્વ, અભિન્નત્વ જે માનવામાં આવે છે તે જગત્‌ની પૃથક્ સત્તાના નિરાકરણ માટેજ છે. એટલે બ્રહ્મથી કોઈ પૃથક્ પદાર્થ નથી પણ બ્રહ્મ સ્વયં પોતાના ચિદ્ અને આનંદાંશ ગુપ્ત કરીને, તિરોહિત કરીને સદ્રૂપે જગદ્રૂપે થાય છે માટે જગત્ બ્રહ્મથી અનન્ય, અભિન્ન છે. હવે વાદીએ જે કહ્યું કે જગત્ જો બ્રહ્મરૂપ હોય તો અનન્યત્વને બદલે ઐક્ય કહેવું જોઈએ એટલે જડરૂપ જગત્ બ્રહ્મ છે માટે બ્રહ્મ પણ જડ થઈ જશે

આ શંકા પણ વ્યાજબી નથી. જો આપણે અનન્યત્વને ઐક્યના અર્થમાં લઈએ તો પણ ઉભયમાં એટલે કાર્યરૂપ જગતમાં અને કારણરૂપ બ્રહ્મમાં સદંશ સમાનજ છે. એટલે સદંશરૂપ બ્રહ્મ તેજ જગત્. આમ કાર્ય કારણની તુલ્યાંશ સંપત્તિ માનતાં પણ ઐક્યત્વનો અર્થ ફલિત થઈ રહે છે. સદંશરૂપ બ્રહ્મને કેવલ જડ કહેવું એ માયાવાદીની Absurdity છે. સદંશરૂપ પ્રકટ બ્રહ્મમાં પણ ચૈતન્ય અને આનંદાંશ રહેલા છે બ્રહ્મની ઈચ્છાથી તેનો આવિર્ભાવ થતાં સદંશરૂપ જગત્ પણ સચ્ચિદાનંદ રૂપ થાય છે. માટે કાર્યરૂપ જગત્ જડ પ્રતીત થતું હોવાથી બ્રહ્મ પણ જડ થઈ જશે એ શંકા અસ્થાને છે. ચિદ્રૂપ બ્રહ્મથી અચેતન જગત્ વિલક્ષણ છે માટે ચેતન બ્રહ્મ કારણ ન થાય એમ વાદી શંકા કરે તો તે પણ અયુક્ત છે કારણ કે ચેતન શરીરમાંથી અચેતન કેશ ઉત્પન્ન થાય છે, ચેતન વૃશ્ચિક અચેતન ગોમયમાંથી પ્રકટ થાય છે. ચેતનમાંથી અચેતનની ઉત્પત્તિનો નિષેધ કરતાં તદંશનોજ માત્ર નિષેધ છે. આમ બ્રહ્મ ચૈતન્યમય હોવા છતાં તેમાંથી જડ જગત્‌ની ઉત્પત્તિ માનતાં કેવલ તદંશનો જ માત્ર નિષેધ છે. તેથી કાંઈ બ્રહ્મ જડ-અચેતન થઈ જતું નથી માત્ર પોતાની ઈચ્છાથીજ ચેતનાંશનું તિરોધાન કરીને સદંશથી આવિર્ભાવ પામે છે. આમ ચેતન બ્રહ્મમાંથી અચેતન જગત્‌ની ઉત્પત્તિ સ્વીકારવાથી બ્રહ્મમાં જડત્વ દોષ લેશ પણ આવતો નથી. જગતને આમ સત્ય સ્વીકારીને જગત્‌માં વિકૃતિ પરિણામાદિ દૃષ્ટિગોચર થાય છે માટે બ્રહ્મમાં પણ વિકૃતિ આવી જશે એ શંકા પણ તેમનું વેદાંત શાસ્ત્રનું અજ્ઞાનજ બતાવે છે. વિવર્તવાદી અવિકૃતપરિણામ વાદીના પર આજ મોટામાં મોટો આક્ષેપ કરે છે અને વારંવાર પિષ્ટપેષણ કરી વિકૃતિની ભીતિથી બ્રહ્મમાં વિકૃતિ દોષનો આરોપ કરે છે. જગત્ કાર્ય છે અને બ્રહ્મ કારણ છે એટલે જગત્‌ના વિકૃતિ આદિ દોષો કારણરૂપ બ્રહ્મને ન લાગે એ શ્રુતિ, યુક્તિ અને અનુભૂતિ સિદ્ધ છે. તેમજ વળી સૂત્રકાર '**विकारशब्दादिति चेन्न प्राचुर्यात्**' એ સૂત્રમાં બ્રહ્મમાં વિકારાદિનો નિષેધ કરે છે, છતાં કાર્યગત દોષનો કારણરૂપ બ્રહ્મમાં આરોપ કરવાનું ધાષ્ટર્ય ધરે છે. બ્રહ્મ સર્વભવનસામર્થ્યવાન છે. જેમ અગ્નિને કોઈ પણ વસ્તુનો સ્પર્શ લાગતો નથી, સૂર્યનો પ્રકાશ મલિન તેમજ અમલિન પદાર્થ પર પડવા છતાં તેને તેનો લેશ પણ સ્પર્શ થતો નથી, તેમ બ્રહ્મ સર્વ સામર્થ્ય યુક્ત હોવાથી પ્રકૃતિના ગુણોનો બ્રહ્મને લેશ પણ સંબંધ થતો નથી. આ વાત અમે વિસ્તાર પૂર્વક પૂર્વે '**ये चैव सात्त्विका भावा**' એ ગીતાના ૭-૧૨ શ્લોકના વિવરણમાં કહી છે. તેમજ શ્રીમદ્‌ભાગવતનું પણ પ્રમાણ આપીને સિદ્ધ કર્યું છે કે પ્રકૃતિની વિકૃતિ બ્રહ્મને લેશ પણ લાગતી નથી. જેમ બ્રહ્મમાં અવિદ્યા શક્તિ રહેલી હોવા છતાં તે બ્રહ્મને બાધ કરી શક્તિ નથી તેમજ પ્રકૃતિના ભાવોનો, વિકૃતિ આદિના કર્તા ભગવાનજ હોવા છતાં તે તેમને ભગવાનને લેશ પણ બાધ કરી શકતા નથી જેમ કામધેનુ, ચિંતામણી ઇત્યાદિમાંથી અનેકા અનેક

પદાર્થોની ઉત્પત્તિ થવા છતાં કામધેનુ ચિંતામણીમાં લેશ પણ વિકૃતિ આવતી નથી તેમ બ્રહ્મમાંથી અનેક પદાર્થોની ઉત્પત્તિ થવા છતાં તેમાં લેશ પણ વિકૃતિ આવતી નથી. બ્રહ્મ સ્વરૂપજ એવું વિચિત્ર છે કે તેમાં આપણી કલ્પનાને લેશ પણ અવકાશજ નથી. કાર્ય જગતને વિકૃતિની કલ્પનાથી તુચ્છ અને અનિત્ય કહીએ તો શ્રૌત પ્રતિજ્ઞાનો વિરોધ આવે છે. એકના વિજ્ઞાનથી સર્વના વિજ્ઞાનની જે પ્રતિજ્ઞા કરી છે તે કાર્યને મિથ્યા માનવાથી સિદ્ધ થઈ શકે નહિ. જેના મતમાં સર્વ-કાર્ય-મિથ્યા છે તેના મતમાં કયા સર્વનું જ્ઞાન એકના વિજ્ઞાનથી થવાનું હતું. જો શ્રુતિને સર્વ મિથ્યા અભિપ્રેત હોત તો સર્વના વિજ્ઞાનની પ્રતિજ્ઞા ન કરત અને '**तन्मिथ्यात्वं**' જ કહી દેત. માટે કાર્ય કોઈ પણ પ્રકારે મિથ્યા નથી. મૃત્તિકાનું કાર્ય ઘટ કહેવાથી ઘટ વડે કોઈ ભિન્ન પદાર્થનું જ્ઞાન થતું નથી, ઘટ પણ મૃત્તિકા રૂપજ છે, તેની રગે રગમાં મૃત્તિકા વ્યાપ્ત છે, મૃત્તિકાથી અનન્ય છે ઘટ નામ આપવાથી તે કોઈ ભિન્ન અન્ય પદાર્થ થઈ જતો નથી માટે **नामधेय** વાચારંભણ છે વસ્તુતઃ કાર્ય એ કારણનુંજ અવસ્થાંતર રૂપ છે. જેમ પટ તંતુથી ભિન્ન નથી, કટક કુંડળાદિ સુવર્ણથી ભિન્ન નથી તદ્વત્ જગત્ બ્રહ્મથી ભિન્ન નથી પણ બ્રહ્મનુંજ અવસ્થાંતર રૂપ છે માટે જગત્ બ્રહ્માભિન્ન છે, બ્રહ્માનન્ય છે. કાર્ય તુચ્છ છે એમ પણ કોઈ સ્થલે કહ્યું નથી પણ બ્રહ્મનું ઐચ્છિક પરિણામ છે એમ કહ્યું છે. બ્રહ્મ નિરવયવ છે માટે પણ બ્રહ્મનું પરિણામ સંભવી શકે નહિ એ શંકા પણ યુક્ત નથી. બ્રહ્મ નિરવયવ કે સાવયવ છે એ જેમ વેદથીજ જાણી શકાય છે તેમજ બ્રહ્મ નિરવયવ છતાં પરિણામ પામે છે એમ વેદજ આજ્ઞા કરે છે માટે આસ્તિક માત્રે શ્રુતિના શબ્દ પ્રમાણ પરજ શ્રદ્ધા રાખી તેમ માનવું જોઈએ. આજ વાત સૂત્રકાર '**श्रुतेस्तु शब्द मूलत्वात्**'માં કહે છે. આના પર ડૉ. ભાંડારકર પોતાના પુસ્તકમાં નીચે પ્રમાણે કહે છે:—" Brahman is not exhausted in the world, but it exists separately also. But the objection to this view is that Brahman being of the nature of spirit, is not like the body divisible into parts, so that one may become developed into the world and another remain outside. This inconsistency is removed by Badarayana in Brahma sutras (2-1-26-27) The argument is that though the Upanishads state that the constituent cause of the world is Brahman, they at the same time affirm the existence of Brahman separately from the world. (Ch U. III, 12, 6 and VI, 3, 2.) The two are inconsistent on the theory that Brahman is a spirit and not discerptible into parts. Though they are thus inconsistent, **they must both be accepted on the authority of the sacred texts,**

since the true nature of Brahman and the world is beyond the reach of human intellect." વાદી **'यावद्विकारं तु विभागो लोकवत्'** (૨-૩-૭) એ સૂત્ર વારંવાર પોતાના પુસ્તકમાં લખી બ્રહ્મમાં વિકૃતિ દોષનો આરોપ કરે છે. પણ એ સૂત્રનું તેમનું અજ્ઞાનજ બતાવે છે. વ્યાસજી ઉક્ત સૂત્ર આકાશની ઉત્પત્તિ સંભવી શક્તિ નથી કારણ કે આકાશ નિરવયવ અને વ્યાપક છે એમ પૂર્વપક્ષીની શંકાનો પરિહાર કરવાને યોજે છે. એ સૂત્રદ્વારા વ્યાસ આકાશની ઉત્પત્તિ સિદ્ધ કરે છે, પણ વાદી કહે છે તેમ લોકમાં વિકૃતિ પ્રતીત થતી હોવાથી જગત્ જો બ્રહ્મનું પરિણામ હોય, બ્રહ્માનન્ય હોય તો બ્રહ્મમાં પણ જડત્વ અને વિકૃતિ દોષ આવે એમ કાંઈ આ સૂત્રમાં કહ્યું નથી. આમ સૂત્રોના અનર્થ કરીને સર્વ વિપ્લવ કરવો એ યોગ્ય નથી. આવા વિપ્લવવાદીની તો સર્વથા ઉપેક્ષાજ કરવી. કાર્યને અનિત્ય અને મિથ્યા માનવાથી વાદીના મતમાં નીચે પ્રમાણેના દોષો આવે છે. જો કાર્ય અનિત્ય અને મિથ્યા હોય અને કારણરૂપ ઉપાદાન રૂપ ત્રિગુણાત્મક પ્રકૃતિજ સત્ય હોય તો અને તેની અપેક્ષાએ કાર્ય અનિત્ય અને વિકારશીલ હોય તો વિકારશીલ દૃશ્યોનો, નાશવંત વસ્તુઓનો કર્તા કોણ? નામરૂપાત્મકનો કર્તા કોણ? નામરૂપાત્મક શાથી દેખાય છે? નામરૂપાત્મક શાથી વ્યવહારાય છે? નામરૂપાત્મકનું ક્ષણિકત્વ, નાશત્વ શાથી છે? શું દ્રવ્ય પોતાની મેળે ક્ષણિક પરિણામી, નામરૂપ ધારણ કરી નાશ પામે છે કે એનો ક્ષય કરનાર અન્ય કોઈ દ્રવ્યથી ભિન્ન છે? અત્રે પણ માયાવાદીને માયા-પ્રકૃતિને આગળ કરવી પડશે અને માયાથી આ બધું નામ રૂપાત્મક પ્રતીત થાય છે એમ માયાવાદીને કહેવું પડશે, વસ્તુતઃ માયાવાદમાં નામરૂપાત્મક માયાનુંજ કાર્ય છે, વળી માયા પ્રકૃતિ બધું એકનું એક. તો અમે પૂર્વે જણાવી ગયા તેમ માયા બ્રહ્મની શક્તિ છે, કે બ્રહ્મથી કોઈ પૃથક્ તત્ત્વ છે? બ્રહ્મની શક્તિ તેમના મતમાં સંભવી શક્તિ નથી, કારણ કે તેમના મતે બ્રહ્મ અત્યંત નિર્ધર્મક, નિર્ગુણ છે. બ્રહ્મથી પૃથક્ સ્વીકારતાં દ્વૈતવાદમાં પ્રવેશ થાય છે અને બ્રહ્મ નિત્ય માયાબદ્ધ રહેશે. વિશેષ પિષ્ટપેષણ ન કરતાં એટલુંજ કહીશું કે માયાવાદીની દૃષ્ટિ એ જગત્‌ના કારણરૂપ માયાને માનતા દ્વૈત મતમાં પ્રવેશ અને બ્રહ્મની અધોગતિરૂપ નાસ્તિકતા એ બે મુખ્ય દોષો આવતા હોવાથી વિદ્વદ્જનોએ તેની ઉપેક્ષાજ કરવી. આથી ઉલટું જગત્‌ના કારણરૂપે બ્રહ્મને સ્વીકારી. બ્રહ્મ સ્વેચ્છાથી જગત્ રૂપે પરિણામ પામ્યા છતાં, બ્રહ્મમાં કૃત્સ્નપ્રસક્તિ તેમજ નિરવયવશબ્દકોપ, અને વિકૃતિ લેશ પણ આવતા નથી તેમજ બ્રહ્મ સ્વેચ્છાથી આવિર્ભાવ તિરોભાવરૂપે જગત્‌માં રમણ કરે છે એમ સ્વીકારવામાં શ્રુતિ સ્મૃતિ તેમજ સૂત્રનો લેશ પણ બાધ ન થતાં આસ્તિકતામાં પર્યવસાન થાય છે. માયાવાદી જગત્‌ને મિથ્યા માનતા હોવાથી તેઓ વ્યવહાર પરમાર્થ એમ ભિન્ન ભિન્ન દશાઓ કલ્પે છે. વ્યવહારમાં જગત્ સત્ય ખરૂં પણ પરમાર્થતઃ મિથ્યા એમ તે વાદીનું કહેવું છે. વ્યવહાર એ માયાનું

પરિણામ છે એમ માયાવાદી કહે છે. પોતાના આત્મા સિવાયનું ઘટપટાદિ રૂપે વ્યવહાર કરાતું નામરૂપાત્મક જગત્ મિથ્યા છે, મનોમય છે, માયાનું કાર્ય છે, એટલે વ્યવહાર મિથ્યા છે, અલીક છે, અધ્યાસરૂપ છે. વ્યવહારમાં ઈશ્વર, ઈશ્વરનાં સર્વજ્ઞત્વાદિ ધર્મો ખરા પણ પરમાર્થે મિથ્યા. વેદો પણ વ્યાવહારિક, પરમાર્થે મિથ્યા. પરમાર્થે તો એક આત્મસ્વરૂપ સિવાય અન્ય કાંઈ નહિ. બ્રહ્મવાદમાં એથી ઉલટુંજ છે. બ્રહ્મવાદી બ્રહ્મમાહાત્મ્યવાદી છે માયાવાદી માયામાહાત્મ્યવાદી છે. એક બ્રહ્મનું માહાત્મ્ય, બ્રહ્મના ધર્મો, બ્રહ્મનું સ્વરૂપ પ્રતિપાદ કરે છે, અન્ય માયા માહાત્મ્ય. માયા કાર્ય, માયાના ધર્મો પ્રતિપાદન કરવામાં સ્વકૃતાર્થતા સમજે છે. બ્રહ્મવાદી ઘટપટાદિને મિથ્યા, માયાનું કાર્ય માનતો નથી પણ નામરૂપાત્મક સત્ય અને બ્રહ્મરૂપ માને છે. માયાવાદીની માફક માયામય, મનોમય, મિથ્યા નથી, અનાદિ અવિદ્યા કે અધ્યાસથી દૃષ્ટિગોચર થતું નથી, પણ શુદ્ધ બ્રહ્મ સ્વતઃજ રમણેચ્છાથી સર્વ નામરૂપે ક્રીડા કરે છે. 'नामरूपे व्याकरवाणि' એ શ્રુતિ અનુસાર નામરૂપના કર્તા ભગવાન-બ્રહ્મ છે. વાદી શંકા કરે કે જ્યારે પદાર્થ માત્ર બ્રહ્મરૂપ છે તો વ્યવહાર સિદ્ધ થશે નહિ અને ઘટ પટાદિરૂપોનું જ્ઞાન થશે નહિ, પણ બ્રહ્મ-વાદમાં તો વ્યવહાર સત્યજ છે અને તે સિદ્ધ પણ થાય છે. માયાવાદીને ત્યાં જેમ વ્યવહાર પરમાર્થ ભિન્ન ભિન્ન કપોલ કલ્પિત ભેદ છે તેમ બ્રહ્મવાદમાં નથી. શ્રુતિમાં એકનો અનેકરૂપે થવાનો પ્રકાર કહેલો છે. એવી શ્રુતિ સિદ્ધ ઈચ્છાથી ભગવાન્ અનેક પ્રકારે થાય છે. જેમ સુવર્ણમાંથી કડાં કુંડળાદિ અનેક ઘાટ થાય છે તો તે ઘાટમાંથી સુવર્ણત્વ જતું રહેતું નથી, સુવર્ણત્વ રહેતાં છતાં કટક કુંડલાદિ વ્યવહાર સિદ્ધ થાય છે, તેમજ ઘટ પટ એવા અનેકરૂપ બ્રહ્મ ભગવાન્ નિજેચ્છાથી ધારણ કરે છે, તોપણ તેમાં અભિન્નતા રહે છે, બ્રહ્મત્વ ચાલ્યું જતું નથી અને વ્યવહાર પણ સિદ્ધ થાય છે. કારણકાર્યની અનન્યતા સ્વીકારવામાં ભોક્તૃત્વ--ભોગ્યત્વ ભાવ ન સંભવે એ શંકા પણ અસ્થાને છે. સૂત્રકારજ 'भोक्त्रापत्तेरविभागश्चेत्स्याल्लोकवत्' એ સૂત્રમાં કારણ કાર્યની અનન્યતા હોવા છતાં ભોક્તૃને ભોગ્ય કહેવાતું નથી અને ભોગ્ય ને ભોક્તૃ કહેવાતું નથી એમ કટક કુંડળનું લોકવત્ દૃષ્ટાંત આપી સિદ્ધ કરે છે. વાદી આ સૂત્રમાં કાર્યનું જે મિથ્યાત્વ માને છે તે ભ્રાંતિ છે. આ સૂત્રમાં કંઈ કટક કુંડલનો સુવર્ણ સાથે પારમાર્થિક દશામાં અનન્ય સંબંધ કહ્યો નથી. પરંતુ સૂત્રકાર લોકવત્ શબ્દથી એમ જણાવે છે કે જેમ લોકમાં કટક કુંડળાદિનું સુવર્ણકારણ હોઈને સુવર્ણ સાથે અનન્યત્વ હોવા છતાં-કાર્યમાં પણ સુવર્ણ રહેલુંજ છે વસ્તુતઃ સુવર્ણ રૂપજ છે છતાં કટકને કુંડલ કહેવાતું નથી અને કુંડલને કટક કહેવાતું નથી તેમજ બ્રહ્મજ અનેક ઘટ પટાદિ પદાર્થોરૂપે થઈ સ્વયં ભોક્તા બને છે છતાં ભોગ્ય ભોક્તૃ થતું નથી અને ભોક્તૃ ભોગ્ય થતું નથી એમ કહી કારણકાર્યની અનન્યત્વહાસ ભોક્તૃભોગ્યની આપત્તિનો પરિહાર કરે છે અને નહિ કે વાદી કહે છે તેમ વ્યવહાર

પરમાર્થ દશા ઉપજાવી વ્યવહારમાં કાર્ય મિથ્યા કહી પરમાર્થે તેનો બ્રહ્મ સાથે અનન્ય સંબંધ કહે છે. જેના મતમાં કાર્ય તદ્દન મિથ્યાજ છે તેનો પરમાર્થે પણ અનન્ય સંબંધજ કેવો ? જ્યાં આત્મા વ્યતિરિક્ત સર્વ મિથ્યા છે ત્યાં પરમાર્થે પણ કોનો કોની સાથે અનન્ય સંબંધ ? આ એક પ્રકારનો વદતોવ્યાઘાત અને વાક્જાળ માત્ર છે. માટે તે ઉપેક્ષ્યજ છે. પૂર્ણકામ બ્રહ્મ જગદ્રૂપ થઈ, અનેકાનેક વિહાર કરે છે છતાં બ્રહ્મમાં લેશ પણ વિકૃતિ આવતી નથી તેમજ ભોક્તૃ ભોગ્ય થતું નથી અને ભોગ્ય ભોક્તૃ થતું નથી એ બ્રહ્મનું અનવગાહ્ય માહાત્મ્ય છે. આ પ્રમાણે કાર્ય-કારણનું શુદ્ધ-માયા રહિત અનન્યત્વ છે. અભેદ સિદ્ધ કરવામાં માયા-મિથ્યાત્વ-આરોપ ઇત્યાદિ સ્વીકારવાની આવશ્યકતા રહેતી નથી અને તેથીજ અમારા મતમાં અદ્વૈતની આગળ 'શુદ્ધ' પદ મૂકવું પડે છે. તમારા જેવા જ્યારે શુદ્ધ અદ્વૈતને માયા રૂપી મલિનતાથી ડોળી નાંખી અશુદ્ધ માયિક અદ્વૈત બનાવે છે ત્યારે તમારા મતથી અમારૂં પૃથક્ત્વ દર્શાવવા 'શુદ્ધ' પદ મૂકી 'શુદ્ધાદ્વૈત' અભિધાનથી અમારો મત પ્રદર્શિત કરવો પડે છે. વસ્તુઃ ઔપનિષદ્ અદ્વૈત શુદ્ધજ છે પણ જ્યારે તમારા જેવા તે અદ્વૈતને સિદ્ધ કરવામાં માયા-મિથ્યા-મલિનતા-આરોપ કરી વિલક્ષણ રીતે અદ્વૈત સિદ્ધ કરવા મંડી જાય છે ત્યારે તેનાથી પૃથક્ત્વ દર્શાવવા અમારા મતને ' શુદ્ધાદ્વૈત ' કહેવો પડે છે. વસ્તુતઃ તમારા મતને ' અદ્વૈતવાદ ' કહેવા કરતાં ડૉ. ભાંડારકરના શબ્દોમાં એકવાદ ( Singularism ) કહેવો એજ વાસ્તવિક છે. આમ જગત્ કોઈ પણ રીતે મિથ્યા નથી પણ શુદ્ધ બ્રહ્મથી અનન્ય-અભિન્ન છે, ભગદ્રૂપ છે. ડૉ. થીબો પણ કહે છે: " They (ब्रह्मसूत्र ) do not hold the doctrine of the unreality of the world.' ' The Upanishads no doubt teach emphatically that the material world does not owe its existance to any principle independent from the Lord ( ब्रह्म ) like the Pradhana of the Sankhya's. The Upanishads do not call upon us to look upon the whole universe as a baseless illusion to be destroyed by knowledge. They do not say that the true knowledge sublates this false world, as Sankar says, but that it enables the sage to extricate himself from the world; and to become one with Brahman in its highest form. ' We are to see every thing in Brahman and Brahman in every thing' the natural meaning of this is this :-' We are to look upon the whole world as a true manifestation of Brahman, as sprung from it and animated by it.' આમ સૂત્રો તેમજ ઉપનિષદ્ તરફ દૃષ્ટિ કરતાં કોઇપણ સ્થલે જગતને મિથ્યા કહ્યું નથી. ઉલટું જગતને મિથ્યા કહેનાર આસુર છે એમ ગીતાકાર કહે છે. આમ જગન્મિથ્યાત્વનું ખંડન સમજી લેવું.

જીવસ્વરૂપઃ-પૂર્વપક્ષઃ—જીવ અવિદ્યા ઉપાધિવાળો હોવાથી બ્રહ્મના અંશ જેવો છે પણ વાસ્તવિક રીતે તો તે બ્રહ્મસ્વરૂપજ છે. તેમ શ્રુતિ પણ તેજ આશય બતાવે છે. જુઓ 'यत्र हि द्वैतमिव भवति तदितर इतरं पश्यति' સંસારમાં જીવ પોતાને પ્રકૃતિથી તથા અન્ય જીવોથી જાણે જુદો હોય એમ અનાદિ અધ્યાસ તથા અવિદ્યાથી માની લે છે ને તે જીવ સ્વરૂપને ભૂલી જઇ દ્વૈત ભાવને પ્રાપ્ત થાય છે ને સંસારના બંધનમાં ભ્રમણ કર્યા કરે છે. વાસ્તવિક રીતે તો જીવ શુદ્ધ, અખંડિત આત્મ સ્વરૂપજ છે. જો જીવ ખરેખર બ્રહ્મનો અંશ હોય તો પછી જીવને ખીલા, કાંકરા તથા વિંછું વિ. લાગવાથી જે દુઃખ તથા કષ્ટ થાય તેનાથી અંશી બ્રહ્મને પણ વેદના થશે. ઉપલી દલીલથી કોઈની પણ ખાત્રી થશે કે વસ્તુતઃ જીવ બ્રહ્મનો અંશાંશી સંબંધ નથી. તેમજ તમે નિરવયત્વ શ્રુતિનો વ્યાકોપ દોષ દૂર કરી શકયા નથી. જીવાત્માની ઉત્પત્તિનો નિષેધ છે. જુઓ **न जायते म्रियते** એટલે પણ જીવ બ્રહ્મનો અંશ હોઇ શકે નહિ. તેમજ વળી વ્યાપક વસ્તુના કદિ પણ વિભાગ કે અંશ હોઇ શકેજ નહિ. જીવ તાત્વિક દૃષ્ટિએ સદા નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, ચૈતન્ય બ્રહ્મસ્વરૂપજ છે તથા તે ક્ષેત્રજ્ઞ છે. **तत्त्वमसि** તથા **अहंब्रह्मास्मि** એ બે શ્રુતિના મહાવાકયો શુદ્ધ અદ્વૈતવાદનુંજ પ્રતિપાદન કરે છે. તાત્વિક દૃષ્ટિએ જીવ તેજ શિવ છે. શાંકરમતનું દોહન માત્ર એકજ લીટીમાં સમાઇ જાય છે કે **जीवो ब्रह्मैव नापरः** એટલે જીવ તેજ બ્રહ્મ છે, બીજો કોઇ નહિ. પારમાર્થિક અવસ્થામાં શરીર, ઈંદ્રિય, મન, બુદ્ધિ, નામ, રૂપ વિ. તમામ ઉપાધિઓથી જીવરહિત છે ને તે અખંડ શુદ્ધ ચૈતન્ય બ્રહ્મજ છે. તે વિભુ છે, અણુ નહિ તથા તે અકર્તા છે, અભોક્તા છે તેમજ તમામ પ્રકૃતિની ઉપાધિઓથી તે જુદો, સ્વતંત્ર તથા નિર્લિપ્ત છે.'

માયાવાદી જીવને વ્યવહારમાં પ્રકૃતિ અવિદ્યાની ઉપાધિને લઈને બ્રહ્મના અંશ જેવો એમ કહે છે અને પરમાર્થે બ્રહ્મસ્વરૂપજ કહે છે પણ વસ્તુતઃ માયાવાદીના મતે જીવનો પરમાર્થે નાશ થાય છે તો પરમાર્થે જીવ બ્રહ્મસ્વરૂપ કેવી રીતે હોઇ શકે? માયાવાદીને ત્યાં જીવ એ અવિદ્યા માયાનું કાર્ય છે અને કારણનો નાશ કર્યેથી કાર્ય નાશ પામે એ સિદ્ધાંતાનુસાર માયા અવિદ્યા નિવૃત્ત કરેથી જીવનો પ્રણાશ થાય છે. પ્રણાશ થયા પછી બ્રહ્મસ્વરૂપ કેવું? અવિદ્યા અજ્ઞાન ઉપાધિ વિશિષ્ટ બ્રહ્મ એ માયાવાદીને ત્યાં જીવ છે. અવિદ્યા ભ્રાંત બ્રહ્મ તે જીવ. અનાદિ અવિદ્યા અધ્યાસથી બ્રહ્મ જીવત્વ પ્રાપ્ત કરે છે, બ્રહ્મ પોતાને જીવ માની લઈ, બ્રહ્મ સ્વરૂપને ભૂલી જઈ દ્વૈત ભાવને પ્રાપ્ત કરી સંસારના ભ્રમણમાં ભમ્યા કરે છે. આમ માયાવાદીને ત્યાં બ્રહ્મસ્વરૂપની અધોગતિ થાય છે. બ્રહ્મ અબ્રહ્મ થાય છે અને પુનઃ અબ્રહ્મને જ્ઞાનદ્વારા બ્રહ્મ કરવાનું છે. બ્રહ્મ દુર્બલ હતો તેથી અબ્રહ્મ થયો એટલે વસ્તુતઃ બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ માયાવાદીને ત્યાં છેજ નહિ. જો માયાવાદી કહે છે તેમ બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ હોય તો માયાથી પોતાનું સ્વરૂપ કેવી

રીતે ભૂલી જાય ? બ્રહ્મ જ્ઞાન સ્વરૂપ હોય તો માયા–અવિદ્યા અજ્ઞાનનું બલ બ્રહ્મ-પર કેવી રીતે ચાલે ? જો અવિદ્યા ઉપાધિનું બલ બ્રહ્મ પર નહોત તો બ્રહ્મજીવ સ્વરૂપે અધોગતિ કેવી રીતે પામે છે ? માયાવાદીની પ્રચ્છન્ન નાસ્તિકતાનું મુખ્ય લક્ષણ એજ છે કે માયા–અવિદ્યારૂપ ઉપાધિથી શુદ્ધ બ્રહ્મને કલુષિત કરવામાં આવે છે. આવા મતમાં વસ્તુતઃ મોક્ષજ નથી એ અમે આગળ મુક્તિ પ્રકરણમાં સિદ્ધ કરીશું. કેટલાક માયાવાદીઓ બ્રહ્મનો અવિદ્યામાં પડેલો પ્રતિબિંબ તે જીવ એમ કલ્પે છે. તે પણ અસંભવિતજ છે. કારણકે પ્રથમ તો માયાવાદીને ત્યાં બ્રહ્મ નીરૂપ છે અને માયા–અવિદ્યા મલિન છે તો નીરૂપ વસ્તુનો મલિન વસ્તુમાં પ્રતિબિંબજ કેમ સંભવી શકે ? જો તેમ હોય તો વાયુનો પણ કાષ્ઠ પાષાણાદિમાં પ્રતિબિંબ પડવો જોઈએ. તેમજ પ્રતિબિંબ એ અવસ્તુ છે એટલે જીવ પણ અવસ્તુજ ઠરે અને પ્રતિબિંબનો નાશ થાય છે એટલે જીવનો પણ પ્રણાશજ સમજવો. જીવનું પ્રતિબિંબપણું તથા પ્રણાશ કોઈ પણ શ્રુતિ સ્મૃતિ કે સૂત્રમાં કહ્યું નથી. માયાવાદી ' आभास एव च ' એ સૂત્ર જીવને પ્રતિબિંબ સિદ્ધ કરવામાં આપે છે પણ એ સૂત્રનું તેમનું અજ્ઞાનજ બતાવે છે. ઉક્ત સૂત્રમાં વાદી કહે છે તેમ કાંઇ જીવને બ્રહ્મનો પ્રતિબિંબ કહ્યો નથી એટલે અવિદ્યામાં પડેલું બ્રહ્મનું પ્રતિબિંબ તે જીવ એમ કહ્યું નથી પણ સૂત્રકાર તો आभास શબ્દ વાપરે છે, અને અને ' આભાસ ' શબ્દ વડે જેમ લોકમાં કોઈ કુલીન સંસ્કારી બ્રાહ્મણ કુટુમ્બમાં જન્મયો હોય છતાં તેનામાં સદાચાર ન હોય, બ્રાહ્મણ ધર્મો ન હોય તો જેમ બ્રાહ્મણાભાસ કહેવાય છે, તેમ જીવમાં બ્રહ્મના આનંદાંશનું તિરોધાન હોવાથી, બ્રહ્મના સમ્પૂર્ણ ધર્મોનો એનામાં આવિષ્કાર નહોવાથી, તે બ્રહ્મનો અંશ હોવાથી બ્રહ્માભાસ કહેવાય છે. વાદીએ કરેલો એ સૂત્રનો અર્થ તદ્દન ખોટો છે. વાદી કહે છે તે દૃષ્ટિએ જીવને બ્રહ્મનો પ્રતિબિંબ વા આભાસ કહીએ તો બ્રહ્મ, માયા અને માયામાં પડેલું બ્રહ્મનું પ્રતિબિંબ, એમ ત્રણ અનાદિ થાય અને કાર્ય કારણ ભાવનો ઉચ્છેદ થાય. કાર્ય પહેલાં કારણ અવશ્ય હોવુંજ જોઇએ. તેમજ જીવને પ્રતિબિંબ કોઈ પણ શ્રુતિ સ્મૃતિ કે સૂત્રમાં સ્પષ્ટ રીતે કહ્યો નથી.

બ્રહ્મ વ્યતિરિક્ત ઇતર પદાર્થ સ્વીકારવાથી અને તેનું કાર્ય માનવાથી માયા વાદનો દ્વૈતમતમાં કયારનો એ પ્રવેશ થઈજ ચૂકયો છે તેનું વિસ્મરણ કદિ પણ ન થવું જોઇએ. 'एकोऽहं बहुस्यां प्रजायेय' એમ રમણ કરવાની ઇચ્છા થતાં પોતાનો પૂર્ણ આનંદ તિરોધાન કરી જીવસ્વરૂપ ગ્રહણ કરી બ્રહ્મ ક્રીડા કરે છે એમ બ્રહ્મ-વાદીનો સિદ્ધાંત છે. પરમાર્થતઃ અવિદ્યાથી બ્રહ્મ જીવરૂપે ભાસેછે એમ નહિ. જીવ નિત્ય છે. માયાવાદી કહે છે તેમ કાંઇ તેની ઉત્પત્તિ નથી પણ વ્યુચ્ચરણ માત્ર છે. વિસ્ફુલિંગવત્ વ્યુચ્ચરણ કાંઇ ઉત્પત્તિ નથી. न जायते म्रियते ઉત્પત્તિના નિષેધાર્થે નથી પણ એમાં જીવનું નિત્યત્વ ઉપદિષ્ટ છે. જીવનું નિત્યત્વ આર્યશાસ્ત્ર

માં એટલું તો સુપ્રસિદ્ધ છે કે જીવને અનિત્ય અને મિથ્યા માનનારને આર્ય પણ કેમ કહી શકાય ! માયાવાદી જીવને વિભુ કહે છે. બ્રહ્મવાદમાં જીવ અણુ છે સ્વતઃ વ્યાપક નથી પણ તેનામાં બ્રહ્મનો આવિર્ભાવ થતાં ભગવત્ત્વ વડે વ્યાપક પણ છે. માયાવાદી જીવને અણુ ન સ્વીકારવામાં ત્રણ મુખ્ય કારણો આગળ કરે છે. (૧) જીવની ઉત્પત્તિ નથી એટલે જીવ વિભુ છે. (૨) પરબ્રહ્મનો પ્રવેશ સાંભળવામાં આવે છે. (૩) તાદાત્મ્યોપદેશ છે. જીવની ઉત્પત્તિનો નિષેધ છે તેથી જીવનું વિભુત્વ સિદ્ધ થતું નથી જીવનું નિત્યત્વ કહેવા સારૂજ ઉત્પત્તિ નથી માટે નાશ થતો નથી પણ જીવ નિત્ય છે એ સૂચવવા ઉત્પત્તિનો નિષેધ કરેલો છે. જો ઉત્પત્તિ હોય તેનો નાશ પણ હોય પણ જીવની ઉત્પત્તિ નથી માટે નાશ થતો નથી પણ જીવ નિત્ય છે એ સૂચવવા ઉત્પત્તિનો નિષેધ કરેલો છે. જો ઉત્પત્તિ નથી માટે જીવ વિભુ છે, બ્રહ્મ છે તો માયાવાદીને ત્યાં માયા, અવિદ્યા ઉત્પત્તિ રહિત છે અનાદિ છે માટે અવિદ્યા માયા પણ બ્રહ્મ ઠરવી જોઇએ પણ તેમ તો તમે સ્વીકારતા નથી. કદાચ માયાવાદી એમ કહે કેમાયા,અવિદ્યા અનાદિ,ઉત્પત્તિ રહિત છે પણ તેનો તો અંત આવે છે અને છેવટે સાંત મિથ્યા છે પણ તમે તો જીવનું છેવટનું પણ નિત્યત્વ સ્વીકારતા હોવાથી, દ્વૈત થઈ જશે, બ્રહ્મ અને જીવ એ બે નિત્ય સ્વીકારવાથી દ્વૈત થશે, અને 'एकविज्ञानेन' એ એ પ્રતિજ્ઞાનો વિરોધ આવશે, તો તેના પ્રત્યુત્તરમાં કહેવાનું કે જીવને નિત્ય અને અણુ સ્વીકારેલો હોવાથી પ્રતિજ્ઞાનો વિરોધ રહેતો નથી કારણ કે જીવનું અણુત્વ, જીવનું જ્ઞાન પણ બ્રહ્મના જ્ઞાનથીજ છે. જીવ બ્રહ્મથી પૃથક્ નથી કે દ્વૈત થઇ જાય. જીવની સ્વતંત્ર સત્તા કે અવસ્થિતિજ નથી પણ જીવ બ્રહ્મનો અંશ છે એ સૂત્રકાર 'अंशो नानाव्यपदेशात्' એ સૂત્રમાં તેમજ ભગવાન પણ ગીતામાં 'ममैवांशो जीवलोके जीवभूतः सनातनः' 'वालाग्रशतभागस्य,' 'एषोऽणुरात्मा' ઇત્યાદિ અનેક સ્થળે જીવને બ્રહ્મનો અંશ કહેલો છે અને અંશ અંશીની અભિન્નતા, અનન્યતા તો વ્યાસજીએ 'तदनन्यत्व' સૂત્રમાં કયારનીએ સિદ્ધ કરેલી છે એટલે દ્વૈત થતું થતું નથી અને દ્વૈતની ખોટી ભીતિથી જીવને બ્રહ્મનો અંશ ન કહેતાં વિભુ વ્યાપક કહેવું એ શ્રુતિ સ્મૃતિ અને સૂત્રથી તદ્દન ખોટું છે. સૂત્રમાં જ્યાં અંશ શબ્દ સ્પષ્ટ કહેલો છે ત્યાં શંકરાચાર્ય अंशइव એ ફેરફાર કરી નાખી જીવને 'અંશ જેવો' એમ કહી જીવનું વિભુત્વ કહે છે તે વ્યાજબી નથી, ડૉ. થીબો કહે છે કે 'સૂત્રમાં જ્યાં જીવને બ્રહ્મનો અંશ કહ્યો છે ત્યાં શંકરાચાર્ય 'अंशइव' એમ કહે છે તે સૂત્રથી તદ્દન ખોટું છે. જે સૂત્રમાં પ્રતિબિંબવાદ નથી તે સૂત્રમાં 'આભાસ'નો અર્થ પ્રતિબિંબ કરવામાં આવે છે, તેમ કરવાથી બીજા અધ્યાયના ૩જા પાદના ૪૩માં સૂત્રનો વિરોધ આવે છે, કેમકે તેમાં જીવને બ્રહ્મનો સાક્ષાત્ અંશજ કહેલો છે." આમ શંકરાચાર્ય જીવને પ્રતિબિંબ કલ્પે છે અને સૂત્રમાં જ્યાં સ્પષ્ટ અંશ કહ્યો છે ત્યાં 'अंशइव' કરી નાખે છે તે સૂત્રથી

સ્પષ્ટ વિરુદ્ધ છે એમ વાંચકની હવે પ્રતીતિ થઈ રહેશે. આમજ સર્વ સૂત્રોમાં સમજવું. માયાવાદમાં સૂત્રોનો વિપ્લવ કરવામાં આવ્યો છે. માટે જેઓ સ્વબુદ્ધિથી શાસ્ત્રાર્થ પરિકલ્પી તેમાં વેદને યોજે છે. તેઓ મહાસાહસિક છે અને સત્પુરુષોએ તેવાની ઉપેક્ષાજ કરવી યોગ્ય છે. માયાવાદમાં જીવ બ્રહ્મનો અંશ નહિ હોવાથી એકના વિજ્ઞાનથી સર્વના વિજ્ઞાનની પ્રતિજ્ઞા ત્રિકાલમાં પણ સિદ્ધ થતી નથી. વાદી એમ કહે છે કે બ્રહ્મ નિરવયવ હોવાથી જીવ તેનો અંશ હોઈ શકે નહિ તો બાદરાયણ 'શ્રુતેસ્તુ શબ્દ મૂલત્વાત્' એ સૂત્રથી તેનો ઉત્તર આપે છે. અમે પૂર્વે જગત્ પ્રકરણમાં જણાવી ગયા તેમ બ્રહ્મ સાવયવ કે નિરવયવ છે એ જેમ વેદથીજ જાણી શકાય છે તેમ બ્રહ્મ નિરવયવ હોવા છતાં જીવ જગત્ તેનો એકેક અંશ છે એમ પણ શ્રુતિ સ્મૃતિ વેદજ કહે છે. માટે આસ્તિક માત્રે વેદના પ્રમાણથી ઉભયજ સ્વીકારવું જોઇએ અને નહિ કે સ્વકલ્પનાથી કલ્પેલું. વેદના શબ્દને તિલાંજલિ આપી સ્વકલ્પનાના તરંગો દોડવવા એ વૈદિકને ન શોભે પણ પણ તમારાં જેવા અવૈદિકનેજ સોપ્યું. માટે જીવની ઉત્પત્તિના નિષેધ માત્રથી જીવનું વિભુત્વ કલ્પવું એ શ્રુતિ સ્મૃતિ તેમજ સૂત્રથી વિરુદ્ધ છે, હવે બીજી શંકા કે પરબ્રહ્મનો પ્રવેશ સંભળાય છે માટે જીવ તેજ બ્રહ્મ અને વિભુ છે એ પણ ખોટું છે. પરબ્રહ્મનો જે પ્રવેશ શ્રુતિમાં કહેલો છે તે જીવની સાથે અંતર્યામિરૂપે કહ્યો છે અને નહિ કે માયાવાદી કહે છે તેમ વિભુત્વને માટે આનું મૂલ છાન્દોગ્યમાં 'अनेन जीवेन आत्मना अनुप्रविश्य नामरूपे व्याकरवाणी' એ શ્રુતિમાં છે. અત્ર પરબ્રહ્મનો પ્રવેશ કહેલો છે તેથી માયાવાદી કહે છે કે જીવ તેજ પરબ્રહ્મ અને તેથી જીવ વિભુ વ્યાપક છે. પ્રથમ તો પરબ્રહ્મ વ્યાપક હોવાથી તેનો પ્રવેશજ અસંભવિત છે. તેમજ પ્રવેશને સંયોગના અર્થમાં પણ લઈ શકાય એમ નથી કારણકે પરબ્રહ્મ સૃષ્ટિની અંદર તેમજ બ્હાર સર્વત્ર વ્યાપક છે માટે સંયોગ સંભવીજ શકતો નથી. વળી બ્રહ્મ પ્રવેશ કર્યા વગર પણ નામરૂપનો વિસ્તાર કરી શકે છે. માત્ર આ શ્રુતિને જો દ્વાસુપર્ણા શ્રુતિ સાથે લઇએ તો માત્ર એટલુંજ સિદ્ધ થાય છે કે પરમાત્મા જીવાત્માની સાથે હૃદય ગુહામાં પ્રવેશ કરી નામરૂપનો વિસ્તાર કરે છે. માટે પ્રવેશ શ્રવણથી જીવનું વિભુત્વ સિદ્ધ થઇ શકતું નથી. વાદી કહે છે કે જો જીવ બ્રહ્મનો અંશ હોય તો અંશના સુખ દુઃખની વેદના અંશી બ્રહ્મને પણ થશે આ તેની કલ્પના પણ વેદાંત સૂત્રોનું અજ્ઞાનજ પ્રદર્શિત કરે છે. સૂત્રોમાં આપેલો પૂર્વપક્ષ વાદી સિદ્ધાંત તરીકે મૂકે છે અને સિદ્ધાંત સૂત્રને ઉડાવી દે છે. આમ સર્વત્ર પ્રતારણા કરે છે અને માયાવાદ નામની સાર્થકતા પણ કરે છે કારણ કે માયાના અનેક અર્થો થાય છે તેમાં કાપટ્ય પ્રતારણ પણ એક અર્થ છે. વાદીની શંકાનો ઉત્તર સૂત્રકાર 'प्रकाशादिवन्नैवं परः' તેમજ 'स्मरन्ति च' (૨-૩-૪૬,૪૭) એ સૂત્રદ્વયથી આપે છે. જેમ પ્રકાશ પ્રકા-

શ્યના દોષથી દુષ્ટ નથી તેમજ જીવના દુઃખથી બ્રહ્મ કાંઇ દુઃખી થતું નથી. દુઃખાદિ પણ બ્રહ્મ ધર્મો છે. જીવને કેવલ દ્વૈત બુદ્ધિથીજ દુઃખ થાય છે, પરંતુ, પરમાત્માને તેમ થતું નથી સર્વે ઋષિઓ અંશી બ્રહ્મમાં દુઃખનો અસંબંધ અને અંશ જીવને દુઃખ સંબંધ કહે છે. જુઓ 'एकस्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते लोकदुःखेन बाह्यः (क. २-५-११ तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभिचाक शीति (શ્વે. ૪-૬) ઉપલી શ્રુતિઓથી જીવના સુખ દુઃખાદિ સાથે બ્રહ્મને કાંઈ પણ સંબંધ નથી. સુખ દુઃખાદિ કેવલ જીવનેજ થાય છે નહિ કે જડ તેમજ અંતર્યામીને. વાદી કહે છે કે ' यत्र हि द्वैतमिव भवति ' એ શ્રુતિ અનુસાર દ્વૈત જુએ છે તેથી જીવ સંસારમાં ભ્રમણ કર્યા કરે છે અને દુઃખી થાય છે. આ શ્રુતિનો અર્થ વાદી કરે છે તેમ નથી. અત્ર પદાર્થનાં દ્વૈતનો નિષેધ કર્યો નથી પણ દ્વૈત બુદ્ધિનોજ પદાર્થ વિષે જે ભેદ જ્ઞાન છે, પૃથક્ જ્ઞાન છે, તેજ મિથ્યા છે નહિ કે પદાર્થ. માયાવાદમાં નાનાત્વ મિથ્યા છે પણ બ્રહ્મવાદમાં તેમ નથી. બ્રહ્મવાદમાં નાનાત્વ ઐચ્છિક, બ્રહ્મકૃત, ભગવત્કૃત છે પણ તેને પૃથક્ જાણવું, તેમાં દ્વૈત બુદ્ધિ રાખવી એજ મિથ્યા છે, નાનાત્વ નહિ. નાનાત્વને મિથ્યા માનનાર બ્રહ્મના માહાત્મ્યનો નાશ કરનાર છે માટે તે ઉપેક્ષ્યજ છે. જીવ નાનાત્વ–દ્વૈત પદાર્થના દર્શનથી દુઃખી થતો નથી પણ તેમને ભિન્ન જાણવાથી, ભેદ જ્ઞાનને લીધે દુઃખી થાય છે. શ્રુતિ કહે છે 'આ સર્વ નિશ્ચય બ્રહ્મ છે' તો સર્વને મિથ્યા કેમ કહી શકાય? સર્વને મિથ્યા માનવું એજ મિથ્યા છે, બ્રહ્મવાદમાં દ્વૈત જ્ઞાનજ મિથ્યા છે. દ્વૈત પદાર્થ નહિ. ' यत्र हि द्वैतमिव ' એ શ્રુતિ સર્વ પદાર્થોની ભગવત્તુલ્યતા દર્શાવે છે નહિ કે માયાવાદી કહે છે તેમ મિથ્યાત્વ માયાવાદી ને ત્યાં દ્વૈત અદ્વૈત પદાર્થ સાથે, વસ્તુ સાથે સંબંધ ધરાવે છે. માયાવાદમાં એકજ આત્મા વ્યતિરિક્ત સર્વ પદાર્થો મિથ્યા છે માયાથી ભાસે છે, મિથ્યા અજ્ઞાન અનાદિ અવિદ્યારૂપી અધ્યાસનું કાર્ય છે પણ બ્રહ્મવાદમાં તેમ નથી. બ્રહ્મવાદમાં દ્વૈત પદાર્થ હેય, અનર્થરૂપ નથી પણ બ્રહ્માભિન્ન, બ્રહ્માનન્ય, બ્રહ્મની સ્વેચ્છાકૃત છે તેને પૃથક્ જાણવું, ભેદ જ્ઞાન રાખવું તેના પર અહંતા મમતા રાખવી એ અવિદ્યા માયાનું (બ્રહ્મની) કાર્ય છે. દ્વૈત જ્ઞાન મિથ્યા છે પણ દ્વૈત (પ્રત્યેક વસ્તુ) મિથ્યા નથી. બ્રહ્મવાદમાં એકજ પરમ તત્ત્વ બ્રહ્મના આશ્રયે તેનું કાર્ય જગત્ જીવાદિ સ્થિતિ કરે છે, પણ તે બ્રહ્મથી ભિન્ન નથી, તેને ભિન્ન જાણવું તેજ ભેદ જ્ઞાન છે અને તે મિથ્યા છે. માયાવાદી બ્રહ્મના કાર્ય જગત જીવાદિને દ્વૈતની ભીતિથી મિથ્યા માને છે. માયાવાદીની તિરોહિત બુદ્ધિને કાર્યકારણ, ધર્મધર્મી, ગુણગુણી, જાતિવ્યક્તિની માયારહિત અભિન્નતા, અનન્યતા ન સ્ફુરવાથી દ્વૈતની ભીતિથી માયાવાદ ઉપજાવવાનું ધાષ્ટર્ય ધરે છે, બ્રહ્મવાદમાં કાર્યકારણની માયારહિત અભિન્નતા, અનન્યતા હોવાથી, કાર્યની કારણ વિના સ્વતંત્ર પૃથક્ સ્થિતિ નથી

એટલે દ્વૈત થતું નથી પણ કાર્યને કારણથી પૃથક જાણવું તે દ્વૈતબુદ્ધિનું લક્ષણ હોવાથી, દ્વૈતજ્ઞાનજ મિથ્યા છે, આથી વાદીએ આપેલી શ્રુતિ પદાર્થ વિષેના ભેદ જ્ઞાનનોજ નિષેધ કરે છે અને નહિ કે બ્રહ્મના કાર્યરૂપ જગત્ જીવાદિનો. હવે છેલ્લી શંકા તાદાત્મ્યોપદેશ જે પર માયાવાદી બહુજ ભાર મૂકે છે, તે તપાસીએ, આનું મૂલ છાન્દોગ્યમાં છેઃ 'स एष अणिमा, ऐतदात्म्यं इदं सर्वं, तत् सत्यं, स आत्मा तत् त्वम असि.' આ શ્રુતિ ઉદ્દાલક મુનિ સ્વપુત્ર શ્વેતકેતુને શીખવે છે. અત્ર તાદાત્મ્યોપદેશ જેમ માયાવાદી કહે છે તેવો નથી. 'तत त्वम् असि'નો तत ऐतदात्म्यની સાથે જાય છે. આ શ્રુતિનો મુખ્યાર્થ એકના વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન દૃઢ કરવા પુરતો છે. આ વિચારથી ઉદ્દાલક શ્વેતકેતુને કહે છે કે 'इदं सर्वं' આ પરિદૃશ્યમાન સર્વ જડ જીવાત્મક તમામ જગત્ ऐतदात्म्य છે. સદ્‌નો પ્રકાર છે માટે સત્ય છે, કારણ કે સદ્ એનો આત્મા છે, સદ્‌થી એની સત્તા છે. શ્વેતકેતુ તું પણ તે છે ऐतदात्म्य છે, સદ્‌નો પ્રકાર છે तत् એ વિશેષણ છે અને તેનો વિશેષ્ય ऐतदात्म्य છે. માયાવાદી આ આખી શ્રુતિમાંથી કેવલ 'तत्त्वमसि' નેજ મહાવાક્ય ગણે છે, પણ આમ કરવું એ શ્રુતિની હત્યા કરવા બરાબર છે. માયાવાદ સિવાય કયા શાસ્ત્રમાં કઇ શ્રુતિ સ્મૃતિ કે સૂત્રમાં કેવલ 'तत्त्वमसि' નેજ મહાવાક્ય કહ્યું છે? એતો માયાવાદીની કેવલ સ્વ કલ્પનાજ માત્ર છે. તેનો અર્થ પણ વિચિત્ર કરે છે, 'तत्' એટલે સર્વજ્ઞત્વાદિ ધર્મ વિશિષ્ટ બ્રહ્મ, 'त्वम्' એટલે અજ્ઞત્વાદિ ધર્મ યુક્ત જીવ અને તૃતીય 'असि' પદથી જીવ અને બ્રહ્મના અભેદનો બોધ કરવામાં આવે છે. પરન્તુ જીવ અને બ્રહ્મના ધર્મો પરસ્પર વિરુદ્ધ હોવાથી અભેદ સંભવતો નથી માટે બ્રહ્મના સર્વજ્ઞત્વાદિ ધર્મો અને જીવના અજ્ઞત્વાદિ ધર્મોનો ત્યાગ કરી ચૈતન્ય માત્રથી જીવ અને બ્રહ્મનો અભેદ સિદ્ધ થાય છે. જેમકે કોઇ સ્થલે દેવદત્તને નિર્ધન અવસ્થામાં જોયો હોય અને બીજી જગાએ તેને ધનિક અવસ્થામાં જોયો હોય પરંતુ તે બન્ને અવસ્થાને લીધે દેવદત્તનો ભેદ છે. તે ભેદ ત્યાગી આ દેવદત્ત છે એમ અભેદજ્ઞાન કરાવાય છે તેમ આ શ્રુતિ જીવ બ્રહ્મના ધર્મોનો ભેદ ત્યાગી ચૈતન્યતાથી અભેદનો, ભેદના અત્યંત અભાવનો બોધ કરે છે એમ માયાવાદી કહે છે. આમ ભાગત્યાગલક્ષણાથી શ્રુતિનો અર્થ કરવામાં એક પણ શ્રુતિ સ્મૃતિ કે સૂત્રનું પ્રમાણ નથી તેમજ ભાગત્યાગલક્ષણા કેવલ કપોલ કલ્પિત અને સ્વમત દુરાગ્રહનું ફલ છે. આમ અર્થ કરવામાં બ્રહ્મના તમામ કાર્ય, અંશો, ઉપાસના રૂપો મિથ્યા ઠરે છે અને શ્રુતિ સૂત્રો બ્રહ્મનું જે કારણત્વ અને અંશિત્વ દર્શાવે છે તે અસત મિથ્યા ઠરે છે. માયાવાદીનો નિર્વિશેષવાદ અને માધ્યમિક બૌદ્ધનો શૂન્યવાદ છેવટે એકજ પરિણામ પર આવી રહે છે. આથીજ અમે તમને પ્રચ્છન્ન બૌદ્ધ કહીએ છીએ. માયાવાદની દૃષ્ટિએ આ શ્રુતિનો અર્થ કરવામાં ઉપક્રમ અને

ઉપસંહાર સંગતિ બહુ પ્રકારે ભગ્ન થાય છે. 'एतदात्म्यमिदं सर्वम्' આ સ્થલે જેમ જડનું બ્રહ્મત્વ પ્રતિપાદન કરવામાં ભાગત્યાગલક્ષણાની જરૂર પડતી નથી તેમજ જીવનું બ્રહ્મત્વ પ્રતિપાદન કરવામાં પણ ભાગત્યાગલક્ષણાની જરૂર નથી. જો આપણે જીવને બ્રહ્મનો અંશ લઈએ તો 'तत्' ની માત્ર લક્ષણા રહે છે અને તે પણ અસત્ પર્યવસાયિની નથી. જ્યારે જીવ બ્રહ્મ ભાવ પ્રાપ્ત કરે છે ત્યારે તે વિભુત્વ પણ પ્રાપ્ત કરે છે. બ્રહ્મના ધર્મો તેનામાં આવે છે. તેના અણુત્વને પણ કાંઈ અડચણ આવતી નથી. અત્ર પરિણામ સત્ પર્યવસાયિ થાય છે પણ ભાગ ત્યાગલક્ષણાથી જીવ બ્રહ્મનો અભેદ સિદ્ધ કરવામાં કાર્ય અને કારણ શ્રુતિઓનો ઘાત કરવો પડે છે. બ્રહ્મના ધર્મોથી જીવ વિભુ થઈ શકે છે પણ સ્વતઃ વિભુ નથી. આજ વાત સૂત્રકાર 'तद्गुणसारत्वात्तु तद्व्यपदेशः प्राज्ञवत्' એ સૂત્રમાં બ્રહ્મના ગુણો જીવમાં આવિર્ભાવ પામતા જીવ પણ બ્રહ્મ રૂપ કહેવાય છે. જેમ એક લોહના પરશુને અત્યંત તપાવવાથી લાલચોળ પ્રતીત થાય છે ત્યાં અગ્નિત્વ જેમ લોહના પરશુનું નથી પણ અગ્નિનું છે તેમ બ્રહ્મનાં ધર્મો જીવમાં આવિર્ભાવ પામતાં, પ્રકટ થતાં જીવ વિભુ પણ બને છે પણ જીવ સ્વતઃ કાંઈ વિભુ નથી. આજ વાતનું સૂત્રકાર પુનઃ અન્ય સૂત્રદ્વારા પ્રતિપાદન કરે છે. 'पुंस्त्वादिवत् तु अस्य सतोऽभिव्यक्तियोगात्' જેમ બાલપણમાં રહેલું પુંસ્ત્વ યૌવનમાં અભિવ્યક્ત થાય છે તેમ આનંદ પ્રકટ થતાં જીવ વિભુત્વ પ્રાપ્ત કરે છે. બ્રહ્મના આનંદાંશની અભિવ્યક્તિ થતાં કોટિ બ્રહ્માંડ જીવમાં પ્રતીત થાય છે. શ્રીકૃષ્ણે યશોદાજીના ઉત્સંગમાં બિરાજી વિશ્વ દર્શન કરાવ્યું એ પ્રસિદ્ધ અનુભવ છે ત્યાં શ્રીકૃષ્ણે પરિચ્છિન્નરૂપે યશોદોત્સંગમાં બિરાજી જગદાધારપણું સિદ્ધ કર્યું છે તદ્વત્ જીવ અણુ-પરિચ્છિન્ન હોવા છતાં બ્રહ્મના ગુણોનો તેમાં આવિર્ભાવ થતાં તદ્વ્યપદેશ થાય છે, ભગવદ્રૂપ, વિભુ કહેવાય છે. અત્ર 'तद्गुणसारत्वात्' (૨-૩-૨૯) સૂત્રનો જે અર્થ શંકરાચાર્યે કર્યો છે તે બરાબર નથી એમ ડૉ. થીબોએ એ સૂત્રાર્થ ઉપર જે ટીકા કરી છે તે અમે વાંચકની જાણ સારૂં આપીએ છીએ. ડૉ. થીબો કહે છે 'Now in the first place nothing in context warrants the explanation of the first 'Tat' Buddhi and which is more important in the second place, it is more than doubtful whether according to Sankar's own system, the qualities of the Buddhi such as pleasure, pain......etc, can with any propriety be said to consititute the essence of the soul even in the Samsara state. The essence of the soul in whatever state, according to Sankar's system is knowledge or intelligence, whether it is due to its association with the Buddhi is non-essential, or, more strictly unreal false.' આથી સમજાય છે કે જીવાણુત્વ બોધક સૂત્રોને શંકર પૂર્વપક્ષમાં લઈ ગયા છે તે બરાબર નથી.

જો જીવ વિભુ-વ્યાપક હોય તો એકના સુખદુઃખનો અનુભવ બીજાને થવો જોઇએ તેમજ એકની મુક્તિથી સર્વની મુક્તિ થવી જોઇએ કારણ કે એકજ વ્યાપક ચૈતન્ય આત્મા છે, તેના વિભાગ કે પૃથકૃત્વ નથી. અત્ર માયાવાદી કહે છે કે પ્રત્યેક આત્માની ભિન્ન ઉપાધિ વાસનાને લઇને એકનો અનુભવ બીજાને થતો નથી અને એકના જ્ઞાનથી બીજાની મુક્તિ થતી નથી, તો માયાવાદીને પૂછવામાં આવે છે કે પ્રત્યેક આત્માની ભિન્ન ઉપાધિ, વાસના કયાંથી આવી? આરંભમાં એકજ અવિભક્ત વિભુ આત્મા હતો ત્યાં ઉપાધિથી તેના ભેદો પૃથકૃત્વ કયાંથી થયું? આવી આત્માની અસંખ્ય વાસના, ઉપાધિ નિત્ય સિદ્ધ છે કે સાંખ્યની પ્રકૃતિ પરિણામ વત્ માયા અવિદ્યાનું પરિણામ છે? જો નિત્ય સિદ્ધ અસંખ્ય વાસના ઉપાધિ માનશો તો મુક્તિનો ઉચ્છેદ થશે અને દ્વૈત ઠરશે. તેમજ સાંખ્યની પ્રકૃતિવત્ માયા અવિદ્યા ઉપાધિને પરિણામ પામવાનું પ્રયોજન શું? અમે પૂર્વે જણાવી ગયા તેમ જડમાં પ્રથમ ક્રિયા તેમજ જ્ઞાન શક્તિ ન હોવાથી જડ સ્વતઃ પરિણામ પામી શકેજ નહિ. લોકમાં પણ ચૈતન્ય પ્રેરીત જડનું કાર્ય જોવામાં આવે છે. જડ સ્વતઃ કાંઈ પણ કરી શકતું નથી. માયાને જો તમે ચૈતન્ય કહેશો તો એક વિભુ ચૈતન્ય આત્મા અને બીજી તેનાથી ભિન્ન ચૈતન્યમાયા એમ ચૈતન્યના વિભાગ થશે અને દ્વૈત થશે. ઉભયને એકજ કહેશો તો કાર્યકારણ ભાવનો ઉચ્છેદ થશે અને તમારા મત પ્રમાણે આત્માને શરીરાદિ ઉપાધિ રહેશે નહિ. વળી પ્રત્યેકની મુક્તિ ભિન્ન સ્વીકારો છો તો એક મુક્ત ચૈતન્ય, અને બીજું બદ્ધ ઉપાધિ યુકત ચૈતન્ય એમ ચૈતન્ય નિરવયવ અને વ્યાપક હોવા છતાં, ચૈતન્યના વિભાગો તમારાજ મતથી સિદ્ધ થાય છે, તો પછી બ્રહ્મ નિરવયવ છે તેથી જીવ અણુ તેનો વિભાગ હોઈજ ન શકે, એ શંકાને પ્રથમ તમારાજ મતમાં સ્થાન હોવાથી, તેનો કાંઇ પણ શાસ્ત્રીય ખુલાસો કર્યા વિના, ઇતરના મત પર દોષો મૂકવા એ વૃથા છે. બ્રહ્મવાદને દોષ દેતાં સ્વમતજ દોષિત ઠરે છે. બ્રહ્મવાદમાં તો શાસ્ત્ર સિદ્ધ ખુલાસો છે કે બ્રહ્મ નિરવયવ હોવા છતાં જીવ તેનો અંશ, વિભાગ છે એમ શાસ્ત્રજ ઉભયનું પ્રતિપાદન કરે છે અને તેમાં લૌકિક તર્કને શંકાને સ્થાન નથી, કારણ કે બ્રહ્મ સ્વરૂપ આપણી બુદ્ધિથી જાણી શકાય એમ નથી. જીવને વ્યાપક માનવાથી જીવની ઉત્ક્રાંતિ આગતિ વગેરે શાસ્ત્રમાં વર્ણવેલી છે તે મિથ્યા ઠરે છે. બ્રહ્મલોકાદિમાં જઇ જીવે કરેલાં કર્મોનાં ફલ ભોગવવાનું કયાં રહ્યું? જીવ વ્યાપક હોય તો ગતિજ ન સંભવી શકે. વ્યાપક હોવા છતાં ગતિ માનશો તો બ્રહ્મના વિરુદ્ધધર્માશ્રયમાં શા માટે શંકા કરો છો? માયાવાદમાં જીવ કર્તા ભોક્તા ન હોવાથી જીવને કાંઇ પણ કરવાનું રહેતું નથી. શાસ્ત્રમાં જીવને પુરુષાર્થ કરવાનો કહેલો છે તેના પર તે વાદી પાણી ફેરવે છે, જીવ કર્તા નહિ હોવાથી સ્વકર્મનું ફલ ભોગવવાનું નહિ રહ્યું તો જીવ ગમે તેવું

દુષ્ટ કર્મ કરતાં પણ અચકાય ખરો કે ? આતે ઉત્તમ પ્રકારની નીતિ અને ધર્મનું પ્રતિપાદન કે નાશ ? માયાવાદના યશોગાન ગાવામાં અને બ્રહ્મવાદીના બ્રહ્મ કર્તૃત્વમાં દોષારોપણ કરવામાં સ્વમતની હાનિ થાય છે અને જે દોષ બીજાપર મૂકવા તત્પર થાઓ છો તે સ્વમતમાંજ આવી પડે છે તેનું ભાન રહેતું નથી. સૂત્રકાર જીવના કર્તૃત્વમાં ચાર મુખ્ય કારણ આપે છે. (૧) **शास्त्रार्थवत्त्व** (૨) **विहारोपदेश** (૩) **करणोपादान** (૪) **क्रियान्यपदेश**. વાદી એમ શંકા કરે કે જીવ કર્તા હોય તો હંમેશાં પોતાનું હિતજ કર્યા કરે અહિત ન કરે તો તેના ઉત્તરમાં સૂત્રકાર કહે છે કે જેમ નેત્ર વડે ઈષ્ટ અનિષ્ટની ઉપલબ્ધિ થાય છે તેમ જીવ કર્મેન્દ્રિય વડે હિતાહિત પ્રાપ્ત કરે છે. '**उपलब्धिवदनियमः**' **शक्तिविपर्ययात्**, '**समाध्यभावाच्च**' વગેરે સૂત્રોથી સમાધાન કરે છે. શક્તિનો વિપર્યય થઈ ગયો છે, સામર્થ્ય છે નહિ, ક્રિયાશક્તિ જ્ઞાનશક્તિ સમાધિએ કરીને પ્રાપ્ત થાય તે પણ નથી તેથી જીવ પોતાનું અહિત પણ કરી બેસે છે. જીવમાં માયાવાદી કહે છે તેમ અવિદ્યા, ઉપાધિ, માયાદિથી કર્તૃત્વ ભાસતું નથી, કર્તૃત્વ અલીક મિથ્યા નથી, પણ પરબ્રહ્મ કર્તા હોવાથી તદંશ જીવ પણ કર્તા છે, તે ઉપપન્ન છે. બ્રહ્મના સંબંધથી જીવ કર્તા છે, જીવનું કર્તૃત્વ બ્રહ્માધીન છે. આજ વાત સૂત્રાકાર '**परात्तु तच्छ्रुतेः**' એ સૂત્રમાં કહે છે. માયાવાદમાં બ્રહ્મજ અકર્તા હોવાથી તદંશ જીવ કર્તા કેવી રીતે હોઈ શકે ? જો જીવ કર્તા ન હોય તો ઉપલું સૂત્ર નિરર્થક થાય છે. માટે જીવ બ્રહ્મના સંબંધથી કર્તા છે. જીવને માટેજ શાસ્ત્રમાં નિઃશ્રેય અને અભ્યુદયાર્થે વિવિધ સાધનોનો ઉપદેશ છે, જડ તેમજ પરમાત્માને તેની આવશ્યકતા નથી માટે જીવને અકર્તા માનનાર વાદી શાસ્ત્ર અને તેમાં બતાવેલા સાધનોનો અનુપયોગ કહેતાં શાસ્ત્રનો ઉચ્છેદજ સિદ્ધ કરે છે. વાદી કદાચ શંકા કરે કે જીવને કર્તા માનવાથી અનિર્મોક્ષ પ્રસંગ પ્રાપ્ત થશે. કર્મમાંથી જીવ છૂટશેજ નહિ અને પ્રવાહ સતત્ ચાલ્યા કરવાથી જીવ કર્માધીન રહેશે તો તે શંકા પણ અયોગ્ય છે, કારણ કે જીવ સ્વકર્તૃત્વનું અભિમાન ત્યાગી બ્રહ્માર્પણ કર્મ કરે તો જીવ કર્મથી બંધાતો નથી એટલે અનિર્મોક્ષ પ્રસંગ પ્રાપ્ત નહિ થાય. '**विमूढात्मा कर्ताहमिति मन्यते**' એ સ્થલે જીવના અકર્તૃત્વનો માયાવાદી કહે છે તેમ ઉપદેશ નથી પણ માત્ર અભિમાન યુક્ત કર્તૃત્વનોજ નિષેધ કહેલો છે. '**ब्रह्मण्याधाय कर्माणि**' એ શ્લોકાનુસાર બ્રહ્મમાં કર્મોનું અનુસંધાન કરી જે જીવ કર્મો કરે છે તે જલથી જેમ કમલ લેપાતું નથી તેમ પાપથી, કર્મથી બંધાતો નથી. આમ જીવ કર્તા હોવા છતાં બ્રહ્માર્પણ કર્મ કરવાથી કર્મથી બંધાતો નથી એટલે અનિર્મોક્ષ પ્રસંગ પ્રાપ્ત થશે નહિ. જીવ જો કર્તા હોય તો કર્મથી કોઈ દિવસ છૂટે નહિ એવી મિથ્યા ભીતિથી જીવના કર્તૃત્વને પ્રતિપાદન કરનાર શ્રુતિ સૂત્રોનો વિપ્લવ કરવો એ ઈષ્ટ નથી. વસ્તુતઃ '**कर्ता शास्त्रार्थवत्त्वात्**' જીવ વાસ્તેજ વેદમાં અભ્યુદય નિઃશ્રેયસ ફલાર્થ સર્વ કર્મનું વિધાન હોવાથી, અને

બ્રહ્મને કર્મનો અનુપયોગ હોવાથી તેમજ જડમાં કર્તૃત્વજ અશક્ય હોવાથી જીવમાંજ કર્તૃત્વ માનવું એ સૂપપન્ન છે. કર્તૃત્વ માત્ર દુઃખરૂપ નથી. જીવ જો દેહાભિમાનથી કર્મ કરે તો તેને તે દુઃખ રૂપ અને બંધનરૂપ છે, પણ વશિષ્ઠ, શુક, સનતકુમાર, જનક વિ. જેમ દેહાધ્યાસ રહિત, દેહાભિમાન રહિત કર્મ કરતા હતા તેમ કરવાથી તે કર્મ બ્રહ્મકર્મ-પરકર્મ કહેવાય છે અને તેનાથી જીવને કર્મ બંધન લાગતું નથી. આમ કર્તૃત્વ માત્ર કાંઈ દુઃખરૂપ નથી, અવિદ્યા-ઉપાધિથી નથી, પણ કર્મમાં બ્રહ્માભિવ્યક્તિ થતાં તે કર્મ બ્રહ્મ કર્મ કહેવાય છે અને જીવને તેનું બંધન લાગતું નથી. જીવ જેમ કર્તા છે તેમ ભોક્તા પણ છે. 'યથા ચ તક્ષોભયથા' એ સૂત્રમાં સૂત્રકાર જીવનું ભોક્તૃત્વ પણ ઉપાદન કરે છે. જેમ તક્ષા રથ નિર્માણ કરીને રથારૂઢ પણ થાય છે તેમ જીવ કર્તા પણ છે અને ભોક્તા પણ છે. જેમ કર્તૃત્વ કાંઈ દુઃખરૂપ નથી, પણ અભિમાન વા ભેદ બુદ્ધિને લીધેજ દુઃખરૂપ અનુભવાય છે તેમ ભોક્તૃત્વ પણ કાંઈ દુઃખરૂપ બંધનરૂપ નથી પણ અવિદ્યા-અભિમાનને લઇનેજ તેમ પ્રતીત થાય છે, અવિદ્યાથી કાંઈ કર્તૃત્ર ભોક્તૃત્વ ભાસતું નથી પણ જીવમાં બ્રહ્મના સંબંધથી સહજ છે, બ્રહ્મના સંબંધથી પોતાનામાં કર્તૃત્વ ભોક્તૃત્વ નહિ માનવાથી અને સ્વકીય અભિમાનને લઇનેજ જીવ દુઃખી થાય છે, કર્તૃત્વ, ભોક્તૃત્ર સ્વતઃ કાંઈ દુઃખરૂપ નથી, દૂધ પીવું એ કાંઇ દુઃખરૂપ નથી. જીવન્મુક્તના તમામ વ્યાપાર દેહાધ્યાસ રહિત હોય છે, તેથી કાંઈ જીવન્મુક્તિમાં દેહાદિ સ્વતઃ કાંઈ ચાલી જતા નથી એ અમે પૂર્વે સિદ્ધ કરેલું છે. માયાવાદમાં જીવન્મુક્તિજ નથી, કારણ કે તે વાદી જીવ તેમજ દેહાદિને અવિદ્યા-ઉપાધિનું કાર્ય માને છે અને કારણનો નાશ થયે કાર્ય અવશ્ય નાશ પામે એ ન્યાયે અવિદ્યા ઉપાધિ નિવૃત્ત થતાં જીવ અને દેહાદિનો નાશ થવો જોઇએ, પણ આ શાસ્ત્ર તથા અનુભવ ઉભયથી વિરુદ્ધ છે. જનક વિ. જીવન્મુક્ત દશામાં રહેતા હતા તેથી કાંઇ તેઓનો તેમજ તેમના દેહાદિનો નાશ થઈ ગયો નહોતો. વાદી કદાચ કહે કે પ્રારબ્ધ પર્યંત દેહાદિ રહેશે તો પ્રારબ્ધની નિવૃત્તિ માટે બીજું જ્ઞાન લાવવું પડશે. જ્ઞાન-વિદ્યા પ્રાપ્ત કર્યા છતાં અવિદ્યા-અજ્ઞાનની નિવૃત્તિ ન થાય અને દેહાદિ જે અવિદ્યાનું કાર્ય છે તે પ્રારબ્ધને લઇને સ્થિતિ કરે તો પ્રારબ્ધની નિવૃત્તિ માટે બીજું જ્ઞાન લાવવું પડશે. જ્ઞાન પ્રાપ્ત કર્યા છતાં પ્રારબ્ધાદિ સ્થિતિ કરે અને પ્રારબ્ધની સ્વતઃ નિવૃત્તિ થતાંજ મુક્તિ પ્રાપ્ત થાય તો જ્ઞાન પ્રાપ્તિની પણ જરૂર નથી, પ્રારબ્ધ સ્વતઃ એની મેળે નાશ પામશે એટલે પુરુષાર્થ કરવાનો રહેતો ન હોવાથી શાસ્ત્ર માત્રનો ઉચ્છેદ થશે. આમ માયાવાદી કહે છે તેમ જીવ પ્રતિબિંબ નથી. અવિદ્યાથી એનું જીવત્ત્ર નથી, વિભુ નથી, વ્યાપક નથી, અકર્તા અભોક્તા નથી, કર્તૃત્ર ભોક્તૃત્વ ઉપાધિથી નથી પણ જીવ બ્રહ્મનો સહજ વિસ્ફુલિંગવત્ અંશ છે, અને અંશ અંશિની અનન્યતા હોવાથી દ્વૈત થતું નથી, તેમજ અંશ જીવના

દુઃખાદિ અંશિન્ બ્રહ્મને કાંઈ લાગતા નથી. જીવ કર્તા છે ભોક્તા છે પણ બ્રહ્મના સંબંધથી જીવનું કર્તૃત્વ ભોકતૃત્વ છે, સ્વતઃ માનવાથી, ભેદ બુદ્ધિને લઇને જીવ દુઃખી થાય છે, કર્તૃત્વ, ભોકતૃત્વ સ્વતઃ કાંઇ દુઃખરૂપ નથી. જીવ અણુ છે છતાં બ્રહ્મભાવ પ્રાપ્ત કરતાં વિભુત્વ અનુભવે છે, જેમ રાજાનો કુંવર રાજા થાય છે તદ્વત્. જીવ જીવન્મુક્ત દશામાં બ્રહ્મભાવ અનુભવી શકે છે. માયાવાદમાં જીવન્મુક્તિજ નથી. માટે 'ब्रह्मैव अविद्या भ्रान्तंजीवः' એ પક્ષનો નિરાસ સમજી લેવો. જીવ બ્રહ્મનો ભેદ અસહિષ્ણુ અભેદ નથી, જીવ તેજ બ્રહ્મ નહિ પણ જીવથી અધિક બ્રહ્મ છે. આમ જીવસ્વરૂપ સમજી લેવું.

**બ્રહ્મ પ્રાપ્તિનાં સાધનોઃ—માયાવાદી પૂર્વપક્ષઃ-વાલ્લભસંપ્રદાયમાં** ઈશ્વરની ભક્તિજ સર્વોત્કૃષ્ટ માનેલી હોવાથી તેઓનું ધ્યેય જીવને સદાને માટે ઈશ્વરનો દાસાનુદાસ બનાવવા પ્રત્યે હોય છે અને તેને માટે તેઓ ઈશ્વરના માત્ર એક અનુગ્રહનેજ ચાહે છે, અને બ્રહ્મ સંબંધની દીક્ષા લઇ તેઓ તન, મન, ધન, દારા વિગેરે સર્વ શ્રીકૃષ્ણુને સમર્પણ કરે છે. તેઓ ગોપીઓને શ્રીકૃષ્ણુના આદર્શ પરમ ભક્ત તરીકે ગણી તેનું અનુકરણ કરવામાંજ તેઓ પરમ પુરુષાર્થ સમજે છે. આ મંતવ્ય પણ ઘણું ભૂલ ભરેલું તથા દૂષિત છે. વ્રજની ગોપીકાઓ તથા તેઓની અગ્રણી રાધીકાજી એ સર્વ માયા-પ્રકૃતિ એટલે અજ્ઞાનની સાક્ષાત્ મૂર્તિઓ હતી. ગોપીકાઓનો શ્રીકૃષ્ણ પ્રત્યેનો પ્રેમ સ્થૂલ હતો તથા તેઓની ભક્તિ અંધ ભક્તિ હતી. તેઓ માત્ર શ્રીકૃષ્ણુના શરીરનીજ પૂજારણો હતી. તેઓ શ્રીકૃષ્ણુના હાર્દ સ્વરૂપને જાણુતી નહતી તેથીજ તેઓનું અજ્ઞાન દૂર કરવાને શ્રીકૃષ્ણે પરમ કૃપાથી ઉદ્ધવજીને ગોકુળ મોકલી ગોપીઓને भवतिनां वियोगे मे नहि सर्वात्मना क्वचित् । એ સંદેશો મોકલ્યો હતો. ટુંકમાં જણાવવાનું કે વલ્લભસંપ્રદાયમાં જડ ભક્તિની પ્રથાથી જીવને સદૈવ દાસ, પરાધીન તથા અન્યાશ્રયી માનવામાં આવે છે પણ મનુસ્મૃતિમાં सर्वं परवशं दुःखं । सर्वमात्मवशं सुखम । એટલે જે ભક્ત લોકો પોતાની ઉન્નતિને માટે ઈશ્વર અનુગ્રહ ( Divine Grace ) ઉપર આધાર રાખી બેસી રહે છે તેવા પરાધીન લોકો ઉપલા મનુસ્મૃતિના વાકયથી દુઃખીજ છે. આત્મજ્ઞાન એજ છેવટનું ધ્યેય હોવાથી જીવ સ્વરૂપ આત્માને ઓળખી સદૈવ સ્વાશ્રયી તથા સ્વતંત્ર થાય છે, અને તે દ્વારા તે આ જીવનમાં પણ અનુપમ મુક્તિ સુખ મેળવી શકે છે. આનું નામજ ખરી જીવન્મુક્તિ છે. પરમાત્માની પ્રાપ્તિને માટે સાધનમાં ભગવતી શ્રુતિએ જ્ઞાન ઉપરાંત ઉપાસનાનો સરળ માર્ગ મુખ્યત્વે નિર્દિષ્ટ કર્યો છે. વેદમાં ઉપાસનાની ત્રણ શ્રેણીઓ દર્શાવવામાં આવી છે. (૧) સર્વથી પ્રથમ કેવળ દ્રવ્યાત્મક ઉપાસનાની ક્રિયા તથા યજ્ઞ વર્ણવવામાં આવ્યા છે, તેને કર્મમાર્ગ પણ કહેવામાં આવે છે. સર્વ વૈદિક ઉપાસનાનું યજ્ઞકાંડ કર્મકાંડ એ પહેલું પગથીઉં છે. (૨) બીજી શ્રેણીની ઉપાસનામાં ભાવના સહિત

દ્વન્દ્વાત્મક ઉપાસના આવે છે. તેને જ્ઞાન-કર્મ સમુચ્ચય માર્ગ પણ કહેવામાં આવે છે. આ ઉપાસનામાં દૈવી ગુણધર્મ સંપન્ન સર્વાત્મભાવવાળું આધિદૈવિક આનંદમય પુરુષોત્તમ ઈશ્વરના સ્વરૂપનું ધ્યાન કરવામાં આવે છે, ને તેનું ફલ બ્રહ્મલોક પ્રાપ્તિ છે. તદ્દ્વારા ઉત્કૃષ્ટ સુખ તથા આનંદ મળે છે જે પરિમિત અવધિવાળો છે પણ કૈવલ્ય સદ્યોમુક્તિ તથા નિરવધિ આનંદ તેવા ઉપાસકોને મળતાં નથી. (૩) ત્રીજી ઉપાસનાને અહંગ્રહ ઉપાસના કહેવામાં આવે છે. તે દ્વારા વેદાંતના બ્રહ્માત્મૈકય પ્રતિપત્તિના જ્ઞાનપૂર્વક શુદ્ધ ચૈતન્યાત્મક નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિ થઈ શકે છે. આ ઉપાસના ઉત્તમ અધિકારીઓને માટે નિર્દિષ્ટ છે. આને કેવલાદ્વૈત જ્ઞાનમાર્ગ પણ કહેવામાં આવે છે.

## સિદ્ધાંત.

માયાવાદી બ્રહ્મપ્રાપ્તિમાં કર્મ-ઉપાસના વા ભક્તિ અને જ્ઞાન એમ સાધન સ્વીકારે છે. ઉપાસના વા ભક્તિ તેઓના મતે એકજ છે. આ પણ એક ભ્રાંતિ છે તે આગળ અમે સિદ્ધ કરીશું, તેમજ અત્રે માયાવાદીએ દર્શાવેલી ઉપાસનાની ત્રણ શ્રેણીઓ પણ સ્વકપોલ કલ્પિતજ છે. શાસ્ત્રનો તેને લેશ પણ આધાર હોય એમ પ્રતીત થતું નથી. પ્રથમ તો માયાવાદીને ત્યાં જીવ અકર્તા હોવાથી પુરુષાર્થરૂપ સાધનને માટે પ્રયત્ન કરવો એજ વૃથા છે. જીવ કર્તા નથી તો કોણ સાધન કરી શું પ્રાપ્ત કરશે ? તેમજ વળી જીવ અને સાધનાદિ તેમજ શાસ્ત્રો વ્યાવહારિક પણ તુલ્ય હોવાથી તેવા મિથ્યા સાધનો દ્વારા મિથ્યા વસ્તુ મેળવવા કોઇ પણ પ્રવૃત્ત થશે નહિ. પ્રતિબિંબિત આમ્રતરૂને લેવા કોઈ મૂઢ પણ પ્રવૃત્ત થતો નથી એમ લોક સિદ્ધ અનુભવ છે. તો શાસ્ત્રો અને તેમાં ઉપદેશેલા સાધનો મિથ્યા છે એમ જાણ્યા પછી કયો મૂર્ખ તે પ્રાપ્તિને માટે પ્રવૃત્ત થશે ? તેમજ પ્રવૃત્ત થનાર અકર્તા હોવાથી તે કાંઇ પણ કરતો નહિ હોવાથી સાધનો કોણ આચરશે અને તેનું ફલ કોને મલશે ? આમ માયાવાદમાં પ્રથમ તો સાધનોની પ્રાપ્તિ માટે પ્રયાસજ વૃથા છે તો બ્રહ્મ પ્રાપ્તિ માટે સાધનોનો ઉપદેશજ કેવો ? આ પણ એક વદતોવ્યાઘાતજ છે. 'તુષ્યતુ દુર્જન' ન્યાયે જીવ અકર્તા હોવા છતાં અને સાધનો મિથ્યા-અનુપયોગી હોવા છતાં બ્રહ્મ પ્રાપ્તિ માટે કોઇ સાધનો આચરે તો માયાવાદીએ બતાવેલી શ્રેણીઓ શાસ્ત્ર વિરુદ્ધ નિરર્થક છે તેની મીમાંસા હવે કરીએ. પ્રથમ શ્રેણીમાં માયાવાદી યજ્ઞકાંડ રૂપી ક્રિયાને પ્રથમ ઉપાસનારૂપ પગથીઉં કહે છે અને તેને ચિત્ત શુદ્ધિ પુરતું ઉપયોગી લેખે છે, પણ માયાવાદીના મતમાં કર્મ મિથ્યા છે, કર્મ માત્ર દુઃખરૂપ છે, અવિદ્યા અનાદિ અધ્યાસનું કાર્ય છે, તો તેવા અશુદ્ધ, મિથ્યા કર્મથી ચિત્ત શુદ્ધિ કેવી ! આ પણ એક વદતોવ્યાઘાતજ છે. આવા પ્રકારના પ્રથમ સોપાનથી સાધક કોઇ પણ દિવસ આગળ દ્વિતીય શ્રેણીમાં ચઢી શકતો નથી.

વસ્તુતઃ ક્રિયા રૂપ પ્રથમ શ્રેણી જેવું કાંઇ છેજ નહિ તો તેવાની ઉપાસના કેવી? અને મિથ્યા ક્રિયાની ઉપાસનાથી સત્ ફલ પ્રાપ્તિ કેવી? વસ્તુતઃ જેમ ભગવાનના ત્રણ સ્વરૂપો છે, આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક તેવાજ તદ્ પ્રાપ્તિના ત્રણ માર્ગો છે. કર્મમાર્ગ–જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગ. કર્મમાર્ગ આધિભૌતિક માર્ગ છે. જો જીવ સકામ કર્મ કરે તો સ્વર્ગાદિની પ્રાપ્તિ કરી પુનરાવર્તન રૂપી ફલને પ્રાપ્ત કરે છે. ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं। क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति। કર્મનું આ આધિભૌતિક ફલ છે. જો જીવ સકામ કર્મ ન કરતાં નિષ્કામ કર્મ કરે તો તે દ્વારા ચિત્ત શુદ્ધિ થઇ આત્મ સુખ રૂપી સ્વર્ગની આધ્યાત્મિક ફલની પ્રાપ્તિ કરે છે, અને 'यज्ञो वै विष्णुः' એ શ્રુતિ અનુસાર આધિદૈવિક યજ્ઞ એટલે બ્રહ્મજ્ઞાન પૂર્વક યજ્ઞ, યજ્ઞનો કર્તા, યજ્ઞના સાધનો, યજ્ઞમાં હોમવાના પદાર્થો અને ફલ સર્વ બ્રહ્મરૂપ–હરિરૂપ છે એમ જ્ઞાનપૂર્વક જે કર્મ કરે છે તેને યજ્ઞમાંથી પ્રભુ પ્રાકટ્ય રૂપ ફલની પ્રાપ્તિ થાય છે. આમ આધિદૈવિક યજ્ઞ દ્વારા પણ પ્રભુ પ્રાપ્તિ સ્વતંત્ર રીતે થઇ શકે છે અને ઉભય મીમાંસામાં પરસ્પર વિરોધ રહેતો નથી. પૂર્વ મીમાંસા પ્રભુની ક્રિયા શક્તિનું પ્રતિપાદન કરે છે અને ઉત્તર મીમાંસા પ્રભુની જ્ઞાન શક્તિનું પ્રતિપાદન કરે છે આમ ઉભય મીમાંસામાં પરસ્પર વિરોધ નથી. માયાવાદીની દૃષ્ટિએ પૂર્વ મીમાંસા મિથ્યા છે તેનાથી સ્વતંત્ર રીતે સ્વતઃ પ્રભુ પ્રાપ્તિ થઈ શક્તિ નથી. માટે પ્રથમ શ્રેણીમાં કહેલી યજ્ઞકાંડ રૂપી ક્રિયાની ઉપાસના માયાવાદના દૃષ્ટિ બિન્દુથી મિથ્યા છે. તેમજ એવા પ્રકારની શ્રેણીને શાસ્ત્રનો, શ્રુતિ સ્મૃતિ તેમજ સૂત્રોનો અમે ઉપર જણાવી ગયા તે પ્રમાણે આધાર નથી, પણ ઉલટું તદ્ વિરુદ્ધ છે. આમ વાદીએ જણાવેલી પ્રથમ શ્રેણી નિરર્થક છે, એવા પ્રકારના સાધનથી કોઇ દિવસ કશું ફલ મલતું નથી. હવે માયાવાદીની દ્વિતીય શ્રેણીમાં ઉપાસના વા ભક્તિને માયાવાદી મૂકે છે, પણ પ્રથમતો ઉપાસના અને ભક્તિમાં મહદ્ વૈલક્ષણ્ય છે. મૂલ સ્વરૂપનું માહાત્મ્યજ્ઞાન પૂર્વક સુદૃઢ સર્વ તો અધિક સ્નેહ પૂર્વક સેવન તે ભક્તિ કહેવાય છે અને તે સ્વતંત્ર પુરુષાર્થરૂપ છે. તેવી સ્વતંત્ર ભક્તિ જ્ઞાનાદિનું માયાવાદી કહે છે તેમ અંગ નથી, પણ તેથી ઉલટું શુદ્ધ બ્રહ્મ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી તેવી ભક્તિ પ્રાપ્ત થાય છે. 'ब्रह्म भूतः प्रसन्नात्मा......मद्भक्तिं लभते पराम्', 'ब्रह्मविदाप्नोति परम्' ઇત્યાદિ સહસ્ર પ્રમાણો જ્ઞાનાધિક સ્વતંત્ર ભક્તિમાર્ગનું પ્રતિપાદન કરે છે. માટે ઉપાસનાનેજ ભક્તિ કહેવી એ માયાવાદીનું ભક્તિના સ્વરૂપનું અજ્ઞાનજ બતાવે છે મૂલ સ્વરૂપની કોઇ એકાદ વિભૂતિનું સ્નેહ રહિત અર્ચન તે ઉપાસના કહેવાય છે. 'अंतवत्तु फलं तेषां' એ ભગવદ્‌વચનાનુસાર કામનાથી તે તે દેવોની–વિભૂતિઓની ઉપાસના કરનાર તે તે દેવોને પ્રાપ્ત કરી, અંતે તે વિભૂતિઓનો ઉપાસક જીવ પણ અક્ષર બ્રહ્મમાં ક્રમશઃ લય પામે છે. કેવલ સકામ ભાવથી ઉપાસના કરનાર અલ્પ ફલ તે દેવ દ્વારા પ્રાપ્ત કરે છે. પણ

તે નાશવંત હોય છે. ભકિતથી મૂલ સ્વરૂપની પ્રાપ્તિ સદ્ય થાય છે જ્યારે નિષ્કામ ઉપાસનાથી ક્રમ મુકિતનો અધિકારી તે જીવ થાય છે. આથી વાદીએ કહેલું કે શ્રીકૃષ્ણ અને શિવમાં ભેદ કલ્પી વૈમનસ્ય ઉત્પન્ન કરી રાષ્ટ્ર સંગઠનમાં વિરોધ કરવો એ યોગ્ય નથી તો તેના પ્રત્યુત્તરમાં એટલુંજ જણાવવાનું કે શાસ્ત્ર સિદ્ધ જે મત છે તેને તેવો બતાવવો એમાં વૈમનસ્ય નથી, જો એમાં વૈમનસ્ય ઉત્પન્ન થાય એમ હોય તો ભગવાનજ સ્વયં ગીતાના ૭માં તથા ૧૦માં અધ્યાયમાં પોતાની તેમજ પોતાની વિભૂતિમાં તારતમ્ય શા માટે દર્શાવે? પ્રકૃતિ અનુસાર દેવોની ઉપાસનાની પણ જરૂર છે. આજ વાત ભગવાન ગીતાના ૧૭માં અધ્યાયમાં 'यजन्ते सात्विका देवान्' એ શ્લોકમાં કહે છે, તો ભગવાન અને તેમની વિભૂતિઓમાં તારતમ્ય ન હોત તો શાસ્ત્ર તેનું પ્રતિપાદન શા માટે કરત? માયાવાદીની દૃષ્ટિએ જો આ ભેદ નહોય તો ભગવાન અને તેમની વિભૂતિ બધી સરખીજ ગણાય અને તેમાં તારતમ્ય બતાવનાર શાસ્ત્ર વૃથાજ ગણાય. પણ માયાવાદ શાસ્ત્રમાંજ બધો શંભુ મેળો છે. તેને શ્રુતિ સ્મૃતિ કે સૂત્રનો લેશ પણ ટેકો નથી. માટે શાસ્ત્રમાં કહેલી રીતે ભગવાન અને તેમની વિભૂતિઓનું તારતમ્ય દર્શાવવું તેમજ તેમના ભક્તો અને તેમના વિભૂતિ ઉપાસકોના સાધન ભેદે ફલ ભેદ શાસ્ત્રાનુસાર બતાવવા તે વૈમનસ્ય ઉત્પન્ન કરવા જેવું લેશ પણ નથી પરંતુ સાત્વિક પુરુષોને સન્માર્ગે દોરવવા જેવું હોવાથી તે કાર્ય સુયોગ્યજ છે. તેમજ માયાવાદીની દૃષ્ટિથી કોઇ પણ દિવસ રાષ્ટ્રિય સંગઠન થવાનુંજ નથી પરંતુ ભગવદ્ ઈચ્છાથીજ સર્વ કાંઈ બને છે અને બનશે એ સિદ્ધાંતમાં અચળ શ્રદ્ધા રાખનારનુંજ શ્રેય છે. માયાવાદથી કોઇ પણ દિવસ રાષ્ટ્રિય સંગઠન સધાવવાનું નથી એ અમે અમારા લેખને અંતે કહીશું. અત્રે તો ભગવાન અને તેમની વિભૂતિનું તારતમ્ય પ્રતિપાદન કરી એટલુંજ કહીશું કે ઉપાસના વિભૂતિની હોય છે અને ભકિત મૂલ સ્વરૂપની; તેમજ શિવાદિ ઉપાસ્ય વિભૂતિના નિષ્કામ ઉપાસકો તેવી વિભૂતિની ઉપાસનાદ્વારા ક્રમ મુકિતના અધિકારી થઇ શિવાદિ ઉપાસ્ય વિભૂતિના લોકમાં સ્થિતિ કરીને જ્યારે શિવાદિ ઉપાસ્ય વિભૂતિનો અક્ષર બ્રહ્મ સ્વરૂપ વિષે લય થાય છે, ત્યારે તદ્ વિભૂતિ ઉપાસક જીવ પણ અક્ષર બ્રહ્મમાં ક્રમશઃ લય પામે છે. ભકિતમાર્ગ આધિદૈવિક માર્ગ છે. તેમાં મૂલ સ્વરૂપની ભક્તિ છે અને તેની ભક્તિ કરનારા 'मद्भक्ता यांति मामपि' એ વચન પ્રમાણે ભગવાનને પ્રાપ્ત થાય છે. આમ ઉપાસના અને ભકિતમાં મહત્ તારતમ્ય છે છતાં ઉપાસનાને ભકિત કહેવી એ અજ્ઞાન છે. હવે માયાવાદીની દ્વિતીય શ્રેણીની ઉપાસના તપાસીએ. આ શ્રેણીની ઉપાસનામાં દૈવી ગુણ ધર્મસંપન્ન આનંદમય પુરુષોત્તમનું ધ્યાન ધરવામાં આવે છે અને તેનું ફલ બ્રહ્મલોક પ્રાપ્તિ કહે છે. પ્રથમ શ્રેણીવત્ આ શ્રેણીનું કથન પણ મિથ્યા છે, કારણ કે માયાવાદીને ત્યાં દૈવી ગુણ સંપન્ન આનંદમય બ્રહ્મ સગુણ બ્રહ્મ-ગૌણબ્રહ્મ અવિદ્યા

ઉપાધિ વિશિષ્ટ શબલ બ્રહ્મ છે, તે અવિદ્યાનું કાર્ય છે તો તેવા અવિદ્યા બદ્ધ બ્રહ્મની ઉપાસનાથી જ્ઞાનોદય રૂપ ફલજ કેમ મલી શકે ? માયાવાદી એવા બ્રહ્મની ઉપાસનાથી બ્રહ્મલોકની પ્રાપ્તિ કહે છે પણ માયાવાદમાં જીવ વ્યાપક હોવાથી બ્રહ્મલોકમાં ગતિજ સંભવતી નથી. તેમજ બ્રહ્મલોકાદિ માયાવાદીના મતમાં મિથ્યા છે. તો મિથ્યા બ્રહ્મની ઉપાસનાથી મિથ્યા જીવ મિથ્યા બ્રહ્મલોકની મિથ્યા પ્રાપ્તિ કરે એવો હાસ્યાસ્પદ માયાવાદીનો મત છે. પણ વસ્તુતઃ આમ નથી. અમે પૂર્વે જણાવી ગયા તેમ દૈવીગુણ-ધર્મ યુક્ત સગુણ-નિર્ગુણ એકજ બ્રહ્મ છે. તેમજ આનંદમય પુરુષોત્તમજ અંતિમ તત્ત્વ છે અને નહિ કે જીવાત્મા. માટે આનંદમય પુરુષોત્તમને દ્વિતીય શ્રેણીમાં મૂકવા એ વૃથા છે. તેમજ અમે પૂર્વે જણાવી ગયા તેમ આનંદમય મૂલ પુરુષોત્તમ હોવાથી તેની ઉપાસના કહેવાતી નથી પણ તેનામાં પ્રીતિ કરવી-રતિ કરવી એ ભક્તિ છે અને તેનું ફલ તે પુરુષોત્તમની પ્રાપ્તિ છે અને નહિ કે માયાવાદી કહે છે તેમ બ્રહ્મલોકની પ્રાપ્તિ. બ્રહ્મલોકમાં તો 'सत्यलोके स्थितिर्ज्ञानात्' એ શ્રીમદ્ વલ્લભાધીશના વચનાનુસાર શુદ્ધ જ્ઞાનમાર્ગીય-નહિ કે માયાવાદી-જીવની સ્થિતિ કહેલી છે. માટે આનંદમય બ્રહ્મની-પુરુષોત્તમની ભક્તિ કરનારને પર પ્રાપ્તિ-પુરુષોત્તમ પ્રાપ્તિ થાય છે. આમ માયાવાદીએ જણાવેલી દ્વિતીય શ્રેણી પણ શાસ્ત્રથી વિરુદ્ધ અને વૃથા છે. માયાવાદી કહે છે કે પુરુષોત્તમનો આનંદ પરિમિત છે અને તેના ઉપાસકને નિરવધિ આનંદની પ્રાપ્તિ થતી નથી, આ પણ એક ભ્રાંતિ છે. પુરુષોત્તમજ નિરવધિ આનંદરૂપ છે, તેનાથી પર બીજું કોઈ આનંદરૂપજ નથી. તૈત્તિરીય ઉપનિષદ્‌માં અક્ષર બ્રહ્મ પર્યંત આનંદની ગણના કરી છે 'ते ये शतं प्रजापतेः आनंदाः स एकः ब्रह्मः आनंदः' ઇત્યાદિ શ્રુતિ અને 'इयत् आमननात्' (૩-૩-૩૪) તત્ત્વ સૂત્ર અક્ષર બ્રહ્મનું ગણિતાનંદત્વ પ્રતિપાદન કરી પુરુષોત્તમને તેનાથી પર 'पुरुषः स परः पार्थ, 'अक्षरात् अपि च उत्तमः' ઇત્યાદિ પુરુષોત્તમનું અક્ષરથી પણ પરત્વ બતાવી પુરુષોત્તમ અગણિતાનંદ છે એમ કહે છે. તેમજ ભગવાન પણ मत्तः परतरं नान्यत्किंचिदस्ति એ શ્લોક વડે પોતાથી પર બીજું કાંઇ નથી એમ સ્પષ્ટ આજ્ઞા કરે છે, છતાં શ્રીકૃષ્ણ માત્ર ઉપાસ્ય દેવ છે અને નિર્ગુણ બ્રહ્મ તેથી પર છે એવા ખોટા ભેદો શોધી ભગવાનના સ્વરૂપનું ભાન ભૂલવું ઉચિત નથી. માટે પુરુષોત્તમથી પર બીજું કાંઇ નથી, પુરુષોત્તમ અગણિતાનંદ સ્વરૂપ છે, તેની ભક્તિ કરનાર તેના ભક્તને નિઃસીમ નિરવધિ આનંદની પ્રાપ્તિ થાય છે એમ શાસ્ત્ર સિદ્ધ મત છે, માટે માયાવાદીનું કથન અસત્ અને અનુચિત છે. માયાવાદીની હવે ત્રીજી શ્રેણીની મીમાંસા કરીએ. ત્રીજી શ્રેણીમાં અહંગ્રહ ઉપાસનાને તે વાદી કહે છે પણ વસ્તુતઃ આવી ઉપાસના કેવલ માયાવાદમાંજ છે. માયાવાદીની અહંગ્રહ ઉપાસના વિચિત્ર છે. તે વાદી બ્રહ્માત્મૈક્ય જ્ઞાનને અહંગ્રહ ઉપાસના કહે છે, પણ વસ્તુતઃ ઉપાસના અને જ્ઞાનમાં તારતમ્ય છે, છતાં

'હું બ્રહ્મ છું' એવા પ્રકારની ઉપાસનાને જ્ઞાનરૂપ કહી છેવટે તેને મુક્તિ પ્રાપ્તિ કહે છે તે વૃથા છે. વસ્તુતઃ માયાવાદીને ત્યાં મુક્તિ જેવું કશું છેજ નહિ તે અમે મુક્તિ પ્રકરણમાં પ્રતિપાદન કરીશું. અત્રે તો અમે તેમના બ્રહ્માત્મૈક્ય જ્ઞાનની મીમાંસા કરીએ છીએ. બ્રહ્માત્મૈક્ય જ્ઞાન એટલે જીવ તેજ શિવ, બ્રહ્મ એમ તે વાદી કહે છે. પણ જીવ જેટલુંજ બ્રહ્મ નથી. 'अधिकं तु भेद निर्देशात्' એ તત્ત્વ સૂત્ર બ્રહ્મનું જીવાધિક્ય દર્શાવે છે છતાં જીવ તેજ બ્રહ્મ, જીવ જેટલુંજ બ્રહ્મ છે એમ કહેવું વૃથા છે. આ વાતનો વિસ્તાર અમે જીવ પ્રકરણમાં કરેલો હોવાથી અત્રે વિરમીએ છીએ. વાદી કહે છે કે બ્રહ્માત્મૈક્ય જ્ઞાનથી મુક્તિ મલે છે તો જેના મતમાં જીવ જ્ઞાતાજ નથી તો જ્ઞાન કોણ પ્રાપ્ત કરવાનું અને અને મુક્તિ કોને મલવાની ? માયાવાદી જીવને કેવલ ચૈતન્ય જ્ઞાનરૂપજ માને છે, જ્ઞાતા, જ્ઞ માનવાથી તેના મતમાં દ્વૈત આવી જાય છે. 'ज्ञः अत एव च' એ તત્ત્વસૂત્ર જીવને જ્ઞાતા કહે છે, છતાં વાદી જીવને જ્ઞાતા ન કહેતા, જ્ઞાનથી મુક્તિ કહે છે એ પણ કેવા પ્રકારનો વદતોવ્યાઘાત ? આમ વાદી જે અહંગ્રહ ઉપાસનાને ઉત્તમોત્તમ કહી તેનાથી છેવટે નિરવધિ આનંદની પ્રાપ્તિ કહે છે તે પણ વૃથા છે, પ્રથમ તો બ્રહ્માત્મૈક્ય જ્ઞાનજ મિથ્યા છે, શાસ્ત્રથી વિરુદ્ધ છે. શાસ્ત્રોનું પર્યવસાન જીવ જેટલાજ બ્રહ્મનું પ્રતિપાદન કરવામાં નથી પણ જીવથી અધિક બ્રહ્મનું તેમજ તેનું કાર્ય જગત્ જીવાદિના પ્રતિપાદનમાં છે. માયાવાદમાં જીવ જેટલુંજ બ્રહ્મ હોવાથી અને જગત્ જીવાદિ મિથ્યા હોવાથી, તેને બ્રહ્માત્મૈક્ય જ્ઞાન કહી શકાયજ નહિ અને આવા પ્રકારના જ્ઞાનને અહંગ્રહ ઉપાસનામાં મૂકી શકાય નહિ. 'तुष्यतु दुर्जन' ન્યાયે સ્વીકારીએ છતાં જીવ જ્ઞાતા ન હોવાથી જ્ઞાન કોણ પ્રાપ્ત કરવાનું ? માટે જ્ઞાનરૂપ સાધન પણ માયાવાદમાં નિરર્થક અસત્ છે. આમ માયાવાદની ઉપાસનાની ત્રણે શ્રેણીઓ તેમજ તેનાથી અધિક જ્ઞાન એ સર્વ શ્રુતિ સ્મૃતિ અને સૂત્ર વિરુદ્ધ તેમજ કેવલ સ્વકપોલ કલ્પિત છે. આવી વિચિત્ર શ્રેણીઓ તેમજ જ્ઞાન શાસ્ત્રમાં ક્યાંએ પ્રતીત થતું નથી. હવે વાદીએ વલ્લભ સંપ્રદાયની ભક્તિ પર કરેલા પ્રહારોનો પરિહાર કરવામાં આવે છે. વાદી કહે છે કે 'વલ્લભસંપ્રદાયમાં ભક્તિનેજ સર્વોત્કૃષ્ટ માનેલી હોવાથી તેઓનું ધ્યેય જીવને સદાને માટે ઈશ્વરનો દાસાનુદાસ બનાવવા માટે હોય છે અને તેને માટે તેઓ ઈશ્વરના માત્ર અનુગ્રહનેજ ચાહે છે અને બ્રહ્મ સંબંધની દીક્ષા લઈ તન, મન, ધન, દારા વિગેરે સર્વ શ્રીકૃષ્ણને સમર્પણ કરે છે.' પ્રથમ તો ભક્તિ સર્વોત્કૃષ્ટ છે એ અમે પૂર્વે પ્રતિપાદન કરેલું છે તેમજ આગળ હવે પછી જ્ઞાન અને ભક્તિમાર્ગની સરખામણીમાં વધુ પ્રતિપાદન કરીશું પરંતુ હાલમાં થોડાક વધારે પ્રમાણો અમે આપીએ છીએ. पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया। હે પાર્થ ! જે પુરુષ પર છે તે કેવલ અનન્ય ભક્તિથીજ લભ્ય છે. नायमात्मा प्रवचनेन लभ्यो ઇત્યાદિ શ્રુતિ તેમજ भजता मुकुन्दो मुक्ति

ददाति कर्हिचित्स्म न भक्तियोगम्' એ પ્રમાણુ પણુ ભક્તિની સર્વોત્કૃષ્ટતા દર્શાવે છે. તેમજ ભગવાને અર્જુનને વિશ્વરૂપ દર્શન કરાવ્યા પછી પણુ 'नाह तपसा न दानेन' ઇત્યાદિ વડે તપ, દાન, ઇજ્યા વિ. સાધનોથી ભગવદ્ પ્રાપ્તિ થતી નથી પણુ કેવલ અનન્ય ભક્તિથીજ થાય છે એમ સ્વમુખે આજ્ઞા કરી છે- ગીતાના ૧૩મા અધ્યાયમાં પણુ જ્ઞાનનું લક્ષણુ કહેલ છે તેમાં પણુ 'मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी' એમ અનન્ય અને વ્યભિચરિત ન થાય તેવી ભક્તિ હોય ત્યારેજ જ્ઞાન કહેવાય અને તે ન હોય તો તો અજ્ઞાનજ કહેવાય એમ अज्ञानं यत् अतः अन्यथा એ શ્રીમુખવાક્યવડે આજ્ઞા કરેલી છે. આમ વિસ્તાર ન કરતાં ટુંકમાં એટલુંજ કહીશું કે ભકિત સર્વોત્કૃષ્ટ સાધન છે. માયાવાદીનું જ્ઞાન તો તામસ છે એક દેશી છે. ગીતાના ૧૮ માં અધ્યાયમાં જ્ઞાનના સાત્ત્વિકાદિ ભેદ દર્શાવતા 'यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम्' એ શ્લોકથી માયવાદના જ્ઞાનને તામસ એકદેશી કહ્યું છે અને 'ईश्वरोऽहम्' વિગેરે વિચારવાળા ઈશ્વરને સગુણુ અનિત્ય માયિક ઇત્યાદિ અપશબ્દોથી વ્યવહારનાર પ્રભુને પ્રાપ્ત કર્યા વગર કેવલ અંધતમને પ્રાપ્ત કરે છે. मामप्राप्यैव ઇત્યાદિ સ્થલે તેવાઓને આસુરજ કહેલા છે. આથી માયાવાદના આસુરી તામસ જ્ઞાનથી ભકતોની અનન્ય ભકિત સહસ્ર ગણી ઉત્કૃષ્ટ છે એ પ્રતિપાદન થયું. હવે આવી ભકિતની પ્રાપ્તિ કેવલ ઈશ્વરના અનુગ્રહથીજ થાય છે તે અમે સિદ્ધ કર્યે છીએ. 'नायमात्मा' એ શ્રુતિમાં કેવલ વરણુનેજ સાધન કહ્યું છે. 'तेषामेवानुकम्पार्थम' એ ગીતાના ૧૦ માં અધ્યાયમાં પણુ જ્યારે ભગવાન અનુગ્રહ કરી અજ્ઞાનનો નાશ કરે છે ત્યારેજ ભગવત્સ્વરૂપનું જ્ઞાન થાય છે. આમ માયાવાદીનો સ્વાશ્રય ભગવત્સ્વરૂપની પ્રાપ્તિમાં કશા ઉપયોગનો નથી. ઉલટું સ્વાશ્રયથી ભગવત્ સ્વરૂપની પ્રાપ્તિમાં કરવા જનારનો 'येऽन्येऽरविन्दाक्षविमुक्तमानिन' એ શ્રીભાગવતના શ્લોક પ્રમાણે અત્યંત કષ્ટથી બ્રહ્મભાવ પ્રાપ્ત કરીને પણુ ભગવત્ ચરણુનો અનાદર કરવાથી પાતજ થાય છે. માયાવાદમાં પણુ વસ્તુતઃ સ્વાશ્રયી મુકિત જેવું કશુંજ નથી પણુ લોકમાં વ્યામોહ કરવા યદ્વા તદ્વા મુકત કહે છે. તેમના મત પ્રમાણે બ્રહ્મજ્ઞાન સ્વરૂપ છે છતાં માયા અવિદ્યા-ઉપાધિ-અધ્યાસે કરી અજ્ઞાન સંસારી થઇ જીવત્વ પ્રાપ્ત કરે છે તો બ્રહ્મનું સ્વાશ્રયપણું કયાં રહ્યું ? મુકિત પણુ માયાના હાથની વાત છે કે બ્રહ્મને મુક્ત કરવું કે નહિ ? મુક્ત થયા પછી પણુ માયા પાછી બ્રહ્મને અધ્યાસ નહિ કરે તેની ખાતરી શું ? આમ માયાવાદમાં પણુ સ્વાશ્રયા મુકિત જેવું કશું નથી. પ્રભુનું દાસત્વ એ સશાસ્ત્ર છે. એમાં પરવશપણું કે દુઃખ નથી. ઉલટું માયાવાદમાંજ બ્રહ્મ માયાધીન હોવાથી, માયાવશ, દુઃખી છે અને વાદીએ આપેલું 'सर्वं परवशं दुःखम्' એ મનુસ્મૃતિનું વાકય માયાવાદનેજ બરાબર લાગુ પડે છે. 'सर्वं आत्मवशं सुखम्' એ શ્લોક પ્રમાણે આત્મા એટલે પરમાત્મા-બ્રહ્મ-ભગવાન-નહિ કે માયાવાદીના મત પ્રમાણે જીવાત્મા-તેને વશ જે

હોય તેને સર્વ સુખ છે એટલે પ્રભુના દાસો, પ્રભુભકતો સદૈવ સુખી છે અને માયાવાદમાં બ્રહ્મને સદાનો દાસ બનાવી રાખેલો છે. વસ્તુતઃ જ્ઞાનબળના અભિમાનીને પ્રભુસ્વરૂપનું ભાનજ હોતું નથી. જ્યારે પ્રભુ અનુગ્રહ કરી સ્વસ્વરૂપનું જ્ઞાન કરાવે ત્યારેજ તત્ત્વથી પ્રભુનું જ્ઞાન થાય. ભકિતથીજ તત્ત્વતઃ ભગવાન કેટલા અને કેવા છે તે જાણી શકાય છે ' भक्त्या मामभिजानाति ' ઇત્યાદિ પ્રમાણ પણ એમજ કહે છે ' मामेकं शरणं व्रज ' ' मन्मना भव ' ' बहुनां जन्मनामंते प्रपद्यते ' ઇત્યાદિ પ્રમાણો પ્રભુની શરણાગતિ–દાસત્વ સ્પષ્ટતાથી કહે છે, છતાં પ્રભુની આવા પ્રકારની ભકિતને જડ અને અંધ કહેનાર સ્વતઃ જડ અને અંધ છે કે જેને શાસ્ત્રના સ્પષ્ટ પ્રમાણોની પણ પ્રતીતિ થતી નથી. ' सर्वधर्मान् परित्यज्य ' એ શ્લોક સર્વ ધર્મોને–જ્ઞાનાદિ ધર્મને પણ પરિત્યજી કેવલ પ્રભુ શરણાગતિ કહે છે.

જ્ઞાનાભિમાનને લઇને ભકિતને નિકૃષ્ટ કહેનારને પૂછીએ છીએ કે જ્ઞાન કોને કહેવું ? જ્ઞાન એટલે શું ? કેવલ જીવજ બ્રહ્મ છે તદ્ અતિરિકત સર્વ મિથ્યા છે, 'હુંજ બ્રહ્મ' એ પ્રકારનું જ્ઞાન એ ખરૂં જ્ઞાન નથી. એને શાસ્ત્રમાં ખણ્ડ જ્ઞાન કહે છે. 'હુ બ્રહ્મ છુ" એનાં કરતાં 'આ સર્વ નિશ્ચય બ્રહ્મ છે' એ જ્ઞાન ઉત્કૃષ્ટ છે. ' वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ' આ પ્રકારનું અખંડ જ્ઞાન ખંડ જ્ઞાન કરતાં ઉત્કૃષ્ટ છે. આવા પ્રકારના માહાત્મ્યજ્ઞાનદ્વારા પ્રભુમાં સ્નેહ ઉત્પન્ન થાય છે અને આ પ્રભુ વિષયક સ્નેહને રતિ–ભકિત કહે છે. અર્થાત્ સ્નેહ એ ભકિતનો પર્યાય છે. ભકિતમાં ' भज ' ધાતુ સ્નેહ સેવાના અર્થમાં છે. આ ઉપરથી પ્રતીત થાય છે કે માયાવાદીના એકદેશી એકવાદ વા ખંડજ્ઞાન કરતાં શુદ્ધ અદ્વૈત અખંડ જ્ઞાન ઉત્કૃષ્ટ છે અને અખંડ જ્ઞાન દ્વારા પ્રભુના માહાત્મ્યનું જ્ઞાન થતાં પ્રભુમાં સ્નેહ–વા ભકિત ઉત્પન્ન થાય છે જે સર્વોત્કૃષ્ટ છે, કારણકે ઉપર પ્રકારના ' આ સર્વ વાસુદેવ રૂપ છે ' એ પ્રકારના જ્ઞાનથી બહુ જન્મને અંતે જ્ઞાની ભગવાનને શરણે જાય છે. અર્થાત્ ખંડ જ્ઞાન કરતાં–અખણ્ડ જ્ઞાન, આ સર્વ ભગવદ્રૂપ છે એ પ્રકારનું ભગવદ્ જ્ઞાન કઠિન છે અને ભગવદ્ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી પણ ભગવત્ પ્રપત્તિ થવી સુદુર્લભ છે. આથીજ શ્રીવલ્લભાધીશ પોતાના નિબંધ ગ્રન્થમાં આજ્ઞા કરે છે કે ' જ્ઞાની થઇને શ્રીકૃષ્ણને ભજે તો તેનાથી અધિક–પર કાંઇ નથી.' બ્રહ્મભૂત થયા પછી આવા પ્રકારની પરા ભકિત પ્રાપ્ત થાય છે. માટે બ્રહ્મ જ્ઞાન કરતાં પણ ભકિત ઉત્કૃષ્ટ છે અર્થાત્ પરપ્રાપ્તિમાં સર્વોત્કૃષ્ટ સાધન ભકિતજ છે, અને જેઓ કેવલ જ્ઞાનનેજ સર્વોત્કૃષ્ટ સાધન કહે છે તે ભ્રાન્તિજ છે. ભકિતના સર્વ કોઈ અધિકારી છે. ભગવાનના સ્વરૂપની માફક ભગવાનની ભકિત પણ સર્વ વ્યાપિ Universal–છે. અતિશૂદ્ર–અત્યંજથી લઇને સ્ત્રી, બાલક ઇત્યાદિથી તે મોટામાં મોટા જ્ઞાની પર્યંત સર્વને એકજ રીતે ઉપયોગી અને સર્વોત્કૃષ્ટ ફલ સાધક છે. અર્થાત્ જ્ઞાનવત્ ભકિત સંકુચિત નથી. જ્ઞાનમાં કેવલ ત્રૈવર્ણિકનોજ અધિકાર છે, તેમાં પણ

ત્રૈવર્ણિક ઉપનીત જોઇએ. ભક્તિમાં તેવું કશું નથી. ભક્તિમાં યવનાદિનો પણ અધિકાર છે. આમ ભક્તિ સર્વોત્કૃષ્ટ છે. મુક્ત થયેલાઓ પણ નારાયણ પરાયણ થાય છે. મુક્તોને કાંઇ પણ પ્રાપ્ત કરવાનું હોતું નથી છતાં ભગવાનમાં નિર્હેતુક ભક્તિ-રતિ કરે છે. 'मुक्तोपसृप्यव्यपदेशात्' એ તત્ત્વસૂત્ર પણ મુક્ત થયા પછીજ-અખંડ બ્રહ્મ ભાવ થયા પછીજ, ઉપસર્પણ, પરબ્રહ્મ સમીપ ગમન, આધિદૈવિક સ્વરૂપ સમીપ ગમન નિરૂપણ કરે છે. 'मुक्तानाम् अपि सिद्धानां नारायण परायणः' ઇત્યાદિ વાક્યની પણ એવા પ્રકારથીજ સંગતિ છે. આવા પ્રકારની સર્વોત્કૃષ્ટ ભક્તિમાં ભક્ત પોતાનું ભગવાનને સર્વસ્વ નિવેદન કરી દે છે. જુઓ શાસ્ત્ર પણ કહે છે 'दारान् सुतान् गृहान् प्राणान् यत्परस्मै निवेदनम्' ये दारागारपुत्राप्तान् प्राणान् वित्तमिमं परम्। हित्वा मां शरणं याताः कथं तां स्त्यक्तुमुत्सहे। ઇત્યાદિ સહસ્ર સ્થલે બ્રહ્મ સંબંધ-આત્મ નિવેદન નિરૂપેલું છે. વિસ્તાર ભીતિથી અટકીએ છીએ. જેઓને આ વિષયપર વિશેષ જિજ્ઞાસા હોય તેમણે સાંપ્રદાયિક ગ્રન્થો અવલોકવા માયાવાદીય આત્મજ્ઞાન છેવટનું ધ્યેય નથી. તેમાં જાણવાનુંજ શું છે? શાસ્ત્રનું પર્યવસાન બ્રહ્મ પ્રાપ્તિમાં છે જીવ પ્રાપ્તિમાં માયાવાદી કહે છે તેમ નથી. જીવ એજ બ્રહ્મ એમ જાણવું એજ છેવટનું ધ્યેય હોય તો બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ હતું તે પોતાને ઉપાધિથી જીવરૂપ કેવી રીતે માનવા લાગ્યું? આરંભમાં એકજ અદ્વિતીય બ્રહ્મ હતું ત્યાં ઉપાધિ કયાંથી આવી અને બ્રહ્મ સ્વ સ્વરૂપ કેવી રીતે ભૂલી ગયું? આનો વિસ્તાર અમે પૂર્વે કરેલો હોવાથી અત્રે ન કરતાં એટલુંજ કહીશું કે જીવ સત્ય સ્વરૂપ છે, શાસ્ત્રો સત્ય છે અને તે સાધનો દ્વારા જીવ અભ્યુદયને પ્રાપ્ત કરી બ્રહ્મ સ્વરૂપની પ્રાપ્તિ અધિકારાનુસાર કરે છે. આજ શાસ્ત્રીય રમણીય ક્રમ છે, માયાવાદી કહે છે તેમ માત્ર જીવ જેટલુંજ બ્રહ્મ છે અને તેને જાણવું તેમાંજ સ્વતંત્રતા અને સ્વાશ્રય રહેલાં નથી, તેમાં તો ઉલટું બ્રહ્મ સ્વરૂપની અધોગતિરૂપ પરતંત્રતા, માયા પરવશતા, ઉપાધિ વિવશપણું રહેલું છે. એમ માનવા જતાં ઇશ્વર અનીશ્વર ઠરે છે અને નાસ્તિકતામાં પર્યવસાન થાય છે. પૂર્વે જણાવેલી ભક્તિ ગોપીજનો એજ પ્રાપ્ત કરી હતી તેથી તેઓ ઉત્કૃષ્ટ ભક્તો ગણાય છે અને તેઓનું અનુકરણ ઇતર ભક્તો કરે છે તે સુયોગ્યજ છે. જુઓ-स्त्रियो वा पुरुषा वापि भक्तिभावेन केशवम्। हृदि कृत्वा गतिं यान्ति श्रुतोमां नात्र संशयः। એમ સ્વયં બ્રહ્માજીએ ભૃગુ ઋષિને કહેલું છે. આજ કારણથી શ્રીમદ્ વલ્લભાધીશ પણ ગોપીજનોને સ્વમાર્ગના ગુરૂ કહે છે, સાધનના સમાનપણાને લઇનેજ અત્ર ગુરૂત્વ છે. શ્રીગોપીજનોનેજ ઉત્કૃષ્ટ પ્રકારની ભક્તિની પ્રાપ્તિ થઇ છે તેથીજ બ્રહ્માજી અને ઉદ્ધવજી જેવા જ્ઞાનીઓ પણ તેમની ચરણરજને વંદે છે અને તેમને ઉત્તમ તનુધારી કહે છે. વાદી કહે છે તેમ ગોપીજનો માયા-પ્રકૃતિની સાક્ષાત્ મૂર્તિઓ ન હતી, એ તો માયાના ચક્ષુથી બધું માયિકજ પ્રતીત થાય પણ એ ચક્ષુઓ ઉતારી નાખી

શાસ્ત્રીય ચક્ષુથી જોશો તો પ્રતીત થશે કે ગોપીજનો સાક્ષાત્ શ્રુતિરૂપા હતા. જુઓઃ- 'न स्त्रियो व्रजसुन्दर्यः पुत्र! ताः श्रुतयः किल' એમ બ્રહ્માજી આજ્ઞા કરે છે. આ બધા પ્રમાણો પુરાણોના હોવાથી તે પ્રામાણ્યરૂપ નથી એમ કુશંકા કરવી નહિ. ઈતિહાસ અને પુરાણને પાંચમો વેદ કહ્યો છે અને તે વેદ તુલ્યજ પ્રમાણ છે. શાસ્ત્રમાં પુરાણની પણ ગણત્રી છે અને તેને ઉપબૃંહણાત્મક કહેલ છે. 'इतिहास पुराणाभ्यां वेदार्थमुपबृंहयेत्', 'इतिहास पुराणं पञ्चमं वेदानां वेदम्', पुराणं हृदयं स्मृतम्' ઇત્યાદિ પ્રમાણોએ આસ્તિકે ઉપબૃંહણાત્મક પુરાણમાં અવિશ્વાસ લાવી ભગવતસ્વરૂપ તેમજ ભક્તસ્વરૂપ ભૂલવું ઉચિત નથી. તેમ કરવા જતાં અજ્ઞ, અશ્રદ્ધાવાન, સંશયાત્મા વિનાશ પામે છે. તેમજ વાદી શ્રીમદ્‌ભાગવત પુરાણમાંથીજ ગોપીજનોનું સ્વરૂપ અને તેમની ભક્તિ વિષે શંકા કરે છે તો તે પુરાણથીજ અમે તેમને પ્રત્યુત્તર આપીએ છીએ કે 'सन्त्यज्य सर्वविषयांस्तवपादमूलम्। भक्ता भजस्व दुरवग्रह मा त्यजास्मान् देवो यथादि पुरुषो भजते मुमुक्षून्'। એ શ્લોક વાંચવાની તસ્દી લીધેલી કે ? 'અમે સર્વ વિષયોનો સમ્યક્ સારી રીતિથી, પુનઃ ઉદય ન પામે તેવી રીતિથી સમૂલ સબીજ, આપના ચરણના મૂલમાં ત્યાગ કરીને ભક્તપદ પ્રાપ્ત કર્યું છે, ( જેમ અદ્યાવધિ અમે આપનું ભજન કર્યું તેમ હવે આપ ) અમારૂં ભજન કરો (અમારી ભક્તિથી અમારે અધીન થઇ જાઓ, અને નિજાનંદનું પાન કરાવો), હે મિથ્યાગ્રહિન્! અમારો ત્યાગ ન કરો. જેમ આદિ પુરુષ વ્યાપિ વૈકુણ્ઠસ્થ શ્રીપુરુષોત્તમ મુમુક્ષુઓને સ્વરૂપાનંદનું દાન કરીને ભજે છે તેમ આપ અમને ભજો' આથી નિશ્ચય થાય છે કે ગોપીકાઓએ તો સર્વ વિષયનો ત્યાગ કર્યો હતો અને તે ત્યાગ પણ સમૂલ હતો. વ્રજભક્ત પ્રેમલક્ષણા ભક્તિની ધ્વજા છે. એ નિરુપધિ ભક્તિમાં કામનો-સ્થૂલભાવનો આરોપ કરવા કરતાં બીજું અજ્ઞાન શું હોઇ શકે ? આમ ગોપીઓ કામી ન હતા પણ પ્રેમી હતા, તેઓનો ભાવ સ્થૂલ ન હતો પણ નિરુપધિ પ્રેમવાળો હતો, તેઓ માયાની પ્રકૃતિની મૂર્તિઓ ન હતી, પણ સાક્ષાત્ શ્રુતિઓ હતી. માયાવાદીને અંધ તામસ જ્ઞાનને લઇ આ બધું કેમ સમજાય. માયાવાદ જ્ઞાન તામસ અંધ હોવાથી તેનો આરોપ બીજા પર કરતાં તે પણ તેવું પ્રતીત થાય તેમાં શાસ્ત્રનો કે ભક્તનો શો દોષ ? વાદીએ ઉદ્ધવજી જોડે કહાવેલા સંદેશાને અગ્ર કરી એમ આક્ષેપ કરેલો છે કે ભગવાને તો પોતાનું સ્વરૂપ જ્ઞાનરૂપ અભેદ કહેલું છે, તેથી ગોપીઓનો ભાવ સ્થૂલ હતો તાત્વિક નહોતો, તો આ પણ એક ભ્રાંતિ છે. આને માટે જુવો 'अन्तरा भूत ग्रामवत् ૩-૩-૩૫, ૩૬, ૩૭ સૂત્રો પરનું અણુભાષ્ય વસ્તુતઃ ભગવદ્ વિરહાવસ્થામાં જ્ઞાન પણ સ્વાસ્થ્ય જનક હોવાથી બાધક છે આમ ઉદ્ધવજીને ભક્તિનું સ્વરૂપ સમજાવવા, જ્ઞાન ને નિમિત્ત કરી મોકલ્યા હતા, અને તે ગોપી ઉદ્ધવ સંવાદને અંતે ઉદ્ધવજીનું જ્ઞાન ગળી ગયું અને ગોપીજનોની ચરણ રજને વંદન કરી. 'सर्वात्मभावः अधिकृतः भवतीनां

अधोक्षजे, विरहेण महाभागाः महान् मे अनुग्रह कृतः, એમ પ્રાર્થના કરી પોતાના પર મહાન્ અનુગ્રહ કર્યો એમ કહે છે, અને 'वंदे नंदव्रजस्त्रीणां पादरेणुम् अभीक्ष्णशः' એમ ઉત્કૃષ્ટોત્કૃષ્ટ ભગવદીયનાં પાદરેણુને વંદન કરે છે. આમ માયાવાદી કહે છે તેમ ઉદ્ધવજીને કાંઈ માયાવાદનો ઉપદેશ કરવા વ્રજ ભકતો પાસે નહોતા મોકલ્યા પણ જ્ઞાનાધિક ભક્તિ માર્ગ શીખવા મોકલ્યા હતા અને તેથી અંતે ઉદ્ધવજીનું જ્ઞાન ગળી જતાં ભગવદ્ ભકતોની પાદરેણુને વંદન કરે છે. ગોપી ઉદ્ધવ સંવાદમાં જ્ઞાન અને ભક્તિનુંજ તારતમ્ય છે. આ જ્ઞાન પણ માયાવાદીનું મિથ્યા જ્ઞાન નહિ પણ શુદ્ધ અક્ષરાત્મક અદ્વૈત બ્રહ્મજ્ઞાનજ કહેલું છે. આનું પ્રતિપાદન કરતાં દયારામભાઈ પણ કવે છે કે, 'તમારો તો હરિ સર્વ સ્થલે, અમારો તો એકજ સ્થલે, તમે રીઝો ચાંદણીથી રે, અમે રીઝીએ ચંદ્રથી રે.' આમ અક્ષર-વિષયક શુદ્ધ જ્ઞાન અને પુરુષોત્તમ સ્વરૂપનોજ ભેદ જણાવેલો છે. 'अक्षरादपि चोत्तमः' એનુંજ ગોપીઓએ પ્રતિપાદન કરેલું છે. જ્યારે ઉદ્ધવજીએ તેમને અક્ષર બ્રહ્મ વિષયક શુદ્ધ અદ્વૈત જ્ઞાન (માયાવાદ નહિ) ઉપદેશ્યું ત્યારે તેના પ્રત્યુત્તરમાં તેઓએ જણાવ્યું કે અમારો હરિ તો તમારા શુદ્ધ અદ્વૈત જ્ઞાન રૂપી અક્ષરથી પણ અધિક, પર છે અને તમે લોકો–જ્ઞાનીઓની ગતિ અક્ષર પર્યંતજ છે પણ ભકતો પુરુષોત્તમનેજ ભજે છે અને તમારા જ્ઞાન કરતાં આ ભક્તિ અધિક છે. તેની સાક્ષાત્ ગોપીજનોમાં પ્રતીતિ થતાં ઉદ્ધવજીએ તેમને વંદન કરી, તેમના પાદરેણુની ઈચ્છા દર્શાવી. આમ ઉદ્ધવજી અને ગોપીઓનો આખો પ્રસંગ તપાસતા નિષ્પક્ષપાતી વિદ્વાનને પ્રતીત થયા વિના નહિ રહે કે માયાવાદીનો જ્ઞાન વિષયક જે પ્રલાપ છે તે દુરાગ્રહ પુરતોજ છે અને ગોપી અને ઉદ્ધવના સ્વરૂપની અજ્ઞાનતાજ દર્શાવે છે. માયાવાદી કહે છે તેમ ગોપીઓ કાંઈ શ્રીકૃષ્ણના સ્થૂલ શરીરની પૂજારણો નહતી. વસ્તુતઃ ભગવાનને લૌકિક શરીર અવતાર કાલમાં પણ નથી એ અમે પૂર્વે બ્રહ્મ પ્રકરણમાં પ્રતિપાદન કરેલું હોવાથી તેનો વિસ્તાર ન કરતાં એટલુંજ કહીશું કે માયાવાદી જેવાઓનેજ ભગવાનમાં લૌકિક શરીરાદિની પ્રતીતિ થાય છે. ભગવાન આસુરોને વ્યામોહ કરવા તેવી લીલા કરે છે તેથી કાંઇ ભગવાનમાં લૌકિક શરીર આવી જતું નથી. ગોપીકાઓ ભગવાનના સ્વરૂપને યથાર્થ જાણતી હતી. તેઓ શ્રુતિરૂપા હતી તે પૂર્વે પ્રતિપાદન કરેલું છે, તેમજ ગોપીગીત, યુગલગીત વિ. માં ઉત્તમ પ્રકારનું ભગવત્ સ્વરૂપ તેઓએ પ્રતિપાદન કરેલું છે, તે પરથી કોઈને પણ સ્પષ્ટ પ્રતીતિ થશે કે ગોપીઓ શ્રીકૃષ્ણને માયાવાદીવત્ લૌકિક શરીરિ માનતા નહતા તેમજ તેઓનો તેમની પ્રત્યેનો ભાવ સ્થૂલ ભાવ નહોતો, આથીજ એમના સર્વાત્મભાવની ઉદ્ધવજી જેવા જ્ઞાનીએ પ્રશંસા કરી છે. આ સર્વાત્મભાવ માયાવાદી કહે છે તેમ પ્રકૃતિ જન્ય, લૌકિક, ગુણાત્મક નથી પણ અલૌકિક છે અને આજ વાતનું તત્ત્વ સૂત્રકાર ભૂમ્ન અધિકરણમાં 'भूम्नः क्रतुवज्ज्यायस्त्वं तथाहि दर्शयति '

એ સૂત્રમાં પ્રતિપાદન કરે છે. જેમ ગ્રામસિંહ સિંહ કહેવાય છે પણ તદ્રૂપ નથી તેમ આવા સર્વાત્મભાવમાં લૌકિક ક્રિયા તુલ્યત્વ માત્રના દર્શનથી તે લૌકિક નથી. તેને લૌકિક અને માયિક કહેવું એજ માયિક છે. આમ ભગવત્સ્વરૂપ, ગોપીજનોનું સ્વરૂપ તેમજ તેમનો ભાવ સર્વ અલૌકિક છે તેનો લૌકિક સાથે સંભ્રમ કરી તેને પ્રકૃતિજન્ય, માયિક કહેવું એજ માયિક છે. બ્રહ્મ પ્રાપ્તિના સાધનોમાં ભક્તિજ અને તે પણ પ્રેમલક્ષણા ભક્તિજ સર્વોત્કૃષ્ટ સાધન છે, માયિક જ્ઞાન અસત્ ખણ્ડ જ્ઞાન છે તેમાં સ્વાશ્રયા મુક્તિ જેવું કશું નથી પણ ઉલટું બ્રહ્મનું પારતંત્ર્ય, માયાવશતા તેમાં હોવાથી, તે હેય છે ત્યાજય છે. ભગવાન તથા ભક્તોનું સ્વરૂપ અલૌકિક છે તેનો લૌકિક સાથે સંભ્રમ કરવો અનુચિત છે, સર્વાત્મભાવાદિ સર્વ ભાવો અલૌકિક છે, પ્રકૃતિ જન્ય કે માયિક નથી, એ સર્વાત્મભાવમાં 'अहंब्रह्मास्मि' શુદ્ધ અદ્વૈત જ્ઞાનવાળો-માયાવાદીય 'अहंब्रह्मास्मि' ભાવ નહિ-અનેક વ્યભિચારી ભાવોમાંનો-અનુભવાતો એક વ્યભિચારીભાવ માત્ર છે. જ્ઞાનનો તિરોભાવ થવાનો સંભવ છે, 'ज्ञानिनामपि चेतांसि देवी भगवती हि सा। बलात् आकृष्य मोहाय महामाया प्रयच्छति।' ઇત્યાદિ વાકય વડે જ્ઞાનીને જ્ઞાન તિરોધાનનો ભય છે, ભક્તિનું તિરોધાન થવાની ભીતિ નથી. જ્ઞાનીના વાકયથી ભક્તે મોહ પામવાની જરૂર નથી. ज्ञानिनामपि वाक्येन न भक्तं मोहयिष्यति। आत्मप्रदः प्रियश्चापि किमर्थं मोहयिष्यति। આમ શુદ્ધ જ્ઞાન અને ભક્તિમાં સર્ષવ મેરુ જેટલું તારતમ્ય છે તો માયાવાદીય નિકૃષ્ટ તામસ જ્ઞાનની તો અધમાધમ ગતિ હોય એમાં કહેવુંજ શું ? બ્રહ્મવાદમાં શુદ્ધાદ્વૈત જ્ઞાનથી પણ ભક્તિનો ઉત્કર્ષ છે તો તેવા ભક્ત્યેક પ્રાપ્ય-પરમ-ફળની ગંધ પણ મિથ્યા જ્ઞાની, ભ્રાંત, પ્રતારક, શુદ્ધ માયાવાદીને સ્વપ્નમાંએ ન પ્રાપ્ત થાય એ વાસ્તવિક છે. માયાવાદમાં કર્મ-ઉપાસના-ભક્તિ જ્ઞાન સર્વ અવિદ્યાનું કાર્ય છે કારણ તે સર્વ જગદંતઃપાતી છે, બ્રહ્મવાદમાં કર્મ-જ્ઞાન-ભક્તિ સર્વ બ્રહ્મરૂપજ છે. કર્મ-ઉપાસના-જ્ઞાન સર્વ ભક્તિના અંગ છે. બ્રહ્મનું માહાત્મ્યજ્ઞાન કરાવી સુદૃઢ સર્વતો અધિક સ્નેહ-ભક્તિ પ્રકટ કરાવવામાં સર્વનો ઉપયોગ છે, પરમફલ ભક્તિથીજ છે.

મુક્તિનું સ્વરૂપઃ-માયાવાદી પૂર્વપક્ષઃ—'ऋते ज्ञानान्नमुक्तिः' 'ज्ञानादेव च कैवल्यम्' એમ જ્ઞાનથીજ મુક્તિ છે, જ્ઞાનથીજ કૈવલ્ય છે. 'ब्रह्मविदाप्नोति परं' બ્રહ્મને જાણવાવાળો એટલે બ્રહ્મનો સાક્ષાત્ અનુભવ કરવાવાળો જ્ઞાની પરમાનંદરૂપી કૈવલ્ય મુક્તિ મેળવે છે. 'ब्रह्मविद् ब्रह्म एव भवति' બ્રહ્મને જાણવાવાળો પોતેજ બ્રહ્મરૂપ થાય છે. આવી પરમ મુક્તિમાં પુષ્ટિમાર્ગીય સંપ્રદાયની માફક રસાસ્વાદ હોવાની યત્ કિંચિત્ કામવૃત્તિની ગંધ પણ હોતી નથી. માટેજ પુષ્ટિમાર્ગીય મતને શુદ્ધ કેવલાદ્વૈત મત કહી શકાય નહિ. પણ તેની ગણત્રી દ્વૈતવાદમાં કરી શકાય, કારણ કે તે મતમાં પુષ્ટિરૂપ મુક્તિમાં પણ જીવનું અંશ તરીકે પરમાત્માથી જુદાપણું રાખવામાં આવે છે. વળી બ્રહ્મભૂત પ્રસન્નાત્મા પુરુષ સતત્ પ્રસન્ન તથા આનંદ

સ્વરૂપી થાય છે. તેને શોક પણ નથી થતો, તેમ તેને કોઈ પણ જાતની રસ ભોગવવાની કે લ્હાવો લેવાની ઈચ્છા પણ થતી નથી. આથી ઉલટું પુષ્ટિમાર્ગીય સંપ્રદાયમાં મુકત થયેલા લોકોને ગોલોકમાં પણ શ્રીકૃષ્ણની વિરહ વેદનાનો શોક ભોગવવો પડે છે એટલે તેવા મુકતજીવોને મુકિતમાં પણ શોક, મોહ જતો નથી. તો એવા પુષ્ટિમાર્ગીય મુકત જીવોમાં અને સાંસારિક જીવોમાં શું ફેર રહ્યો? આથી એમ સ્પષ્ટ સમજાય છે કે પુષ્ટિમાર્ગીય મુકિત ઉપલા સિદ્ધાંતથી વેદ વિરુદ્ધની ઠરે છે, ને તેવી મુકિત કરતાં કૈવલ્ય મુકિતજ શ્રેષ્ઠ ઠરે છે, કે જ્યાં સદૈવ આત્માનંદ અનુભવાય છે. કામના રહિત આત્મામાંજ પ્રીતિ રાખનાર પુરુષ પોતાના મૂલસ્વરૂપે બ્રહ્મજ હોવાથી, તેનો બ્રહ્મમાં લય થાય છે."

**સિદ્ધાંતઃ**–માયાવાદી જ્ઞાનથીજ મુકિત કહે છે અને તેમાં '**ऋते ज्ञानान्न**' પ્રમાણ આપે છે. પણ શ્રુતિ સ્મૃતિમાં જ્યાં જ્ઞાનથી મુકિત કહી છે ત્યાં માયાવાદીય એકદેશી જ્ઞાન સમજવાનું નથી. અમે પૂર્વે પ્રતિપાદન કરેલું છે કે શ્રુતિ સ્મૃતિ સૂત્રોમાં શુદ્ધ અખંડ અદ્વૈત જ્ઞાનજ ઉપદેશ્યું છે અને નહિ કે માયાવાદીય તામસ જ્ઞાન, તેવા જ્ઞાનથી તો અંધતમનીજ પ્રાપ્તિ થાય છે. '**ततो यान्त्यधमां गतिम्**' એ ગીતા વચન પ્રમાણે તામસ માયાવાદી જ્ઞાનની ગતિ છે. '**ऋते ज्ञानान्न**' વિ. વાકયોથી જે મુકિત કહી છે તે શુદ્ધ અદ્વૈત જ્ઞાનીની. 'આ સર્વ નિશ્ચય બ્રહ્મરૂપ છે' એમ અખણ્ડ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી તેવા શુદ્ધાદ્વૈત જ્ઞાનીનો અક્ષર બ્રહ્મમાં લય કહ્યો છે. કેવલ અક્ષર બ્રહ્મ જ્ઞાનથી ભગવદનુગ્રહ વિના અક્ષરમાં લય થાય છે, અને એવી મુકિતનું વર્ણન કરતાં શ્રુતિ આજ્ઞા કરે છે કે જેમ જલમાં જલ મલી જાય છે તેમ આત્માનો બ્રહ્મમાં લય થાય છે. આ સ્થલે શુદ્ધ અદ્વૈત જ્ઞાનીનીજ મુકિતનું વર્ણન શ્રુતિ કરે છે અને નહિ કે માયાવાદીની મુકિતનું સ્વરૂપ કહે છે. માયાવાદમાં વસ્તુતઃ મુકિત જેવું કશું પ્રાપ્ત કરવાનું છેજ નહિ પણ ફકત 'હું બ્રહ્મ છું" એ જ્ઞાનનેજ જાગૃત કરવું એજ મુકિત છે. માયાવાદમાં Elimination છે કૈવલ્ય, બ્રહ્મવાદમાં જીવમાં જે આનંદાદિ ધર્મ ગુપ્ત છે તેનું અગ્નિવત્ મથન કરીને પ્રાકટ્ય કરવું તેનું Evolution વિકાસ કરવો એજ યોગ્ય છે. માયાવાદનું ધ્યેય બ્રહ્મને અવિદ્યા મુક્ત કરવો એટલુંજ છે. માયાવાદમાં અભાવરૂપ મોક્ષ છે. માયાવાદની મુક્તિ સાંખ્ય, કણાદાદિને મલતી છે, છતાં સાંખ્યાદિના મતના ખંડનનું માન સમજવું વૃથા છે. 'Sankara's conception of Liberation has much in common with that of the Sankhya. The highest aim of the Sankhya is to free himself from the પ્રકૃતિ, so the greatest aim of a Sankara is to free himself from the અવિદ્યા' ( Mr; Teliwala ) માયાવાદમાં મુક્તિને સારૂ કશાં સાધનાદિ કરવાના નથી. મુક્તિ એટલે માત્ર 'હું બ્રહ્મ છું' એમ જાણવું તે. 'In Maya-vada Liberation is nothing else but the awakening of the

consciousness that our own self is identical with Brahman. Accordingly, in liberation there is no question of becoming which does not already exist, but only of the attainment of the knowledge of what has exis- ted from all eternity. It is because of this, that liberation is not accomplished through any sort of work, nor through moral improve- ment, but by knowledge alone." (System of Vedanata. P. 401.) આમ માયાવાદમાં કેવલ 'હું બ્રહ્મ છું" એવા પ્રકારનું જ્ઞાન એજ મુક્તિ એમ માનવામાં આવે છે, છતાં 'બ્રહ્મને જાણનાર બ્રહ્મ થાય છે,' 'બ્રહ્મવિદ્ પરને પ્રાપ્ત કરે છે,' ઇત્યાદિ પ્રમાણો પ્રતારણા પુરતાજ છે. જેના મતમાં પર જેવી કાંઇ વસ્તુ નથી તો બ્રહ્મવિદ્ કયા પરને પ્રાપ્ત કરવાનો હતો ? તેમજ બ્રહ્મને જાણનાર બ્રહ્મ થાય છે, તો બ્રહ્મ તો છેજ હવે બ્રહ્મ થવાનું કયું રહ્યું ? કદાચ એમ કહેશો કે અવિદ્યા માયાએ કરી બ્રહ્મ પોતાનું સ્વરૂપ ભૂલી ગયો છે તે જ્ઞાનથી જાણવું, પોતાને બ્રહ્મરૂપ માનતા થવું એજ મુક્તિ તો બ્રહ્મને તમે જ્ઞાન સ્વરૂપ કહો છો તે મિથ્યા ઠરશે, કારણ કે બ્રહ્મ જો જ્ઞાન સ્વરૂપ હોય તો અવિદ્યા-માયાએ કરી પોતાનું સ્વરૂપ કદી પણ ભૂલી જાયજ નહિ, અને ભૂલી જાય તો અવિદ્યા માયાધીન સદૈવ રહેશે. માયાવાદમાં મોક્ષ સંભવતોજ નથી, 'હું બ્રહ્મ છું" એવો ભ્રમ જીવને અવિદ્યા વડે થયો છે તેનું જ્ઞાન વડે નિરાકરણ તે મુક્તિ એમ માયાવાદી કહે છે, પણ તેમ માનતાં મિથ્યા જગદંતઃપાતી વેદાદિક, તત્પ્રણીત-સાધન-કર્મ ભક્તિ-જ્ઞાન, સર્વ પણ પરમાર્થતઃ મિથ્યા અવિદ્યાત્મક એટલે તેવાં અવિદ્યાત્મક મિથ્યા સાધનમાંથી જ્ઞાનનોજ અસંભવ છે, અવિદ્યામાંથી વિદ્યા કેવી રીતિથી સંભવે ? એટલે વિદ્યાવડે અવિદ્યાનું નિવારણ થઈ શકતુંજ નથી. વિશેષ માયાવાદમાં પરમાર્થતઃ સર્વમિથ્યાજ, માયા, એટલે મોક્ષ પણ અલીકજ, શશશૃંગવત્, રજ્જુસર્પવત્, વંધ્યાપુત્રવત્ ઉપાધિ નિવારણ થાય ત્યારે આભાસ-પ્રતિબિંબ કાંઈ બિંબરૂપ થઈ જતાં નથી પણ આભાસાદિનો નાશજ થઇ જાય છે, એટલે માયાવાદમાં જીવ બ્રહ્મરૂપ ન થઇ શકે પણ જીવ પ્રણાશ જીવ વ્યુચ્છેદ ( annihilation ) એજ મોક્ષ. માયાવાદમાં સ્વસ્વરૂપ પ્રણાશજ મોક્ષ એટલે પુરુષાર્થ ન રહ્યો. માયાવાદી ' પરાવિદ્યા ' અને ' અપરાવિદ્યા ' એમ વિદ્યા ભેદ કલ્પે છે તે પણ મિથ્યા છે. મિથ્યા જગત્માંનું જ્ઞાનપણ મિથ્યાજ, મિથ્યા-વ્યાવહારિક વેદાદિ શાસ્ત્રમાંથી પ્રાપ્ત થતું જ્ઞાન પણ મિથ્યા વ્યાવહારિકજ. એટલે મિથ્યા જ્ઞાનથી મિથ્યા જીવની મિથ્યા મુક્તિ માનવી પડશે એટલે વસ્તુતઃ માયાવાદમાં મુક્તિ જેવું કશું છેજ નહિ, છતાં માયાવાદ શાસ્ત્ર મુક્તિ આપનારૂં શાસ્ત્ર છે એમ કહેવું એ પણ પ્રતારણાજ. માયાવાદીને ત્યાં મુક્તિ એટલે બ્રહ્મ પોતાનું અજ્ઞાન સ્વરૂપ છોડી દે-અજ્ઞાનમાંથી મુક્ત થાય, અધ્યાસથી છૂટે એટલે મુક્ત કહેવાય તેનું નામ મુક્તિ પણ માયા-અજ્ઞાન નિત્ય હોવાથી, બ્રહ્મ પાછો પોતાનું સ્વરૂપ ભૂલી નહિ જાય તેની ખાતરી શું ? બ્રહ્મ જ્ઞાનરૂપ હતું છતાં

માયાના અધ્યાસે કરી પોતાનું સ્વરૂપ એટલું બધું ભૂલી ગયું કે તેને ભાન પણ ન રહ્યું, તો મુક્ત થયા પછી પણ પાછું નહિ ભૂલે એમ કેમ બને? કદાચ તમે કહેશો કે તે અવસ્થામાં માયા–અજ્ઞાન–અવિદ્યા રહેતી નથી એટલે તે નહિ ભૂલે, તો નહોતી એવી અવિદ્યા–માયા–અજ્ઞાન આવ્યું કયાંથી? અને આવેલું પાછું કોનાથી નાસી જાય? જ્ઞાનથી નાસી જાય એમ કહેશો તો બ્રહ્મ અને અવિદ્યા–માયા વ્યતિરિકત ભિન્ન જ્ઞાન સ્વીકારવું પડશે અને તે જ્ઞાનના હાથની વાત રહેશે કે મુક્ત કરવું કે નહિ. આમ માયાવાદીય જ્ઞાન અને મુકિત ઉભયે હેય છે, સૂત્રકારના મતથી ભિન્ન છે. માયાવાદમાં જીવન્મુક્તિ છેજ નહિ કારણકે તે વાદીના મતમાં જગત્ કર્મ–જીવાદિ અવિદ્યા–માયાનું કાર્ય છે એટલે અવિદ્યારૂપ કારણનો નાશ કર્યેથી તેનું કાર્ય જીવ જગતાદિનો પણ નાશ થવો જોઇએ પણ તે આપના અનુભવથી વિરુદ્ધ છે માટે કયાં તો બ્રહ્મજ્ઞાન જે પ્રાપ્ત કર્યું છે તે અસત્ છે બરાબર નથી કે કયાં તો બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યા છતાં શરીર, જીવ, જગતાદિ રહે છે તો તેઓ અવિદ્યા–માયાનું કાર્ય નથી. આમ ઉભયમાંથી કોઇ પણ વિકલ્પ સ્વીકારવો જોઈએ. સૂત્રકાર ચતુર્થ અધ્યાયના પ્રથમ પાદમાં બ્રહ્મવિદ્‌ની જીવન્મુક્તિનો વિચાર કરે છે. 'तदधिगम उत्तरपूर्वाघयोरश्लेष विनाशौ तद्व्यपदेशात्' (૪–૧–૩) સૂત્રથી બ્રહ્મજ્ઞાનથી પાપ પુણ્યનો સારા નરસા કર્મોનો અંત કહે છે અને બ્રહ્મજ્ઞાન પછી કરવામાં આવતા કર્મોનો બ્રહ્મવિદ્‌ને સ્પર્શ થતો નથી કારણ કે તે અવસ્થામાં કરવામાં આવતા કર્મો બ્રહ્મ કર્મો, પર કર્મો છે. જયાં સુધી બ્રહ્મવિદ્‌ના આરબ્ધ કર્મોનો અંત નથી ત્યાં સુધી બ્રહ્મવિદ્‌નું શરીર આ લોકમાં રહે છે. જયારે શરીર પડી જાય છે ત્યારે બ્રહ્મને પ્રાપ્ત કરે છે. 'भोगेन त्वितरेक्षपयित्वाथ संपद्यते' (૪–૧–૧૯) અગ્નિહોત્રાદિ જે નિત્યકર્મ છે તે તો બ્રહ્મવિદ્‌ને કરવા કહ્યા છે કારણ કે તે બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિમાં ઉપયોગી છે. 'अग्निहोत्रादि तु तत्कार्यायैव तद्दर्शनात्' આમ સૂત્રકારનો મત છે, પણ શાંકરમતમાં માયાવાદમાં આથી તદ્દન ઉલટું છે માયાવાદમાં કર્મ, શરીર, ઇત્યાદિ માયા અવિદ્યા અજ્ઞાનનું કાર્ય છે. બ્રહ્મજ્ઞાનથી અવિદ્યાની નિવૃત્તિ થતાં તેનું કાર્ય શરીર જીવાદિનો પણ નાશ થવોજ જોઇએ દેખાતા બંધ થવા જોઈએ, કારણ અને કાર્યના અનન્યત્વને લીધે, એટલે જીવન્મુક્તિ રહેતીજ નથી, વિદ્યાથી અવિદ્યાની નિવૃત્તિ થતાં તેનું કાર્ય જીવ કર્માદિનો નાશ થતાં બ્રહ્મજ્ઞાનથી બ્રહ્મવિદ્ બ્રહ્મરૂપ થઈ જાય છે. આમ માયાવાદમાં જીવન્મુક્તિ છેજ નહિ છતાં જીવન્મુક્તિ કહે છે એ પણ પ્રતારણાજ છે. તત્ત્વસૂત્રકારના મતે બ્રહ્મજ્ઞાન પછી બ્રહ્મવિદ્ જે કાંઇ કર્મ કરે છે તેનું બંધન તેને લાગતું નથી તેથી 'अश्लेष' શબ્દનો પ્રયોગ કરે છે. તેથી બ્રહ્મવિદ્ જીવે છે અને સર્વ કરે છે પણ તે શુભાશુભથી રહિત છે. તેનું જીવવું માત્ર આરબ્ધ કર્મોના ભોગ સારુંજ છે. આ જીવન્મુક્તિ સંબંધે સૂત્રકારનો મત છે. શાંકર

આને સગુણ વિદ્યા પરત્વે કહી નિર્ગુણ વિદ્યામાં જીવન્મુક્તિ જેવું કશું નથી, એમ કહે છે પણ અમે પૂર્વે પ્રતિપાદન કરી ગયા તેમ, જેમ બ્રહ્મ બે નથી પણ એકજ છે, તેમજ વિદ્યા પણ એકજ છે વિદ્યાના બે ભેદો કલ્પવા એ સ્વકપોલ કલ્પિત મત છે. આમ ચતુર્થાધ્યાયના પ્રથમ પાદમાં સૂત્રકાર જીવન્મુક્તિનું વર્ણન કરી દ્વિતીય પાદમાં પ્રારબ્ધ કર્માંનો ભોગ ભોગવી રહ્યા પછી બ્રહ્મવિદ્‌ની ઉત્ક્રાંતિ તેમજ ગતિ વર્ણવે છે, અને ચોથાપાદમાં ફલ વર્ણવે છે. આમ સૂત્રકારના મતે વ્યવસ્થા છે. શંકર જેમ જીવન્મુક્તિને સગુણ વિદ્યા પરત્વે કહે છે તેમ બ્રહ્મવિદ્‌ની ઉત્ક્રાંતિ તેમજ ગતિને પણ મુખ્યાવૃત્તિમાં સ્વીકારતા નથી લક્ષ્યાર્થમાં લે છે, તેમના મતે જીવવ્યાપક હોવાથી ઉત્ક્રાંતિ, ગતિ સંભવી શક્તિજ નથી માટે ગતિ શ્રુતિને અપર બ્રહ્મપરત્વે લગાડીને તેને કાર્ય બ્રહ્મ કહે છે પણ અમે પૂર્વે જણાવી ગયા તેમ બ્રહ્મના બે ભેદો જે શંકરે કલ્પેલા છે તે સ્વકપોલ કલ્પિતજ છે અને આ કલ્પનાને કોઈ પણ શ્રુતિ સ્મૃતિ કે સૂત્રનો આધાર નથી. ગતિ શ્રુતિ પરવિદ્યામાંજ છે અપરવિદ્યામાં શંકર કહે છે તેમ નહિ. તેમને પ્રત્યુત્તર આપતાં ભાસ્કર કહે છે કે **न चास्माभिरिय गतिः कल्पिता श्रुतयोऽत्र प्रमाणम्, परविद्यासु गतयो हृश्यन्ते** આમ ગતિ શ્રુતિઓ પરવિદ્યામાં મુખ્યાર્થમાંજ છે શંકર કહે છે તેમ અપર–સગુણ વિદ્યામાં નહિ. આમ શુદ્ધાદ્વૈત જ્ઞાનીની ગતિ બતાવી ચતુર્થપાદમાં જે જીવપર પ્રભુ વિશેષ અનુગ્રહ કરે છે તેનો તેમાંથી આવિર્ભાવ કરે છે **सम्पद्याविर्भावः स्वेन शब्दात्**' આમ આવિર્ભાવ પામ્યા છતાં તે બ્રહ્મથી અવિભક્ત છે એમ પણ સૂત્રકાર સાથે સાથે આજ્ઞા કરે છે '**अविभागेन दृष्टत्वात्**' આથી વાદીએ કહેલું કે પુષ્ટિમાર્ગમાં તો મુક્તિ અવસ્થામાં પણ જીવ બ્રહ્મથી વિભક્ત જુદો છે અને દ્વૈત છે એ નિરસ્ત થાય છે. આ આવિર્ભાવ અને ફલ પણ જે જીવ પર પ્રભુ અનુગ્રહ કરી અક્ષરમાંથી જેની ઉદ્ધૃતિ કરે છે તેનેજ પ્રાપ્ત થાય છે. ભકતને તો પુરુષોત્તમનીજ પ્રાપ્તિ થાય છે. તેનો અક્ષરમાં લય થતો નથી. આમ જ્ઞાનાનંદ અને ભજનાનંદનું તારતમ્ય બતાવવાજ ભગવાને પણ ગોપીનો અક્ષરમાંથી–બ્રહ્મહ્રદમાંથી ઉદ્ધાર કરી તેમને ભજનાનંદમાં યોજ્યા–શુદ્ધાદ્વૈત જ્ઞાન માર્ગમાં જે જ્ઞાન નિરૂપેલું છે તે અક્ષર વિષયકજ છે, અક્ષરબ્રહ્મજ પરાકાષ્ટા છે, પરાગતિ છે. કેવલ આવા શુષ્ક શુદ્ધાદ્વૈત જ્ઞાનીનો અક્ષરમાં લય થાય છે એમ જણાવતા ભગવતિ શ્રુતિ આજ્ઞા કરે છે '**यथा सैंधवखिल्यः उदके प्रास्तः उदकम् एव अनुविलयते**', '**नद्यः प्रविष्टा इव नामरूपे**'. આમ શુદ્ધાદ્વૈત જ્ઞાનીનો કેવલ લય થાય છે, ત્યાં સંઘાત આદિ કશું હોતું નથી. આવા પ્રકારનો મોક્ષ પણ શુદ્ધાદ્વૈત જ્ઞાનીને મહાકષ્ટે પ્રાપ્ત થાય છે. '**क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्त चेतसाम्**' એ વાકય વડે જ્ઞાનીને અવ્યક્ત–અક્ષરાત્મક ગતિ અતિ કલેશથી પ્રાપ્ત થાય છે. હવે આપણે શુદ્ધ પુષ્ટિમાર્ગનું ફલ વર્ણવ્યે પૂર્વે જણાવી ગયા તેમ બ્રહ્મભાવ પ્રાપ્ત થયા પછી, પરા, નિર્ગુણ, સ્નેહાત્મક

ભક્તિની પ્રાપ્તિ થાય છે, બ્રહ્મવિદ્ થયા પછી પરને પ્રાપ્ત કરે છે ઇત્યાદિ પ્રમાણો વડે મર્યાદા માર્ગાનુકૂલ નિર્દેષ કર્યો છે. જેના પર પ્રભુનો વિશેષ અનુગ્રહ થાય છે તેને આરંભથીજ પુષ્ટિભકિતની પ્રાપ્તિ થાય છે અને તે પ્રભુની સ્નેહાત્મક ભકિત કરે છે. શુદ્ધાદ્વૈત જ્ઞાની કેવલ અક્ષરોપાસક હોય છે, આવો ભક્ત પુરુષોત્તમ સેવક હોય છે. ભક્ત અક્ષરને ભગવદ્ધામ ગણે છે 'તે મારું પરમ ધામ છે' ઇત્યાદિ પ્રમાણવડે અને પુરુષોત્તમ અક્ષરથી પણ અધિક છે 'अक्षरादपिचोत्तमः' એ શ્લોક વડે ભક્તને જ્ઞાનાધિક ફલ, પુરુષોત્તમની પ્રાપ્તિ થાય છે આજ વાત સૂત્રકાર 'अक्षरधियां त्ववरोधः' એ સૂત્રમાં કેવલ અક્ષરોપાસકને અક્ષર પ્રાપ્તિ અને 'गतेरर्थवत्त्वम्' એ સૂત્રમાં પુરુષોત્તમ સેવકને પુરુષોત્તમની પ્રાપ્તિ નિરૂપે છે. 'ब्रह्मविदाप्नोति परम्' અને 'सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता' શ્રુતિ બ્રહ્મસહ સર્વકામાશન, સર્વ કામોપભોગની આજ્ઞા કરે છે. આમ બ્રહ્માનંદ કરતાં ભજનાનંદ અધિક છે. ભક્તને પુરુષોત્તમ સહ સર્વ કામોપભોગ રૂપ પરમ ફલ મલે છે, જ્યારે શુદ્ધાદ્વૈત અખંડ જ્ઞાનીને કેવલ અક્ષરાત્મક લય પ્રાપ્ત થાય છે. આ ફલ તારતમ્યે પણ ભક્તિમાર્ગ જ્ઞાનમાર્ગ કરતાં ઉત્કૃષ્ટ છે. 'નિબંધ'માં પણ શ્રીમહાચાર્યચરણ આ બન્ને માર્ગના ફલનું સુંદર રીતે પ્રતિપાદન કરે છે 'तदुपासनया ज्ञानात् परमात्मत्वमस्य हि । ज्ञानमार्गे त्वतेदेव सेव्यं कृष्णस्ततोऽधिकः। ब्रह्मानन्दे प्रविष्टानामात्मनैव सुखप्रमा । संघातस्य विलीनत्वाद् भक्तानां तु विशेषतः। सर्वेन्द्रियैस्तथा चान्त.करणैरात्मनापि हि । જ્ઞાન માર્ગમાં પુરુષોત્તમ અક્ષરથીજ સેવ્ય છે. ભકિત માર્ગમાં 'अक्षरादपि चोत्तमः।' એ વાકય પ્રામાણ્યથી કૃષ્ણ સેવ્ય છે. જ્ઞાનમાર્ગમાં અંતે આનંદ છે તે પણ ગણિતાનંદ કારણ કે અક્ષર ગણિતાનંદ, સાવધિઆનંદયુકત છે. જ્ઞાનમાર્ગમાં જેઓ મુકત થાય છે તેઓ સંઘાતને પરિત્યજીને કેવલ અક્ષરબ્રહ્મમાં લય પામે છે તેઓને સ્વરૂપથીજ આનંદ છે. ભકતોને તો ગોપીકાદિવત્ સર્વેન્દ્રિય તથા અંતઃકરણ અને સ્વરૂપથી આનંદનો અનુભવ છે, માટે જ્ઞાનની અપેક્ષાએ ભક્તિ અધિક છે, તેનું ફલ પણ અધિક છે. આમ શુદ્ધાદ્વૈત જ્ઞાન પણ જ્યાં ભકિતથી હીન છે તો તામસ એકદેશી ખંડજ્ઞાન-માયાવાદીય જ્ઞાનની અધમાધમ ગતિજ હોય તેમાં પૂછવુંજ શું ? માયાવાદીય જ્ઞાન જ્ઞાનજ નથી પણ જ્ઞાનાભાસ છે. તામસ જ્ઞાન છે અને તેનાથી અંધતમઃનીજ પ્રાપ્તિ છે. આમ માયાવાદમાં મુકિત નથી પણ અંધતમઃપ્રાપ્તિ છે. સાત્ત્વિક અને રાજસ જ્ઞાની પણ ક્રમશઃ નિર્ગુણ થાય ત્યારેજ તેમનો અક્ષરબ્રહ્મમાં લય થાય છે એવું વિસ્મરણ અત્ર ન થવું જોઇએ. શુદ્ધાદ્વૈત સિદ્ધાંત વ્યતિરિકત જ્ઞાનમાર્ગજ નથી, ભ્રાંતમાર્ગ છે, એટલે ઇતર તામસ જ્ઞાનવાલા આસુરસંપત્પ્રમાણે વર્તનારા તો 'केवलांधतमोगाः' કેવલ અંધતમઃ ના અધિકારી છે. હવે વાદીની છેલ્લી શંકાનું સમાધાન કરીએ. વાદી કહે છે કે 'પુષ્ટિમુકિતમાં લૌકિક કામોપભોગ છે અને લૌકિક શોક મોહ

જતાં નથી અને ગોલોકમાં પણ શ્રીકૃષ્ણની વિરહ વેદનાનો શોક ભોગવવો પડે છે તો આવા જીવો અને સાંસારિક જીવોમાં ફેર શું ?' આ પણ એક ભ્રાંતિ છે. 'ब्रह्मभूतःप्रसन्नात्मा न शोचति न कांक्षति । समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम्' એ ગીતા વાક્ય પ્રમાણે બ્રહ્મભૂત થયા પછી પરાભક્તિને પ્રાપ્ત કરે છે. તો તેવી ભક્તિમાં લૈકિક શોક મોહ કેવાં ? આવી ભક્તિને લૈકિક કહેવી અને તેમાં લૈકિક શોક મોહનું આરોપણ કરવું એ કેવલ દ્વેષ મૂલક છે એમ સ્પષ્ટ પ્રતીત થાય છે. તત્ત્વસૂત્રકાર પણ અક્ષર બ્રહ્મમાં લય થયા પછી બ્રહ્મથી .અવિભક્ત આવિર્ભાવ કથી તેવા જીવને જૈમિનિના મત પ્રમાણે બ્રાહ્મ અને ઔડુલોમિના મત પ્રમાણે ચિદ્રૂપ દેહની પ્રાપ્તિ કહે છે. 'ब्राह्मेण जैमिनिरुपन्यासादिभ्यः', 'चिति तन्मात्रेण तदात्मकत्वादित्यौडुलोमिः' (૪-૪-૫-૬) આવા બ્રાહ્મ-અલૈકિક દેહથી બ્રહ્મવિદ્ બ્રહ્મ સાથે सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा એ શ્રુતિ અનુસાર સર્વ કામોપભોગ કરે છે. આ ભોગ જગત્ વ્યાપાર વર્જિત છે, અલૈકિક છે એ સૂત્રકાર 'जगद् व्यापार वर्जं प्रकरणादसंनिहितत्वाच्च' (૪-૪-૧૭) સૂત્રવડે આજ્ઞા કરે છે. તો આ કામ ભોગ ને લૈકિકની ઉપમા આપી દ્વેષમૂલક દોષારોપણ કરવું એનાથી અન્ય ધાષ્ટર્ય કયું હોઇ શકે ? માટે મુક્ત જીવને અલૈકિક બ્રહ્મ સંબંધી દેહાદિ ભગદિચ્છા માત્રથી પ્રાપ્ત થાય છે એમ નિઃસંદિગ્ધ વૈદિક માત્ર માન્ય સિદ્ધાંત છે 'मुक्तः प्रतिज्ञानात्' મીમાંસા સૂત્રનું મર્મ પણ એજ છે તે હવે સ્પષ્ટ થશે 'द्वादशाहवत् उभयविधं बादरायणः अतः' તત્ત્વસૂત્રમાં પ્રાકૃત શરીરનો નિષેધ કહી, અપ્રાકૃત, બ્રહ્મમય, દ્વાદશાંગવડે લીલોપભોગ કહ્યો છે. આ લીલામાં અનુભવાતા વિરહાદિ ભાવો પણ અલૈકિકજ છે એમ પૂર્વે 'भूमक्रतुज्ययास्त्वम्' એ સૂત્રમાં પ્રતિપાદન કરેલું છે. જેમ શોકાશ્રુ આનંદાશ્રુ કહેવાતા નથી તદ્વત્ ભગવાનની આ અલૈકિક લીલામાં અનુભવાતા સર્વાત્મભાવાદિ ભાવો લૌકિક નથી, પ્રકૃતિજન્ય નથી, સાંસારિક નથી પણ અલૈકિક બ્રાહ્મ છે, આનંદરૂપ છે, ભગવદ્દત્ત છે તેથી સૂત્રકાર 'प्रदानवत्' સૂત્ર યોજી એ ભાવોનું ભગવાન જેને દાન કરે છે તેનેજ પ્રાપ્ત થાય એમ આજ્ઞા કરે છે. આવા ભાવોને સાંસારિક દુઃખરૂપ કહેવા એ માયિક બુદ્ધિનું લક્ષણ છે માટે સાંસારિક જીવો તુલ્ય આવા પરમ મુક્ત જીવોની મુક્તિ કહેવી એ કેવલ વેદાંત સૂત્રોનું અજ્ઞાનજ બતાવે છે. સાંસારિક જીવો તો ભગવાનની માયા અવિદ્યાથી બદ્ધ હોય છે અને આવા જીવો તો બ્રહ્મવિદ્ થઈ અવિદ્યા-માયા નિવૃત્ત કરી પરા ભક્તિને પ્રાપ્ત કરી તેના ફલરૂપે ભગવાન સાથે સર્વ કામોનું અશન કરે છે. 'ब्रह्मविदाप्नोति परम्' શ્રુતિનું વિવરણ 'सत्यं ज्ञानं अनन्तं ब्रह्म यः वेद निहितं गुहायाम् परमेव्योमन् सः अश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता' શ્રુતિ કરે છે. એમ તો 'तदेषाऽभ्युक्ता' એ બીજાની સંમતિ આપીને શ્રુતિજ સિદ્ધ કરે છે. હવે વિચારવું જોઇએ કે 'ब्रह्मविदाप्नोति' શ્રુતિમાં બ્રહ્મજ્ઞાન પરપ્રાપ્તિનું સાધન કહ્યું છે,

જ્યાં પરપ્રાપ્તિ-પુરુષોત્તમ પ્રાપ્તિનું સાધન બ્રહ્મ જ્ઞાન નિર્ગુણ છે, શોક મોહ રહિત છે, 'આત્મવિત્ શોકને તરે છે' એ શ્રુત્યનુસાર જ્યાં બ્રહ્મજ્ઞાન નિર્ગુણ છે તો તત્સાધન પ્રાપ્ય પરપ્રાપ્તિ-પુરુષોત્તમ પ્રાપ્તિ અને તે પર-પુરુષોત્તમસહ સર્વ કામોપભોગ નિર્ગુણ હોય એમાં તો આશ્ચર્યજ શું છે? માટે ભક્તિ પરા છે, નિર્ગુણ છે, પુરુષોત્તમ પણ નિર્ગુણ છે, સગુણ, પ્રાકૃત ગુણમય નથી. બ્રહ્મ ભાવનો સમ્પૂર્ણ અનુભવ થયા પછી પણ કામોપભોગ અને તે પણ નિર્ગુણ, ગુણાતીત, એજ ભગવલ્લીલાનું વૈચિત્ર્ય છે. આ આનંદાનુભવમાં દ્વૈતની ગંધ પણ નથી. બ્રહ્મથી અવિભક્ત રહીનેજ, અમે પૂર્વે પ્રતિપાદન કરેલું છે તદ્વત્ બ્રહ્મસહ, બ્રહ્મ ગૌણ અને ભક્ત મુખ્ય, એ રીતિ સર્વ કામોપભોગ શ્રુતિજ આજ્ઞા કરે છે. આમાં લૌકિકની ગંધ માત્ર પણ નથી. આમાં લૌકિકની પ્રતીતિ કેવલ પામર આસુર જીવોનેજ થાય છે કારણકે ભગવાન્ આસુર વ્યામોહ લીલા કરવા તેવું કરે છે. 'अवजानन्ति मां मूढाः मानुषीतनुम् आश्रितम् । परंभावं अजानंतः। 'जन्म कर्म च मे दिव्यं' એ ગીતા વાકયમાં સર્વ રસ સામગ્રી દિવ્ય છે. અપ્રાકૃત છે એમ ગીતાકાર સમર્થન કરે છે. શ્રીમદ્વલ્લભાધીશ પણ સ્વકીય સંન્યાસ નિર્ણય ગ્રન્થમાં આજ્ઞા કરે છે કે 'विकलत्वं तथाऽस्वास्थ्यं प्रकृतिः प्राकृतं न हि' આમ વિરહ-ભાવાદિ પ્રાકૃત લૌકિક નથી. તેને પ્રાકૃત લૌકિક કહેનાર પૂર્વોક્ત ગીતા વાકયથી આસુર છે. માયાવાદમાં આનંદ પ્રાપ્તિ જેવું કશું નથી. આનંદમય બ્રહ્મને તેઓ સગુણ પ્રાકૃત કહે છે આ તેમની ભ્રાંતિ છે એ અમે પૂર્વે બ્રહ્મ પ્રકરણમાં સિદ્ધ કરેલું છે. માટે વાદીએ કહેલું કે કૈવલ્ય મુક્તિજ શ્રેષ્ઠ છે કે જ્યાં સદૈવ આત્માનંદાનુભવ થાય છે એ કથન અસત્ છે. જેના મતમાં બ્રહ્મ-આત્મા આનંદસ્વરૂપ નથી, આનંદ સગુણ છે, આનંદમય બ્રહ્મ દુઃખરૂપ છે ત્યાં આત્માનંદાનુભવ કેવો? વળી જ્યાં કેવલ ચૈતન્ય જ્ઞાનરૂપ બ્રહ્મજ છે ત્યાં આનંદરૂપ બ્રહ્મ-આત્મા અને આનંદનો અનુભવ કરનાર એ કેમ સંભવે? શાસ્ત્રમાં તો ક્રમમુક્તિ, સાયુજ્યમુક્તિ અને સદ્યોમુક્તિ એમ ત્રણ પ્રકારનીજ મુક્તિનું કથન છે ત્યાં માયાવાદીય કૈવલ્ય મુક્તિને સ્થાનજ નથી. સશાસ્ત્ર વૈદિક સાધન કરવાથી ક્રમશઃ દ્વિજદેહ પ્રાપ્ત કરીને, બ્રાહ્મણનો દેહ પ્રાપ્ત કરીને, ઉત્તરોત્તર સાધનક્રમ ચાલુ રાખતાં અંતે શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત કરીને અક્ષર બ્રહ્મમાં લયરૂપા કૈવલ્ય મુક્તિને પ્રાપ્ત કરે છે. માયાવાદીય કૈવલ્ય મુક્તિને શાસ્ત્રમાં સ્થાનજ નથી. તેની તો અંધતમઃ ગતિજ છે એ અમે પૂર્વે પ્રતિપાદન કરેલું છે. बहूनां जन्मनामन्ते ज्ञानवान् मां प्रपद्यते' જ્ઞાનવાનને બહુ જન્મને અંન્તે ભગવત્પ્રાપ્તિ થાય છે. પ્રથમ તો શું સાધન કરવું તેનો નિશ્ચય કરવામાંજ કેટલાંક જન્મ વીતી જાય છે, અને તે નિશ્ચય કર્યા પછી તે સાધનનું આચરણ કરીને જ્ઞાન સિદ્ધ કરીને જ્ઞાનનું ફલ પ્રાપ્ત કરવામાં બીજાં કેટલાંક જન્મ વીતી જાય છે.

સદ્યોમુક્તિ પ્રાપ્ત કરવાનો ઉપાય કેવલ ભક્તિજ છે. ભક્તિથી એકજ જન્મમાં સત્વર મુક્તિ સિદ્ધ થઈ જાય છે. 'मन्मना भव' सर्वधर्मान् परित्यज्य' ઇત્યાદિ ગીતા શાસ્ત્રાનુસાર જીવ પોતાની અહંતા મમતા દૂર કરીને પ્રભુને શરણે જાય છે, તો સર્વભવનસમર્થ, સર્વકરણસમર્થ કર્તુ અકર્તુ અન્યથાકર્તું સમર્થ પ્રભુ પોતાના પ્રમેય બળવડે તે સદાચાર નિષ્ઠ ભક્તનું સદા સર્વદા યોગ ક્ષેમ-નિર્વાહ કરીને અંતે સંસારમાંથી ઉદ્ધાર કરીને ચરણારવિંદની, અને કૃપાતિશયથી મુખારવિંદની પણ ભક્તિનું દાન કરે છે સદ્યોમુક્તિ સંબંધમાં સૂત્રકાર પણ 'अतोन्यापि ह्येकेषामुभयोः (૪-૧-૧૭) સૂત્રમાં પ્રભુ અનુગ્રહથી પુષ્ટિભક્તને સદ્યોમુક્તિનું પણ દાન કરે છે એમ 'तस्य पुत्रा दायमुपयन्ति सुहृदः साधुकृत्यां द्विषन्तः पापकृत्याम् એ શ્રુતિ અનુસાર તેના દાયકર્મો તેના પુત્રો લે છે, સાધુકૃત્યો મિત્રોને મલે છે અને દ્વેષીઓને પાપ કર્મો મલે છે એમ પ્રારબ્ધ ભોગ ભોગવ્યા વિના તે ભક્તને સદ્યોમુક્તિ મલે છે. આમ સર્વકરણ સમર્થ પ્રભુ સ્વકીય પુષ્ટિભક્તને માટે સ્વકૃત મર્યાદાનું પણ અતિક્રમણ કરે છે એ ભૂષણ રૂપ છે. જ્ઞાનીને આવા પ્રકારની મુક્તિ મલતી નથી આથી આનો દુર્લભાધિકાર સૂચવે. હવે સાયુજ્ય મુક્તિમાં જેઓ અક્ષરોપાસક છે તેઓનો અક્ષર સાથે સાયુજ્ય થાય છે. તેઓને અધિક ક્લેશ છે. જેઓ પુરુષોત્તમના જ્ઞાનવાન ભક્તો છે તેઓનો પુરુષોત્તમ સાથે સાયુજ્ય થાય છે. ' ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ' એમ શ્રીમુખ વાક્યથી પુરુષોત્તમની નિર્ગુણ ભક્તિથી, શ્રીપુરુષોત્તમમાંજ તે પ્રવેશ કરે છે એટલે શ્રીપુરુષોત્તમ સાથે સાયુજ્ય પ્રાપ્ત કરે છે એમ કહેલું છે. આમ શાસ્ત્રમાં ત્રણજ પ્રકારની મુક્તિ કહેલી છે. માયાવાદીય એક દેશી કૈવલ્ય મુક્તિનું વર્ણન ક્યાંએ દૃગ્ગોચર થતું નથી. श्रीकृष्णार्पणम्

'मायावादमसच्छास्त्रं प्रच्छन्नं बौद्धमुच्यते ।'

'वेदार्थवन्महाशास्त्रं मायावादमवैदिकं वक्ष्यते जगतां नाशकारणात् ।'

एवं प्रतारणाशास्त्रं सर्व माहात्म्यनाशकम्

उपेक्ष्यं भगवद्भक्तैः श्रुतिस्मृतिविरोधतः

कलौ तदादरो मुख्यः फलं वै मुख्यतस्तमः ।

( સમ્પૂર્ણ. )